પ્રાપ્તિસ્થાન

**જસવંતલાલ ગીરધરલાલ શાહ**
૧૪૭, તઓલીને ખાંચા
દોસીવાડાની પોળ,
**અમદાવાદ-૧**

•

**મેઘરાજ પુસ્તક ભંડાર**
ગોડીજીની ચાલ
કીકાસ્ટ્રીટ
**મુંબઈ-૨**

•

**સોમચંદ ડી. શાહ**
જીવનનિવાસ સામે
**પાલીતાણા**

•

**મનુભાઈ બી. પાદ્યે**
C/o બાબુ અમીચંદજી પનાલાલજી
આદીશ્વરજી ચેરીટેબલટ્રસ્ટ
૪૧, રીજરોડ મુંબઈ-૬

પ્રકાશક .

**યશેન્દુ પ્રકાશન દ્વારા**
**જસવંતલાલ ગીરધરલાલ શાહ**
૧૩૩૫ લાવરીની પોળ,
ધનાસુતારની પોળ,
**અમદાવાદ-૧**

•

મુદ્રક :

કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ
મંગલ મુદ્રણાલય રતનપોળ
**અમદાવાદ-૧**

# પ્રકાશકીય નિવેદન

પંચમકાળમા ભવ્યાત્માના બોધને માટે કથાનુયોગ જૈનદર્શનમાં વિશાળ પ્રમાણમાં ઉપલબ્ધ છે. આજથી પચાસ વર્ષ પહેલાં વાંચન કરતાં શ્રવણ વધારે હતુ આજે શ્રવણ કરતાં વાંચન વધી ગયુ છે. પરંતુ શુ વાંચન વાચવું તેનાથી બધા જ અજ્ઞાત છે, જે વાંચન વાંચવાથી સંસ્કાર–ત્યાગ–તપ–સંયમ–સાત્વિકતા પ્રાપ્ત થતી હોય તેવુ વાચન જૈનદર્શનના કથાનુયોગમા સમાયેલ છે આવી જ એક કથા "સુરસુંદરી"ની છે જેમા વિદ્યાધરો વિદ્યાઓની સાધનાનો ઉપયોગ–દુરૂપયોગ કેવો રીતે કરે છે? તેનુ વિશ્લેષણ છે.

પ્રાપ્ત થયેલી વિદ્યાઓ કર્મથી મુક્તિના હેતુરૂપ થાય છે તેમજ તેજ વિદ્યાઓ વિચારોની અશુદ્ધિથી વિલાસી જીવનમાં ડુબેલા આત્માઓનુ અધપતન કરાવે છે, વિદ્યાનો સદુપયોગ એજ પ્રસ્તુત કથાનું કલેવર છે આ કથાનકમાં મૂળપ્રાકૃત ૪૦૦૦ શ્લોકનુ ભાષાતર છે. મે તેમાં જરાપણ છૂટછાટ લીધા સિવાય તૈયાર કરેલ છે, વાંચકોને રસદાયક બને અને બોધ પ્રદાન થાય એજ ભાવના શુભ ભવતુ

૪૧, રીજ રોડ
મલબાર હીલ

—ભાનુચંદ્રવિજય

# પ્રકાશકીય

સવત ૧૦૯૫ની સાલમા પૂ પાદ ધનેશ્વરસુનિ ભગવતે પ્રાકૃતમાં ચારહજાર શ્લોક પ્રમાણ કાવ્યમય ગ્રંથ નિર્માણ કર્યો હતો, આજથી ૫૦ વર્ષ પહેલા પ્રસ્તુત ગ્રંથ મૂળ પ્રાકૃત ભાષામાં યંત્ર દ્વારા મુદ્રિત કરવામાં આવ્યો હતો, તે પહેલાં તે ગ્રથ તાડપત્રીય ઉપર લખાયેલ હતો. તે સુરસુદરી ગ્રંથનુ ગુજરાતી ભાષાતર બે વર્ષ પહેલા તૈયાર કરીને હીદીમા અનુવાદ કરાવેલ હતો યંત્રાલયે હીદી છપાઈને બહાર પડયો. ત્રણ મહીનામા તેની બધી જ નકલો ખલાસ થઈ તે દરમ્યાન ગુજરાતી પ્રેસ કોપી ગેરવલ્લે જતા ફરીથી હીદીનો અનુવાદ ગુજરાતીમાં કર્યો, મૂળ ગ્રથમા જે વસ્તુ છે તેજ પ્રસ્તુત ગ્રથમાં છે.

—જસવંતલાલ ગીરધરલાલ શાહ
ધનાસુતારની પોળ,
અમદાવાદ–૧

# સમર્પણ

જેમની નિષ્કારણ કરુણાના પીયૂષ-પ્રવાહે અનેક આત્માઓની ઊષર ચિત્તભૂમિને-નવપલ્લવિત બનાવી છે.

જેમની ઉદારતા-સરલતા અને નિષ્પક્ષતા ભરી ઓજસ્વી પ્રતિભાનો ભવ્ય પ્રભાવ સમગ્ર મુનિ સમુદાય પર છત્રવત્ વિસ્તરી રહ્યો છે.

એ................

પરમપૂજનીય—વાત્સલ્ય સુધાનિધિ

જિનશાસન સાર્વભૌમ આચાર્ય દેવ

**શ્રી વિજયનન્દનસૂરીશ્વરજી મહારાજના**

પાવન કરકમલોમાં

આ 'સુરસુંદરી ચરિત્ર' સમર્પીને

કૃતાર્થતા અનુભવું છું.

ભાનુચંદ્ર

શ્રી કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય વિરચિત

# શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર

## પર્વ ૧ થી ૧૦ ગુજરાતી ભાષાંતર

**સંપાદક : પં. ભાનુચંદ્રવિજય ગણિ**

જેમાં ૨૪ તીર્થંકર પરમાત્મા, ૧૨ ચક્રવર્તિ, ૯ વાસુદેવ ૯ પ્રતિવાસુદેવ, ૯ બલદેવ મળીને કુલ ૬૩ મહાપુરૂષોના સંપૂર્ણ જીવન ચરિત્રો પર્વ ૧ થી ૧૦

કુલ ચાર ભાગમા ૧૫૦૦ પાના ક્રાઉન આઠપેજી

**કિંમત રૂા. ૫૦–૦૦**

કલિકાલ સર્વજ્ઞ હેમચદ્રાચાર્ય વિરચિત

# ત્રિષષ્ઠિ દેશના સંગ્રહ

**ભાષાંતર : પં. ભાનુચંદ્રવિજય**

જેમા સૌધર્મેન્દ્રે, ચક્રવર્તિઓએ, પરમાત્માના જન્મ સમયે તથા સમવસરણમાં કરેલી પરમાત્માઓની સ્તુતિઓ, તથા ત્રૈલોક્યનાથ શ્રી ચોવીશ પરમાત્માઓએ આપેલી વિસ્તૃત દેશનાનો સંગ્રહ કરવામાં આવેલ છે જેમાં અનેકાન્તવાદ, ચૌદ રાજલોકનું સ્વરૂપ, સપ્તનયોનું સ્વરૂપ, ક્ષેત્ર સમાસ, કર્મસ્વરૂપ, આત્માનુ અસ્તિત્વ, બાર ભાવના, સસાર પર વૈરાગ્ય, જીવનની અસ્થિરતા, બારવ્રતો, પાપસ્થાનક, વીસ સ્થાનક, દશ યતિધર્મ વિગેરેનું વર્ણન તથા સિદ્ધાંતના બધા જ વિષયોનો સમાવેશ છે, સમગ્ર જૈન સિદ્ધાતને આવરી લેતો પ્રસ્તુત ગ્રંથ નિર્જરાના હેતુરૂપ છે. દરેક ઘરમા વસાવવા અને અભ્યાસ કરવા યોગ્ય છે.

પ્રાપ્તિસ્થાન

**જસવંતલાલ ગીરધરલાલ શાહ**

ઠે જૈન પ્રકાશન મદિર

૩૦૯/૪ દોસીવાડાની પોળ, અમદાવાદ–૧

# બાબુ અમીચંદજી પનાલાલજી



**જન્મ તા. ૧૭-૫-૧૮૫૦ 卐 સ્વર્ગવાસ તા. ૮-૩-૧૯૨૮**

જેઓએ સંવત ૧૯૬૦ મા મુંબઇના તીર્થધામ સમાન વાલકેશ્વર ઉપર ભવ્ય જિનાલય બંધાવીને પ્રથમ તીર્થાધિપતિ આદિશ્વર ભગવંતને મૂળ નાયકજી તરીકે બીરાજમાન કર્યા આજે હજારો જૈન જૈનેતરો પ્રતિદિન દર્શન પૂજનનો લાભ લઇ રહ્યા છે

ધનેશ્વર મુનિ વિરચિત

# સુરસુંદરી ચરિત્ર

ઉર્ધ્વ લોક અને અધો લોકની મધ્યમાં વિશાળ વિસ્તારમાં પથરાયેલો એક તિર્યગ્લોક છે. સુમેરુ પર્વત દેવતાઓથી સેવિત છે તે પ્રમાણે આ તિર્યગ્લોક પણ વિદ્વાનોથી સેવિત છે. આ લોકમાં ચારે બાજુથી સમંદરથી વીંટળાયેલો એક લાખ જોજન વિસ્તારવાળો જંબુદ્વીપ નામનો એક દ્વીપ છે. તેના દક્ષિણ ભાગમાં સુંદર ભરત ક્ષેત્ર છે. આ ક્ષેત્ર વૈતાઢય પર્વતથી બે ભાગોમાં વિભક્ત છે. તેના દક્ષિણાર્દ્ધ ભરતમાં કુરુ નામનો દેશ છે.

આ કુરુ દેશ ગંગા અને સિંધુના મધ્ય ભાગના વૃક્ષોમાં કલ્પવૃક્ષની જેમ બધા દેશોમાં પ્રધાન છે. ધન સંપત્તિથી સમૃદ્ધ છે. આ દેશની સામાન્ય જનતા પણ નૃત્યગીત આદિ કળાઓમાં કુશળ છે. હાથી, ઊંટ, ભેંસ, ગાય, બળદ અને ગધેડા જેવા પશુઓથી પણ સમૃદ્ધ છે. સતત વહેતા નાળા અને નહેરોથી આ દેશના બાગ બગીચા અત્યંત રમણીય છે. અહીં પુર, નગર અને ગામડાઓ છે. અહીંની પ્રજા ખૂબ જ સુખી અને સમૃદ્ધ છે અનેક પ્રકારના ઉત્સવો અને તહેવારોની ઉજવણી કરી તે સદાય પ્રસન્નચિત્ત રહે છે. આ કુરુ દેશ ભય અને ઉપદ્રવથી રહિત છે. અહીંના માર્ગો સાર્થવાહોની વસતીથી સદાય

ઊભરાતા રહેતા હતા. ગુણોના ભવનરૂપ આ દેશની એક આગવી વિશિષ્ટતા હતી. અહીંના લોક કાન વિનાના હોવા છતાં ય પોતાની પ્રશંસા સાંભળતા હતા. અર્થાત્ આ દેશની જનતા શોક રહિત હતી. અહીંના વૃદ્ધો અને શ્રીમંતો કર રહિત છે, આવા દેશનું વર્ણન જેટલું ન કરાય તેટલું ઓછું છે.

આ દેશમાં હસ્તિનાપુર નામનું એક અત્યંત રમણીય નગર છે. આ નગરની ચારે બાજુ દુશ્મનોથી ન ઓળંગી શકાય તેવી સાગર સમાન ખાઈઓ છે. શત્રુઓને ભય પમાડે તેવા વિરાટ છતાં સુંદર અને આકર્ષક તોરણવાળા નગરદ્વારો છે, નગરમાં ઠેર ઠેર લીલાછમ મનહર ઉદ્યાનો છે. બરફના જેવા સ્વચ્છ આંગણા છે. મોટા મોટા મહેલો અને પ્રાસાદોથી આ નગર ખૂબ જ રમણીય છે. બીજા દેશોમાંથી આવેલા વેપારીઓ સાથે વેપાર કરવામાં અહીંના વેપારીઓ ભારે હોંશિયાર છેઃ અતિ મૂલ્યવાન કરિયાણાઓથી ભરેલા અહીં સેંકડો બજારો છે. નગર ઊંચી સ્વચ્છ ધ્વજાઓથી સુશોભિત મંદિરોથી વધુ રમણીય બન્યું છે. આ નગરમાં વિશાળ સરોવરો છે. સફેદ કમળોથી આ સરોવરો વધુ શોભાયમાન લાગે છે. સરોવર ઉપરાંત અહીં હજારો સુંદર વાવડીઓ છે. ત્રણ ચાર બાજુ જઈ શકાય તેવા માર્ગો અને ચોક આદિથી આ નગર અત્યંત રમણીય છે. બાગ, બગીચા, કુવા આદિથી આ નગર એટલુ બધું સુંદર છે કે દેવતાઓ પણ ત્યાં આવવા લોભાય છે. આ

હસ્તિનાપુર નગર તમામ ગુણોથી યુક્ત હોવાથી તે અમરાવતી સમાન છે.

આ નગરના લોકો ઘણા ધાર્મિક, ત્યાગી અને કળાકુશલ છે, સૌ પોતપોતાના કામમાં સતત વ્યસ્ત રહે છે. આથી નગરના માર્ગો જનસમુહથી ઊભરાતા રહે છે. કરોડો પતાકાઓથી આકાશ આચ્છાદિત હોવાથી ગરમીની મોસમમાં પણ લોકોને ગરમીનો અનુભવ થતો નથી. નગરના મહેલોની દીવાલો પર રત્નો જડેલા છે. આ રત્નોના તેજથી ખબર નથી પડતી કે રાત કયારે વીતી ગઈ. આ નગરની સુંદરતાને કૌતુકથી એકીટશે જોતા દેવતાઓ નિર્નિમેષ બની ગયા છે. સફેદ મહેલોના શિખર પર લહેરાતી ધ્વજાઓ જાણે સૂર્યના સારથીને વધુ ઊંચે જવાની પ્રેરણા આપે છે. ગુણોથી સમૃદ્ધ ગુણ ભંડારરૂપ આ નગરની માત્ર એક જ ખામી છે કે નિર્દોષ સાધુવર્ગ સતત ગુપ્તિથી ગુપ્તતામાં બંધ નજરે પડે છે.

આ નગરમાં વિપુલ હાથી, ઘોડા અને રત્નોનો સ્વામી યથાયોગ્ય રાજનીતિનું પાલન કરી સૌના મનને પ્રસન્ન કરે છે. પોતાના બુદ્ધિબળથી તમામ શત્રુઓને વશ કરનારો યાચકોની કામનાઓને પૂર્ણ કરનારો, મજબૂત કઠોર ભુજાઓના અતુલ પરાક્રમથી શત્રુપક્ષનો પરાજય કરનારો, શત્રુસ્ત્રીઓના વદન કમલને ઝાંખા કરવામાં ચંદ્રમા સમાન, સૂર્ય જેવો પ્રખર પ્રતાપી, સિંહની જેમ બળવાન, સમુદ્ર જેવો ગંભીર, ચન્દ્રની જેમ સમાન લોકોના મનને આનં-

દિન કરનારો, રૂપમાં સાક્ષાત્ કામદેવ, અને બુદ્ધિમાં સાક્ષાત્ બૃહસ્પતિ જેવો અમરકેતુ નામનો રાજા રાજ્ય કરે છે. રાજ્યનો સમ્યક્ પ્રકારે વ્યવહાર કરતાં આ રાજાના દિવસો સ્વર્ગના ઈન્દ્રની જેમ આનંદથી પસાર થાય છે.

એક દિવસ અમરકેતુ રાજસભામાં બેઠો હતો તે સમયે બંધુલ નામનો એક દ્વારપાળ તેની પાસે આવ્યો. વિનયથી તેણે રાજાને પ્રણામ કર્યા અને કહ્યું : હે દેવ! કુશાગ્રપુરથી ચિત્રસેન નામનો એક કુશળ ચિત્રકાર આવ્યો છે અને તે આપના પવિત્ર દર્શન કરવા ઈચ્છે છે. આપની આજ્ઞા હોય તો તેને આપની સેવામાં લઈ આવું

રાજાની આજ્ઞા મળતાં ચિત્રસેને સભામાં પ્રવેશ કર્યો. રાજાએ એનું યોગ્ય અભિવાદન કરી ઉચિત સ્થાન આપ્યું અને પૂછયું: હે ભદ્ર! તમે કોણ છો! અહીં સુધી આવવાનુ કારણ શું છે. ?

ચિત્રસેને તેના જવાબમાં કહ્યુ "રાજન્! હું કુશાગ્રપુરથી આવું છું. ચિત્રકળાનો હું સારો એવો જાણકાર છું. લોકો પાસેથી મેં સાંભળ્યું કે આપ ચિત્રોના પ્રેમી છો આથી મારી ચિત્રકળા બતાવવા માટે આપની પાસે આવ્યો છું.

રાજાએ તેને પોતાનું શ્રેષ્ઠ ચિત્ર બનાવવા માટે કહ્યું. ચિત્રસેને તુરત જ પોતાની બગલમાં રાખેલું એક ચિત્ર રાજાના હાથમાં આપ્યું.

ચિત્ર જોઈને રાજા આશ્ચર્યમુગ્ધ બની જાય છે. પ્રમાણુસર રેખાઓ અને યોગ્ય રંગોથી બનાવેલ વિશુદ્ધ વન કન્યાનું સૌન્દર્ય જોઈને રાજાના રોમાંચ ખડા થઈ જાય છે. મનમાં ને મનમાં તે વિચારે છે કે ત્રણેય લોકમાં આવી કોઈ સુંદર સ્ત્રી હોઇ જ ન શકે, પોતાની ચિત્ર-કલાની નિપુણતા બતાવવા માટે જ ચિત્રકારે આવું સુંદર ચિત્ર ચિતર્યું છે. અને કદાચ જો આ ચિત્રમાં છે તેવી જ કોઈ સુંદર રૂપાળી કન્યા હોય તો તેની સાથે સંબંધ બાંધવામાં જ મારા જીવનની સફળતા છે. આવા વિચારોમાં રાજા કામદેવના બાણુનો શિકાર બની ગયો અને મનની સ્થિરતા તે ખોઇ બેઠો. રૂપના વિચારોમાં પોતાનું અસ્તિ-ત્વ જ ભૂલી ગયો. થોડી જ પળોમાં તેની આંખો બંધ થઇ ગઈ અને મૂર્ચ્છિત થઈ રાજ્ય સિંહાસન પરથી તે ગબડી પડયો.

પોતાના વહાલા રાજાની દુર્દશા જોતાં રાજ્યસભામાં હાહાકાર મચી ગયો બધા એકદમ ઊભા થઈ ગયા. કોઈ પંખો નાંખવા લાગ્યું તો કોઇ ઠંડુ પાણી છાંટવા લાગ્યું. કોઈએ રાજાના મોંમાં કપૂર મૂકયું તો કોઈ રાજાના શરી-રને દબાવવા લાગ્યું. સૌ ચિંતાતુર હતા પરંતુ ચિત્રસેન આ સમયે પ્રસન્નચિત્ત હતો. તેના ચહેરા પર ચિંતાને બદલે આનંદની રેખાઓ દેખાતી હતી.

આ જોઇ સભાજનોના રોષની કોઇ સીમા ન રહી. અરે ! આ તે કોઈ ચિત્રકાર છે કે ચિત્રકારના રૂપમાં

આવેલો કોઈ કાળ ભૈરવ? કામણ કરીને તેણે અમારા સ્વામીને બેશુદ્ધ બનાવી દીધા છે. લોકો બોલી ઊઠ્યા. મારો. પકડો. અને અંગરક્ષકોએ ચિત્રકારને પકડી લીધો.

આ સમયે ચિત્રકારે કહ્યું. ભદ્રપુરુષો! હું દુષ્ટ, પાપી કે કાળ ભૈરવ નથી. તમે મને શા માટે નાહક હેરાન કરો છો? ત્યારે અંગરક્ષકોએ કહ્યું. " તું દુષ્ટ નથી તો પછી તેં કામણ કરેલું ચિત્ર રાજાને શા માટે બતાવ્યું? અમારા રાજા બેશુદ્ધ છે અને તું આમ મલકાય છે શા માટે? અમારા રાજાનો વધ કરવા તારા જેવા પાપીને અહીં કોણે મોકલ્યો છે?

ચિત્રકાર : " હું અહીં રાજાના કલ્યાણ માટે આવ્યો છું. "

પરંતુ અંગરક્ષકોએ તેનું કહ્યું ન માન્યું અને તેને બાંધી લીધો. એટલામાં રાજાની મૂર્છા ઉતરી ગઈ. તે ફરીથી સ્વસ્થ બની ગયો, ચિત્રકારને બાંધેલો જોઈ તેને છોડવાની આજ્ઞા કરી. બંધનમાંથી મુક્ત થયો એટલે રાજાએ પૂછ્યું: "હે ભદ્ર પુરુષ! સાચે સાચું કહેજે તને અહીં કોણે મોકલ્યો છે?"

રાજાની આજ્ઞાથી ચિત્રસેને પોતાનું રહસ્ય પ્રકટ કરતાં કહ્યું. નગરના ગુણોથી યુક્ત કુશાગ્રપુર નામનું એક નગર છે. ધનધાન્ય અને અન્ય સંપત્તિથી તે સમૃદ્ધ છે. યાચકોની આશાઓને પૂર્ણ કરનાર ધનવાહન નામનો આ

નગરનો રાજા છે. વસંતસેના નામની તેની પ્રાણપ્રિયા રાણી છે. તેનો નરવાહન નામનો પરમ પ્રતાપી પુત્ર છે અને કમલાવતી નામની અત્યંત સ્વરૂપવાન પુત્રી છે.

એક દિવસ રાજાએ પોતાના પુત્ર નરવાહનને કહ્યું કે તારી બેન કમલાવતીનો કોઈ યોગ્ય વર સાથે વિવાહ કરી નાખજે આમ કહીને સંવેગી રાજાએ સદ્‌ગુરુની પાસે જઈને સંસારનો નાશ કરનારી ભાગવતી દીક્ષા વિધિપૂર્વક અંગીકાર કરી. નરવાહન રાજા પોતાના શત્રુઓને વશમાં રાખીને રાજ્યનો વહીવટ સારી રીતે ચલાવે છે. કમલાવતી પણ કન્યાન્તઃપુરમાં સુખથી પોતાના દિવસો પસાર કરે છે.

એ જ નગરમાં સાગર નામનો એક વણિક રહે છે, રાજાનો તે લંગોટિયો મિત્ર છે, આ સાગર જિનવચનમાં અત્યંત અનુરક્ત છે. તેને અત્યંતપ્રિય શીલસંપન્ન શ્રીમતી નામની પત્ની, શ્રીદત્ત નામે પુત્ર અને શ્રીકાંતા નામની પુત્રી છે. શ્રીકાંતા રોજ કમલાવતી પાસે આવે જાય છે. કમલાવતીને તેની સાથે સારા એવા બેનપણા થઈ ગયા છે.

શ્રીકાંતાને નાનપણથી જ સર્વ કળાઓમાં પારંગત સુમિત્રસેન નામના આચાર્ય પાસે સ્ત્રીઓને યોગ્ય બધી કળાઓનું શિક્ષણ આપવામાં આવ્યું હતુ. રાજપુત્રી કમલાવતીની સાથે પણ તે ચિત્રાદિ અનેક પ્રકારની ક્રીડાઓ કરતી, સમય જતાં બંને કન્યાઓએ દેવતાઓને પણ પ્રિય એવી યૌવનાવસ્થામાં પ્રવેશ કર્યો.

એક સમય રાજા, મંત્રી મતિસાગર અને સાગર શ્રેષ્ટીની સાથે સભામંડપમાં બેઠો હતો તે વખતે અલંકારોથી બની ઠનીને પોતાની બેનપણીઓની સાથે કંદુક ક્રીડા કરતી કમલાવતી ત્યાં આવી પહોંચી, રાજાએ પોતાની બહેનને સ્નેહથી પોતાના ખોળામાં બેસાડી, બહેનના સૌન્દર્ય અને વિકસતા યૌવનને જોઈ રાજાએ મંત્રી મતિસાગરને કહ્યું કે પિતાજીએ દીક્ષા લેતાં પહેલાં કહ્યું હતું કે બહેનને યોગ્ય ઘરે વરાવી દેજે, આથી તમે બતાવો કે સારા કુળનો કયો યુવાન બહેન માટે યોગ્ય છે? મતિસાગરે કહ્યું કે દેવ! આપ તો પોતે પણ આ અંગે સારુ જાણો છો. ત્યારે રાજાએ કહ્યું કે મારો વિચાર તો સ્વયંવર કરવાનો છે. તેમાં બધા રાજાઓને નિમંત્રણ આપીએ જેથી બહેન પોતાને મનપસંદ વરને વરે, મતિસાગરે કહ્યું કે જેવી આપની આજ્ઞા. પરંતુ સ્વયંવર કરવો મને યોગ્ય નથી લાગતો. જ્યારે બધા રાજા એક રાજાના અનુશાસન તળે હોય તો સ્વયંવર કરવો બરાબર છે કારણ એક રાજાને વરમાળા પહેરાવતાં બીજા રાજાઓને તે રોકી શકે છે. અત્યારે તો બધા રાજા નિરંકુશ છે આથી એકને વરવાથી બીજા બધા રાજા તેના શત્રુ બની જશે આથી રાજન! સ્વયંવર અનર્થનું કારણ બની જશે ત્યારે રાજાએ કહ્યું કે તો પછી કમલાવતીનો હાથ કોને સોંપવો? ગમે તે રાજાને તેને વરાવી દેવી તે મને ઠીક નથી લાગતું. જેને ત્યાં એ સુખી થાય તેને હું કમલાવતી દેવા માંગું છું,

આ પ્રમાણે રાજા અને મંત્રી વચ્ચે વાતચીત ચાલતી

હતી ત્યાં દ્વારપાળે પ્રણામ કરી કહ્યું : " હે દેવ અષ્ટાંગ નિમિત્તના જાણકાર, અને ભૂત–ભવિષ્ય બતાવનાર સુમતિ નામના જ્યોતિષી આપના દર્શન માટે આવ્યા છે. અને દ્વાર પાસે ઉભા છે. રાજાએ તેમને તુરત જ પોતાની પાસે લઈ આવવા કહ્યું.

થોડી જ વારમાં સફેદ નિર્મળ વસ્ત્રોમાં સુસજ્જિત, ગોરોચના તિલક લગાવેલો જ્યોતિષી રાજા પાસે આવીને ઉભો રહ્યો. રાજાને આશીર્વાદ આપ્યા. દુર્વા અક્ષત આદિથી રાજાનું મંગળ કરીને યોગ્ય સ્થાને તે બેસી ગયો. વિશ્વાસ મેળવવા રાજાએ તેને ભૂતકાલિન ઘટનાઓ અંગે પ્રશ્નો પૂછ્યા. જ્યોતિષીએ તેના સચોટ જવાબ આપ્યા. આથી પ્રસન્ન થઈ રાજાએ કહ્યું : હે સુમતિ! મારી બેન કમલાવતીનો મનવલ્લભ પતિ કોણ હશે?

નિમિત્ત જોઇ સુમતિએ કહ્યું : રાજન્! ચિત્રમાં અંકિત તેનાં રૂપને જોઇ જે મૂર્છિત થઈ જશે તે રાજા તેનો વર બનશે અને તમારી બહેન સમગ્ર અંતઃપુરની મહારાણી બનશે. આ માટે તમે જરાય ચિંતા ન કરશો કે કોઈ સંદેહ ન કરશો

એટલામાં સાગર શ્રેષ્ઠીએ પણ પૂછ્યું કે મારી દિકરી શ્રીકાંતાનો પતિ કોણ હશે? ત્યારે સુમતિએ કહ્યું કે કાળા સર્પથી ડંખ પામેલાને જે પુનર્જીવિત કરશે તે પુરુષ તેનો પતિ બનશે. આ પ્રમાણે પૂછીને રાજાએ યોગ્ય સત્કાર

કરીને સુમતિને વિદાય આપી. સુમતિના ગયા બાદ મંત્રીએ કહ્યું કે રાજન્ !

આ ઘણું જ સારું થયું છે. હવે નૈમિત્તિકના કહ્યા મુજબ આપણે પ્રયત્ન કરવો જોઇએ. રાજાએ પૂછયું :' આપણા નગરમાં સારામાં સારો ચિત્રકાર કોણ છે? મતિ-સાગરે કહ્યું : "કમલાવતીના સુપ્રસિદ્ધ ગુરુ સુમિત્રસેનનો પુત્ર ચિત્રસેન ચિત્રકળામાં ખૂબ જ પારંગત છે."

રાજાએ તે પછી મને બોલાવ્યો અને બહુમાનપૂર્વક મને કમલાવતીનું ચિત્ર ચિતરવા માટે કહ્યું. જેવી આપની આજ્ઞા એમ કહી મેં કમલાવતીનું સુંદર ચિત્ર તૈયાર કર્યું અને રાજાને બતાવ્યું. રાજાએ તે જોઇ મારી ઘણી જ પ્રશંસા કરી. પછી રાજાએ મને આજ્ઞા કરી કે તમે ચિત્રકારના વેશમાં આ ચિત્રને લઇને ફરો અને બધા રાજાઓને બતાવો. જે રાજા ચિત્ર જોઈને મૂચ્છિંત બને તેનું નામ મને તુરત જ જણાવો જેથી હું ધામધુમથી તેની સાથે કમલાવતીના લગ્ન કરાવું. અને હું રાજાને પ્રણામ કરી આ ચિત્ર લઈને નીકળી પડયો. સુગ્રીવ, કીર્તિવર્ધન આદિ રાજાઓને મેં આ ચિત્ર બતાવ્યું પણ મારી મનોકામના પૂર્ણ ન થઈ. આજ હું અહીં આવ્યો. આપને ચિત્ર બતાવ્યું. તે જોઈ આપ મૂચ્છિંત થઈ ગયા. "આથી આજ મારા સ્વામીના મનોરથ સિદ્ધ થયા." એમ વિચારી તથા સુમતિ જ્યોતિષીનું વચન યાદ આવતા મને ખૂબ જ આનંદ થયો તમારી મૂચ્છાં સમયે મલકાવાનું

આ સિવાય બીજું કોઈ જ કારણ નથી માટે આપ બીજી કોઈ શંકા ન કરશો.

ચિત્રસેનની વાત સાંભળી રાજાની બધી શંકાઓ દૂર થઈ ગઈ. ચિત્રના રૂપથી વિસ્મિત થયેલા રાજાએ પૂછયું શું આ કન્યાનું રૂપ સાચે જ આવું અને સૌભાગ્યપૂર્ણ છે? ચિત્રસેને કહ્યું : "આ ચિત્રમાં તો તેના રૂપની માત્ર ઝલક જ બતાવી છે. તેના અસલી રૂપને તો કયો ચિતારો ચિત્રાંકિત કરી શકે તેમ છે? આ કન્યાએ તો દેવાંગનાઓનાં રૂપને પણ મ્હાત કર્યું છે. ચિત્રસેનનો આવો ખુલાસો સાંભળી રાજા ખૂબ જ પ્રસન્ન થયો અને પોતાના શરીર પરનાં અલંકારો ઉતારીને ચિત્રસેનને ભેટ આપ્યા.

રાજાની આજ્ઞા લઈ ચિત્રસેન વિના વિલંબે કુશાગ્રપુર પહોંચ્યો. નરવાહન રાજાને બધી વિગતો કહી. આ સાંભળી રાજાએ પૂરતા પ્રમાણમાં ધન અને દાસ દાસીઓ આપીને પોતાની બહેન કમલાવતીને અમરકેતુ સાથે પાણિગ્રહણ કરવા માટે વિદાય આપી. કમલાવતી પણ શ્રીકાંતા આદિ બેનપણીઓ અને કુટુંબી જનો સાથે આનંદથી મળી અને શોકાકુળ હૈયે વિદાય લીધી. હસ્તિનાપુર પહોંચતા ક્ષત્રિય કુળની વિધિ પ્રમાણે ભારે ઉત્સાહ અને ધામધુમથી અમરકેતુએ કમલાવતી સાથે લગ્ન કર્યા. કમલાવતી ઇન્દ્રની ઇન્દ્રાણીની જેમ રાજાની પ્રાણપ્રિય મહારાણી બની. તેની સાથે વિષય સુખ ભોગવતા તેમજ ન્યાય નીતિથી પ્રજાનું પાલન કરતા રાજાના દિવસ સ્વર્ગમાં ઇન્દ્રની જેમ આનંદથી પસાર થવા લાગ્યા.

આ હસ્તિનાપુર નગરમાં નાગરિકોમાં સર્વશ્રેષ્ઠ, બધા શાસ્ત્રોમાં પારંગત અને રાજાનો શુભચિંતક ધનધર્મ નામનો એક શેઠ રહેતો હતો. યાચકોને મનમાંગ્યુ આપવામાં તે દાનવીર હતો. પિતા, દાદા અને વડદાદા ઉપાર્જિત લક્ષ્મીનો તે સ્વામી હતો. જૈનદર્શન, જૈનાગમનો જાણુકાર, તેમજ મોક્ષમાર્ગ પરાયણ જિનેન્દ્રદેવ, અને સાધુઓની સેવામાં લીન તેમ જ ખૂબ જ સાધર્મિક વત્સલ હતો. પોતાના રૂપથી દેવાંગનાઓનું પણ અભિમાન ઉતારનારી ગૃહકાર્યમાં કુશળ, પ્રાણપ્રિયા મનોરમા નામની તેની પત્ની હતી. ત્રિવર્ગસાર વિષય સુખ ભોગવતા તેણે કુલભૂષણ રૂપ એક પુત્રને જન્મ આપ્યો, બાર દિવસ બાદ કુલાચાર અનુસાર માતપિતાએ તેનું નામ ધનદેવ પાડ્યું.

પાંચ ધાવ માતાઓના લાલન પાલન પામતો આ બાળક મોટો થતો ગયો. માતાપિતાને પોતાની મૂંગી ચેષ્ટાઓ અને કાલા બોલથી આનંદ આપતો બાળક આઠેક વરસનો થયો ત્યારે માતાપિતાએ તેને બધી કળાઓમાં અને વિદ્યાઓમાં નિપુણ એવા એક ઉપાધ્યાય પાસે ભણવા મૂક્યો.

થોડા જ વરસોમાં ધનદેવે બધી જ વિદ્યાઓ શીખી લીધી. તમામ કળાઓ પણ હસ્તગત કરી લીધી. આમ બધો જ વિદ્યાભ્યાસ પૂરો થઈ જતાં ધનદેવને ઘરે લાવવામાં આવ્યો. તે સમયે માતાપિતાએ ઉપાધ્યાયને વસ્ત્ર આદિ આપીને યોગ્ય સન્માન કર્યું.

ધનદેવ તરુણાવસ્થા પસાર કરી યુવાવસ્થામાં આવ્યો. યુવાન ધનદેવ કામદેવથી પણ વધુ સુંદર હતો. ઘાટીલા યૌવન અને રૂપથી અનેક યુવતિઓ ધનદેવ તરફ ખેંચાતી પોતાના સમવયસ્ક મિત્રો સાથે ફરતો ફરતો નગરની બહાર હતી. એક દિવસ એક બાગમાં જઈ પહોંચ્યો.

આ બાગમાં એક વાવડી હતી. વાવડીના તટ પર એક પુરુષ બેઠો હતો. તે ઉદાસ, નિરાશ જણાતો હતો. તેની આંખોમાં આંસુ જોઇ ધનદેવનું હૈયુ પીગળી ગયું. તેની તેને દયા આવી. તેની પાસે જઇ ધનદેવે પ્રેમભીના સ્વરે કહ્યું ·

"હે ભદ્ર! તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? અને તમે આટલા બધા ઉદાસ અને નિરાશ કેમ છો? તમને વાંધો ન હોય તો તમારું દુઃખ શું છે તે મને કહેશો?"

અણજાણ પુરુષ: જે મારુ દુ:ખ દૂર ન કરી શકે તેને મારી વ્યથાની વાત કહેવાનો શો અર્થ? છતાં ય તમે જે સહાનુભૂતિથી મને પૂછ્યું છે તે જોઇ ને તમને મારી વાત કરું છું.

સિંહગુફા નામની એક પલ્લી છે. સુપ્રતિષ્ઠ તેનો સ્વામી છે. તેની પત્નીનું નામ લક્ષ્મી છે. લોકોના મનને પ્રસન્ન કરનાર જયસેન નામનો તેમને એક પુત્ર છે. આ પુત્રનો હું સંરક્ષક છું. મારું નામ દેવશર્મા છે.

આ બાળક સાથે હું અનેક પ્રકારની રમતો રમતો

હતો. એક દિવસ બાળકને લઇ હું બહાર નીકળ્યો. ત્યાં યોગી વેશ પહેરેલા બે પુરુષોએ મને જોઇ મારી પાસે આવી મીઠી વાતો કરી. મને એક પાન આપ્યું. પાન ખાતાં જ હું શુદ્ધબુદ્ધ ખોઇ બેઠો. ત્યાર પછી કુમારની સાથે હું તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો, ત્યારે મને કશી જ શુધ ન હતી. બસ. યંત્રવત્ તેમની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. થોડે દૂર ગયા બાદ મને તરસ લાગી. પાણી પીવા માટે એક લતા મંડપમાં ગયો. ત્યાં અનેક પ્રકારના ઝાડ અને ફળ–ફુલોથી દુષિત પાણી પીધું. પાણીના પ્રભાવથી હું થોડો સ્વસ્થ બન્યો. અને વિચારવા લાગ્યો કે રાતના કુમારને લઈને ભાગી જઇશ. આમ વિચારી તેમને અણુસાર ન આવે તેમ બેધ્યાનપણે તેમની પાછળ પાછળ ચાલતો રહ્યો.

રાતમાં આ પાપિયોને મેં અંદરો અંદર વાતો કરતાં સાંભળ્યા. કે આ બાળકથી યક્ષિણી સિદ્ધ થશે. તુંગિક નામના પર્વતપર જઈને આ બાળકનો બલિ દઈ યક્ષિણીની સાધના પૂર્ણ કરશે. તેથી તેમને નિધિ પ્રાપ્ત થશે. તેમની આવી વાત સાંભળી હું ભયભીત બની ગયો અને રાતના તેઓ સૂઇ ગયા ત્યારે જયસેનને લઈને હું ત્યાંથી ભાગી નીકળ્યો.

પરંતુ ખબર પડતાં જ તેઓએ મારો પીછો પકડયો અને મને પકડી પાડયો. પછી મને બાંધીને બળદ પર અહીં લઈ આવ્યા. સાત દિવસથી હું અહીં છુ. નથી

તેમણે મને કંઈ ખાવા આપ્યું કે નથી મારી બીજી કંઈ ખબર લીધી. હે ભદ્ર! આ છે મારું દુઃખ. જયસેનના વિયોગથી અને તેની ચિંતાથી હું શોકાતુર છું.

દેવશર્માની વ્યથા સાંભળી ધનદેવે પૂછ્યું: 'અત્યારે એ બધા ક્યાં ગયા છે?"

દેવશર્મા: "એક જણ તો કુમારને લઇ પેલા વડની નીચે બેઠો છે. અને બીજો થોડીવાર પહેલાંજ મદિરા લેવા નગરમાં ગયો છે."

આ સાંભળી ધનદેવ તુરત જ પેલા પુરુષ પાસે વડ નીચે ગયો અને કહ્યું કે હે ભદ્ર! હું તમને લાખ સુવર્ણ મુદ્રા આપુ છું. તમે મને આ બાળક આપી દો.

પેલાએ કહ્યું કે બીજો યોગી આવે તે પહેલાં મને લાખ સુવર્ણ મુદ્રાઓ આપી દો તો હું તમને આ બાળક આપી દઉં. ધનદેવે પળનાય વિલંબ વિના લાખ સોના-મહોરની કિંમતવાળી પોતાની વીંટી તેને આપી દીધી અને બાળકને છોડાવી લીધો. યોગી પણ તુરત જ ત્યાંથી ભાગી નીકળ્યો.

જયસેનને લઈ ધનદેવ દેવશર્મા પાસે આવ્યો અને તેના હાથમાં જયદેવને સોંપી દીધો. દેવશર્માના આનંદની સીમા ન રહી. ગદ્‌ગદ્‌ કંઠે તે બોલવા લાગ્યો: તમે તો મારા સ્વામી છો મારા ભાઈ છો. મારા તારણહાર અને અભયદાતા છો. જયસેનને જીવતો છોડાવી લઇને તમે

તો મારા પર ન વાળી શકાય તેવો ઉપકાર કર્યો છે. તમે તે મારા ઉપકારી છો. દુષ્ટ યોગીઓના પંજામાંથી કુમારને બચાવી લઇને તમે મારા સ્વામીને પણ જીવનદાન આપ્યું છે. આ પછી ધનદેવ દેવશર્માને પોતાના ઘરે લઈ આવ્યો. સારી રીતે જમાડયો અને નોકરો સાથે તેને પોતાના સ્થાન મોકલી આપ્યો.

આ આખીય ઘટના વીજળીવેગે સારાય નગરમાં ફેલાઇ ગઈ અને લોકો કહેવા લાગ્યા કે ધનદેવ ઘણો જ ત્યાગી અને દાનવીર છે. લાખ લાખ સોનામહોરોનું તે સરળતાથી દાન કરી દે છે. ધનદેવ મિત્રોની સાથે જ્યાં જતો તેને અનેક પ્રકારની આવી વાતો સાંભળવા મળતી. કેટલાક ઇર્ષ્યાળુ અને પોતાના ત્યાગમાં અભિમાની એવા લોકો કહેતા કે ધનદેવ તો પોતાના બાપદાદાઓએ ઉપાર્જિત કરેલ સંપત્તિનો વિનાશ કરી રહ્યો છે. દાન તો તે પ્રશંસનીય છે જે પોતાના પરાક્રમથી ઉપાર્જિત કરેલ લક્ષ્મીમાંથી આપે. બાપ દાદાઓની જમા કરેલી લક્ષ્મીનું દાન કરવું એ સ્વમાનીઓ માટે કલંક છે. કહ્યું છે કે બાપદાદાની મૂડીનો ઉપયોગ કોણ નથી કરતું? પોતાના પુરુષાર્થથી કમાયેલ ધનથી દાન કરનાર પુરુષને કોઈ વિરલ માતા જ જન્મ આપે છે.

આ લોકાપવાદને સાંભળી ધનદેવ વિચારવા લાગ્યો કે આ લોકોનું કહેવું બરાબર છે. આમ કરવું મને ઉચિત નથી આથી પરદેશ જઈ, ધન કમાઈને મારી ઇચ્છાથી દાન

દુઃખિયાઓને દાન દઉં તેજ યોગ્ય છે. આમ મનમાં નક્કી કરી તે માતપિતા પાસે ગયો અને વિનયપૂર્વક બે હાથ જોડી તેમને કહ્યુઃ આપ મને આજ્ઞા આપો કે જેથી હું પરદેશ જઈને પૂરતું ધન કમાવી લાવું.

માતાએ કહ્યું. "જવાનો તારો શબ્દ જ મારા માટે અસહ્ય છે, તો પછી પરદેશ જવાની તો વાત જ ક્યાં રહી ? તારા પિતાએ ભેગી કરેલી સંપત્તિ એટલી બધી અમાપ છે કે તું ગમે તેટલું દાન કરે કે ભોગ ભોગવે તો ય તે ખૂટે તેમ નથી. ધન કમાવવા માટે જે જે કારણો છે તે બધા જ તારા પિતાએ પૂર્ણ કર્યા છે. આમ તારે વેપાર કરવાની જરૂર શી છે ?

ધનદેવ :" માતાજી ! બાળક નાનો હોય ત્યારે માતાને ધાવતો હોય તો તે સુંદર લાગે છે. પરંતુ બાળક મોટો થાય અને માતાના સ્તનનો સ્પર્શ કરે તો તે પાપનો ભાગીદાર બને છે. આથી સમર્થ પુત્રો માટે પિતાની લક્ષ્મી પણ માતાની જેમ અભોગ્ય છે. જે પુત્ર સમર્થ હોવા છતાં પણ પિતા દ્વારા ઉપાર્જિત કરેલ.લક્ષ્મીનો ઉપભોગ કરે છે તે પુત્ર મારી જેમ લોકોમાં ઉપહાસને પાત્ર બને છે." આટલું કહેતાં તો ધનદેવની આંખોમાં આંસુ આવી ગયાં અને માતાના ચરણોમાં ઢળી પડયો.

ત્યારે ધનધર્મ શેઠે તેનાં દુઃખનું કારણ જાણીને કહ્યું હે વત્સ ! તારા શુભ કાર્યમાં કોઈ વિઘ્ન ઊભું નહિં કરે"

પુત્રના અપમાનની વાતો કહીને તેની માતાને પણ સમજાવીને શેઠે શાંત કરી.

માતાપિતાની આજ્ઞા મળતાં ધનદેવના આનંદનો પાર ન રહ્યો. હવે તેણે પરદેશ જવા માટેની તૈયારીઓ કરી. જિનમંદિરોમાં તેણે અષ્ટાહ્નિકા મહોત્સવ કરાવ્યા. સાધુઓની પૂજા ભક્તિ કરી. સન્માનનીય પુરૂષોનો યોગ્ય સત્કાર કર્યો. સમસ્ત નગરમાં પોતાના પરદેશગમનની ઘોષણા કરાવી. અને જ્યોતિષીઓએ કાઢી આપેલ શુભ દિવસે અને શુભ ઘડીએ ધનદેવ સારા શુકન જોઈને પરદેશ યોગ્ય તમામ પ્રકારનું કરિયાણું લઈને હિતચિંતક વેપારીઓ સાથે કુશાગ્રપુર જવા માટે રવાના થયો.

આ પ્રમાણે ધનદેવ સાર્થ જનસમુદાય સાથે થોડા થોડા અંતરે આરામ કરતો વિશાળ સાર્થની સાથે જઈ રહ્યો છે, ધીરે ધીરે આ માનવ કાફલો વસતી પસાર કરતો કરતો એક ભયંકર જંગલમાં આવ્યો. જંગલ અસંખ્ય ઝાડો અને તેના ડાળી-પાંખડાથી ગીચ હતું. આથી આકાશમાં ઉડતા પક્ષીઓનું અસ્તિત્વ તેમના કૂજનથી જ થતું હતું. જે પ્રમાણે નીતિવાન રાજાના નગરમાં કોઇ વ્યક્તિ ઉન્માર્ગી નથી બનતી તેમ આ જંગલમાં પણ કોઈ ઉન્માર્ગે જતું ન હતું. આ ભયાનક જંગલની વચોવચ થઈને વણઝાર જઇ રહી હતી. ઊંચા ઊંચા વૃક્ષોની ડાળીઓ અને પ્રશાખાઓથી આકાશ એવું તો ઢંકાયેલું હતું કે દિવસે ક્યારે

પણ સૂર્યનો તાપ લાગતો ન હતો. વાંદરાઓના અવાજથી બળદો ભય પામતા હતા. આ ભય પામેલા બળદોને રોકવા બળદગાડીવાળા હાકોટા પાડતા હતા તેમના હાકોટાના પડઘા સાંભળીને મૂર્ખાઓ પણ દરેક દિશામાં હાકોટા પાડતા હતા. બળદોના ગળામાં બાંધેલી ઘૂઘરમાળથી તેમજ તેમની ખરીઓથી ઉડતી ધૂળથી સારું ય ગગનમંડળ અવાજ અને ધૂળથી ભરાઇ ગયું હતું.



## ૨

ધનદેવના રસાલાએ બે દિવસમાં તો મોટા ભાગનું જંગલ પસાર કરી દીધું. હવે તેમને પડાવ નાંખવાની જરૂર હતી. જંગલમાં થોડે દૂર જતાં એક તળાવ આવ્યું. રસાલાએ આ તળાવ પાસે પોતાનો પડાવ નાંખ્યો. બળદો પરથી માલ સામાન ઊતાર્યો. આ સમયે લગભગ બધા જ કામમાં વ્યસ્ત હતા. કોઇ તંબૂ તાણવાના કામનું હતું તો કોઈ પાણી ભરવાના કામમાં હતું. કેટલાક રસોઇ માટે બળતણ લેવાના કામમાં રોકાયા હતા. ગાય, ભેંસ, બળદ વગેરે પશુઓને પણ રાહત મળી હતી. તેઓ પણ આમ તેમ ચરી રહ્યા હતા.

ત્યાં જ અચાનક ભીલોએ આ રસાલા પર આક્રમણ કર્યું. ગુપ્તચરો દ્વારા આ ભીલોએ પ્રથમ બધી જાણકારી મેળવી લીધી હતી. તક મળતા જ તેઓ બધા ધનદેવના રસાલા ઉપર તૂટી પડયા.

આ ભીલોએ નવા મગની જેમ ઘૂંટણ સુધી કાળા વસ્ત્રો પહેર્યા હતા તેમના શરીર બિહામણા હતા અને તેનો રંગ કાળી શાહી જેવો હતો. તેઓ કોપાયમાન યમ-રાજ જેવા જોતા જ ડર લાગે તેવા હતા. તેમનો દેહ કઠોર અને બીભત્સ હતો. પલાશના પાંદડાનું મસ્તક માટેનું અલંકાર બનાવ્યું હતું. લાલ ચણોઠી જેવી લાલચૂમ તેમની

આંખો હતી. તેમના વાળ જાડા, બરછટ, ઊભા અને રૂક્ષ હતા. તેમણે કવચ પહેર્યું હતું; પીઠ પાછળ કામઠું બાંધેલું હતું. ધનુષ્ય પર બાણ ચડાવી તેની દોરી કાન સુધી ખેંચેલી હતી. કેટલાકના હાથમાં તલવાર હતી. કેટલાકના હાથમાં લાઠી હતી આ બધા જ સશસ્ત્ર ભીલો "મારો મારો" બોલતા રસાલા ઉપર **ત્રાટક્યા.**

ભીલોની આવી ઓચિંતી ધાડથી ધનદેવના કાફલાના બધા માણસો ડઘાઈ ગયા. એક ભીલની સંખ્યા વધુ હતી. બીજું બધા પોતપોતાના કામમાં વ્યસ્ત હતા. બધા જ નિઃશસ્ત્ર હતા છતાંય આ સમયે કેટલાક અભિમાની બોલતા હતા કે અરે નરપિશાચો! હવે તમે અમારાથી બચીને ક્યાં જશો? તમારી તાકાત હોય તો અમારી પાસે અજમાવી જોજો. તો જે કેટલાક બિકણ હતા તે રડતા રડતા બોલતા હતા કે હાય! હાય! હવે અમારું શું થશે? કોઈ બચાવો બચાવો!

આ દરમિયાન કોઇ લૂંટાયું, કોઈને માર પડ્યો. કેટલાક ભીલોથી બચવા માટેની તક શોધતા હતાં. કેટલાક કાયર તો એવી તક મળતાં ધીમે ધીમે ભીલોની નજર બચાવી જંગલમાં ક્યાંક સંતાઈ જવા પણ લાગ્યા. ભીલોએ લૂંટ ચલાવી એવો ભય પેદા કર્યો હતો કે કેટલાક પાંદડાની જેમ થર થર ધ્રૂજી રહ્યા હતા. કેટલાકનું ધોતીયું છૂટી ગયું હતું, કેટલાક તો પુરુષાર્થ છોડી માયકાંગલા બની ગયા હતા. કેટલાક લાજ શરમ છોડી, પોતાને

છોડાવવા માટે પાપી ભીલોની અનેક પ્રકારે ખુશામદ કરતા હતા. કેટલાક પોતાને મરેલા દેખાડતા જમીન પર નિશ્ચેષ્ટ પડયા હતા. કેટલાક આજુબાજુ સાવધ નજર રાખી પોતાની ધનસંપત્તિ ખાડો ખોદીને સંતાડી રહ્યા હતા. જે લોકો લાકડા–બળતણ વગેરે લેવા ગયા હતા તેઓએ આ આક્રમણની વાત જાણી ત્યાંથી જ દૂર નાસી ગયા. આ સમયે ચારે બાજુ "પકડો, બાંધો, મારો, મોંમાં ધૂળ ભરી દો" વગેરે અવાજો સંભળાતા હતા.

ભીલોને આમ પોતાના માણસોને બેરહમ રીતે લૂંટતા જોઇ પોતાના કેટલાક માણસો સાથે ધનદેવે પોતાના પ્રતાપી દેહથી ભીલોને ડારતા, વસુનંદક નામની તલવાર ઉઠાવી પડકાર કર્યો: અરે! પાપીઓ! તમને અભિમાનની ખૂજલી આવી રહી હોય તો મારી સામે આવો. હું તમારી ખુજલી મટાડી દઉં. એવું ન કહેશો કે મેં તમને તમારી તાકાત બતાવવાનું નહોતું કહ્યું. વીરોની તો આ કસોટી છે, પોતાની સ્ત્રી તેના પુરુષને વીર કહે તો તેવા પુરુષ કદી વીર નથી કહેવાતા.

ધનદેવના આ બુલંદ પડકારને સાંભળી ભીલો તેના તરફ વળ્યા અને "તેને પણ પકડી લો" એમ બોલતાં તેની સામે આવી તલવાર, ભાલા વગેરે શસ્ત્રોથી તેને મારવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ધનદેવ પણ નિર્ભય બની તેમની સામે છાતી કાઢીને વીરતાથી ઉભો રહ્યો અને પોતાની કુશળતાથી તેઓ બધાના પ્રહારને નિષ્ફળ બનાવવા લાગ્યો. છતાં પણ

ભીલોએ પોતાની મોટી સંખ્યાને જોરે ધનદેવને પકડી લીધો અને તે સાર્થપતિ છે એમ જાણીને તેને કશી જ ઇજા કર્યા વિના પલ્લીપતિ પાસે લઇ ગયા.

ત્યાં દેવશર્માએ ધનદેવને જોયો. તેને જોતાં જ દેવશર્માને અત્યંત દુઃખ થયું. પલ્લીપતિને કરુણ અવાજે કહ્યું : હે સ્વામિન્ ! આ મહાનુભાવ તો ધનદેવ છે. તેમણે જ આપના પુત્રને એક લાખ સોનામહોરો આપી યોગીઓના પંજામાંથી છોડાવ્યો હતો. જયસેનકુમારને ઉગારનાર ઉપકારી ધનદેવ સાથે આ પાપીઓએ કેવો દુર્વ્યવહાર કર્યો છે ?

દેવશર્મા પાસેથી સત્ય જાણતા જ પલ્લીપતિ સુપ્રતિષ્ઠે ધનદેવને મુક્ત કરી પ્રેમથી આલિંગન આપ્યું અને માનપૂર્વક પોતાની બાજુમાં બેસાડયો. અને ઉંડા દુઃખ સાથે કહ્યું કે આપે તો મારા પર ઉપકાર કર્યો છે આથી મારે તમારી પાસે આવવુ જોઈતું હતું, તેના બદલે મારા ઘેર આવેલા મેં તમારૂં સ્વાગત ન જાણે કેવું ખરાબ કર્યું છે ? પાપીઓ પર કરેલો ઉપકાર બૂરા જ ફળ આપે છે. કારણ સાપને પીવડાએલું દૂધ ઝેર જ બને છે. મેં ખરેખર આમ કરીને મહા પાપ કર્યું છે

આ સાંભળી ધનદેવે કહ્યું તમે આટલું બધું દુઃખ શા માટે લગાડો છો ? અજ્ઞાનતાએ થયેલી આ ભૂલ છે. તેમાં તમારો કોઈ જ વાંક–ગુનો નથી. ધનદેવના આવા ઉદ્‌ગાર

સાંભળી આનંદથી સુપ્રતિષ્ઠ કહેવા લાગ્યો કે જુઓ, એક જ માણસમાં કેટલા બધા ગુણો હોય છે. 'બહુરત્ના વસુંધરા.' આ લોકોક્તિ સર્વથા સત્ય છે. મારી આ વૃત્તિથી મારા આ જીવનને ધિક્કાર છે. મારા માટે આનંદની એક જ વાત છે કે તેમના શરીરને સહેજ પણ ઇજા નથી થઈ. નહિ તો મારા જેવા પાપીનો આ પાપથી કેવી રીતે ઉદ્ધાર થાત ? આમ પોતાની નિંદા કરી ભીલોએ લુંટેલા તમામ માલને ધનદેવને પાછો સોંપી દીધો અને સૌની સામે પ્રેમથી સુપ્રતિષ્ઠે કહ્યું કે અહીંથી બે માઈલ દૂર સિંહગુફા નામે મારી પલ્લી છે. ત્યાં આવીને આપ મારા મહેમાન બનો.

ધનદેવે આ નિમંત્રણનો સ્વીકાર કર્યો. બધો જ રસાલો ધનદેવની પાછળ પાછળ સિંહગુફા પહોંચ્યો. પલ્લી પાસે બધાને ઉતારો આપીને સુપ્રતિષ્ઠ ધનદેવને પોતાના ઘરે તેડી ગયો. ત્યાં સુંદર યુવતીઓએ સુગંધિત તેલથી માલીસ કરીને પવિત્ર જળથી ધનદેવને સ્નાન કરાવ્યું. પલ્લીપતિએ જાતે કપૂર, ચંદન આદિથી લેપ કરી ધનદેવ સાથે ભોજન લીધું, ભોજન પત્યા બાદ કર્પૂર આદિ મસાલાવાળું પાન બનાવ્યું. સુંદર સુખદ આસન પર બેઠા બાદ ધનદેવે કહ્યું કે આ પલ્લી તો નિર્દય લોકો માટેનું રહેઠાણ છે છતાંય સૌજન્યશીલ અને દયાળુ તમે આમાં કેવી રીતે રહો છો ? આવા સ્વામી અને તેના આવા નોકરો એ બેનો મેળ મારા મનમાં બેસતો નથી. કારણ કે આ સ્થળ તો સત્ય, દાક્ષિણ્ય વગેરેથી રહિત છે. ભીલોના સ્વામી હોવાં છતાં પણ આપ-

નામાં આટલા બધા સુંદર ગુણ વિદ્યમાન છે તે જોઇને મને મનમાં ઘણું જ આશ્ચર્ય થાય છે કે આપ અહીં શા માટે રહો છો?

ત્યારે સુપ્રતિષ્ઠે કહ્યું: ધનદેવ! એ કહેવાથી શો લાભ? બુદ્ધિશાળીઓએ-ડાહ્યા પુરુષોએ પોતાની સાથે થયેલ ઠગાઇ અને પોતાના અપમાનની વાત જાહેર નહિ કરવી જોઇએ. છતાં ય આપની વિનંતીનો ઇનકાર ન કરતાં આપને કહું છું જે આપ એકચિત્તે સાંભળો.

સદાય મોજ-મસ્તીમાં રહેતા સ્ત્રી-પુરુષોથી રમણીય અનેક ગામોના સમુહવાળું, જેનું વર્ણન કરતાં દિવસોના દિવસો લાગે તેવો અંગ નામનો એક દેશ છે. આ અંગ દેશમાં અમરાવતી સમાન ઋદ્ધિશાળી સ્વચક્ર અને પરચક્રના ઉપદ્રવોથી રહિત તેમજ કરવેરા વિનાનું નગરોમાં શ્રેષ્ઠ સિદ્ધાર્થપુર નામનું એક નગર છે. આ નગરમાં, મદાંધ શત્રુરૂપ હાથીના કપાળનું ભેદન કરવામાં કુશળ, શંખ સમાન ઉન્નત ગ્રીવાવાળો સુગ્રીવ નામનો રાજા છે. સમગ્ર અંતઃપુરમાં પ્રધાન, સુંદર, શરદ પૂર્ણિમાના ચંદ્રમા જેવા મુખ વાળી, અનુપમ બુદ્ધિશાળી, કમલા નામની તેને રાણી હતી.

આ કમલા રાણી સાથે વિષય સુખનો અનુભવ કરતાં તેમજ પૂર્વભવના પૂણ્યરૂપ વૃક્ષથી મળેલ રાજ્યનું પાલન કરતા આ રાજાને ત્યાં મારો જન્મ થયો. વિધિપૂર્વક મારું નામ સુપ્રતિષ્ઠ રાખવામાં આવ્યું. પાંચ ધાવ માતા મારું પાલન કરતી હતી. માતાપિતાને આનંદ આપતાં,

ધીમે ધીમે મારી ઉંમર વધીને પાંચ વરસની થઈ. આ સમય દરમિયાન ધરતીને સંતોષ પમાડનારી ગ્રીષ્મઋતુ પસાર થઇ ગઈ. ભૂમંડળ શીતલ બની ગયું અને ચારે બાજુ દેડકાઓ ડ્રાઉં ડ્રાઉં કરવા લાગ્યા. નદીઓમાં જોરદાર વહેતા પ્રવાહના કલકલ અવાજોથી દિશાઓ બધીર બની ગઇ અને ગર્જના કરતાં કાળા વાદળોને જોઈ મયૂર નૃત્ય કરવા લાગ્યા. ખીલેલા ફુલોથી શોભિત કદંબ વૃક્ષોથી સારૂં જંગલ ભરચક હતું. અને મોગરા ચંપા આદિ વિવિધ પુષ્પોની સૌરભથી વાયુમંડળ મ્હેકી રહ્યું હતું. કિનારા પર બાળકોએ રેતીના રમણીય મંદિરો બનાવ્યા હતા. રેતીમાં ખેડૂતોએ હળમાં જોડેલા બળદના પગના નિશાન હતા. સામાન્ય જનતા જે સમયે ખૂબજ પ્રસન્નચિત્ત હતી. ત્યારે ખેતરોવાળી, કીચડથી લદબદ માર્ગવાળી વર્ષાઋતુ આવી. આ પ્રમાણે નવી વર્ષાઋતુનો પ્રારંભ થયો.

એક સમયે રાજા સુગ્રીવ, ભોજન બાદ રાણીના મહેલમાં ગયો. ત્યારે તેણે ચંદનનો લેપ કર્યો હતો. મુલાયમ અને બારીક નિર્મળ વસ્ત્રો પહેર્યા હતા. હાથમાં પાનપટ્ટી હતી. સાત માળના પ્રાસાદના સાતમે માળે રાજા પહોંચ્યો. રાણીએ અત્યંત વિનયથી બેસવા બહુમૂલ્ય આસન આપ્યું. થોડો સમય હાસ્ય વિનોદ કરી, સફેદ ચાદરથી આચ્છાદિત શય્યા પર રાજા સૂઈ ગયો. પરંતુ વાદળોના ગડગડાટથી તેની ઊંઘ ઊડી ગઈ. રાજા ઊઠીને ઝરૂખામાં આવ્યો. ત્યાં મૂકેલ ગાદીતકિયા પર બેસી ગયો. રાણી પણ ત્યાં આવીને

રાજાની બાજુમાં બેસી ગઇ. આનંદથી રાજાના રોમાંચ ખડા થઇ ગયા.

રાજાએ રાણીને કહ્યુંઃ પ્રિયે ! મારા સ્નેહસંગમથી મનોહર પયોધરવાળી તું ઉલ્લસિત બને છે. તેમ વાદળના સંગમથી ઉત્તર દિશા પણ ઉલ્લસિત મનોહર પયોધરવાળી જેમ શોભે છે. પ્રિયે ! વાદળોની વચ્ચે ચમકતી વિજળી તારા નેત્રોની ચપળતાની અને તારા કેશકલાપનું અનુકરણ કરી રહી છે. આ ઇન્દ્રગોપો ચારે તરફ ઘૂમી રહ્યા છે. આથી માનુ છું કે વર્ષારૂપી લક્ષ્મી ચૂર ચૂર થઈને ધરતી પર વિખરાઇ ગઈ છે. વર્ષાકાળ રૂપી રાજાના નવ સંગમથી ભૂમિરુપી સ્ત્રીના રોમાંચ લીલા લીલા અંકુરના સ્વરૂપે ખડા થઇ ગયા છે. સૂર્યે પોતાના કિરણોથી આ પૃથ્વીને સંતપ્ત કરી દીધી છે. એથી ગુસ્સે થઈને વાદળોએ જાણે સૂર્યના કિરણોના વિસ્તારને અટકાવી દીધો છે. "મારૂં આગમન થવા છતાં ય વિરહિણી સ્ત્રીઓના હૈયાં તૂટી કેમ નથી ગયાં" એમ વિચારી જાણે વર્ષાકાળ વિજળીના પ્રકાશના સ્વરૂપે ક્રોધપૂર્ણ નજરે જુએ છે. મારૂં આગમન થઈ ગયું છતાં પણ તમે તમારી પ્રિયતમાને છોડીને કેમ જતા રહ્યા ? આ પ્રમાણે ક્રોધથી ગરજતા વાદળો મુસાફરોના હૃદયને આંદોલિત કરે છે. ધવલબલા જેવું રૂપ, દાઢીવાળો, વિજળી જેવો ચંચળ, કાળો કૃષ્ણ જેવો આ વર્ષાકાળ રૂપી પિશાચ પથિકોનો પીછો કરી રહયો છે. પ્રિયે ! જુઓ. ઈન્દ્રધનુષ્યથી નિકળેલ ધારા રૂપ બાણોથી વિયોગીઓનાં હૃદયને

વીંધતો આ વર્ષાકાળ માત્ર પાંચ બાણવાળા કામદેવનો જાણે ઉપહાસ કરે છે.

ત્યાં વચ્ચે જ રાણી પ્રસન્ન થઈ રાજાને કહે છે કે હે સ્વામિન્! આ વર્ષાઋતુ બધી જ ઋતુઓમાં શ્રેષ્ઠ છે કારણ કે માત્ર વિરહિણી સ્ત્રીઓને બાદ કરતાં કામી, પામર, વૃક્ષલતા, વાછડાં વગેરે બધાં જીવોને સુખ આપે છે.

રાણીની વાત સાંભળી મલકાતા મલકાતા રાજાએ કહ્યું કે દેવી! આ તદ્દન સાચી બાબત છે કે સુખી લોકો જગતને સુખી જ જુવે છે. પુણ્યવંતાઓ માટે બધી જ ઋતુઓ સુખદાયી છે. અને પુણ્યહીનો માટે વર્ષાઋતુ પણ દુઃખદાયી છે. સુંદરી ! જુઓ જુઓ આ અર્ધા ઢાંકેલા તૂટેલા ફુટેલાં ઝુપડાઓમાં વરસાદની ધારાઓ પડતા ગરીબ બાળકો રડી રહયા છે. વારંવાર પત્નીના વચનથી પ્રેરિત બિચારા ગરીબ વર્ષાની ધારાથી પીડાઇ રહ્યા છે. તેમના રૂંવાડા ખડા થઈ ગયા છે. ઠંડી હવાથી શરીર સંકોચાઈ ગયા છે. ધોધમાર વર્ષાથી વ્યથિત પેલા ગધેડાને તો જુઓ. તેના બન્ને કાન નીચા નમી ગયા છે. અને તે તૂટેલા મંદિરનાં એક ખૂણામાં ઊભો છે.

પ્રિયે ! પેલા સૂના ઘરમાં, નાના ચુલામાં ઠંડીથી ઠુઠવાયેલી અને ખરખર ખાડો ખોદતી પેલી કૂતરીને જુઓ. વરસાદની ધારાઓથી વ્યથિત પેલા ઘરડા બળદને જુઓ. ઈર્યાસમિતિ સાચવતા મુનિની જેમ તે ધરતીને જોતો જોતો ધીમે ધીમે ચાલી રહ્યો છે. સેવાળ જેવી લીલી ધરતી

પર કોક ઠેકાણે લપસી પડતો અને લાકડીના ટેકે અહીંથી તહીં ભીખ માંગતા ગરીબ રાંકને તો જુઓ.

રાજા રાણી સાથે આ પ્રમાણે મીઠી મધુરી વાતો કરતો હતો ત્યાં વસુદત્ત નામના કંચુકીએ પ્રણામ કરીને કહ્યું: સ્વામિન્! ચંપાનગરીના શ્રી કીર્તિવર્મા રાજાએ મોકલેલ દામોદર નામનો દૂત આવ્યો છે. અને આપના દર્શન માટે બારણે ઊભો છે. આપની શી આજ્ઞા છે? આ સાંભળી રાજા નજરથી જ રાણીની વિદાય લઇ સભામંડપમાં આવ્યો.

એટલામાં એકાએક વિજળીનો ચમત્કાર થયો. સાથો સાથ ભયંકર ગડગડ ભયાનક અવાજો પણ થયા. વાદળોની આવી ગર્જનાથી લોકો ભયભીત થઈ ગયા. તે પછી રાણીના આવાસમાં હાહાકારના ઊંચા અવાજો સાંભળી રાજા ફરીથી રાણીના ભવનમાં પાછો ફર્યો. ગૂંગળાતા સ્વરે અને રડતાં રડતાં રાણીની દાસીએ કહ્યું: રાજન્! અનર્થ થઇ ગયો. ભયાનક અનર્થ થઈ ગયો! વિજળી પડવાથી રાણી સળગી મર્યા છે.

જમીન પર પ્રાણ રહિત રાણીના નિશ્ચેષ્ટ શરીરને જોઇ રાજા પણ મૂચ્છિંત થઈ ગયો અને ભોંય પર ગબડી પડયો. રાજાની આ દશા જોઈ રાજનોકરો વધુને વધુ રડવા લાગ્યા. કેટલાકે તુરત જ દોડાદોડ કરી અને ઠંડા પાણીથી રાજાની મૂર્છા ઉતારવાના ઉપચાર શરૂ કરી દીધા. મૂર્છા દૂર થતાં રાજા કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યો.

"હે પ્રિય ! મારી જીવનદાયિની ! વિશાળ નેત્રોવાળી ! મારા હૃદયની સામ્રાજ્ઞી ! તું મને આમ છોડી ક્યાં ચાલી નીકળી ? તારા આવા સુકોમળ શરીર પર નિર્દય વિધાતાએ શા માટે વિજળીનો ઘા કર્યો ? ચંદન–કુમકુમ આદિથી લેપ કરવા યોગ્ય તારા દેહ પર મારા પાપે વિધાતાએ વિજળી નાંખી છે.

દેવી ! તારા વિરહથી શોકાકુળ નર–નારીઓથી આ નગર ઉજડેલા નગર તેમજ જંગલ જેવું દેખાય છે. દેવી ! તું તો કહેતી હતી કે "હું તમારા વિરહમાં જીવી નથી શકતી" તો પછી તેં મારા જેવા અભાગીને શા માટે છોડી દીધો ? મેં તારો તો એવો કયો અપરાધ કર્યો છે કે તું રિસાઈ ગઈ છું. અને મારી સાથે બોલતી નથી. તારા પર મને વધુ પ્રેમ હતો. આથી સ્તો મેં અંતઃપુરની બધી સ્ત્રીઓને છોડી દીધી હતી. હું તારા પ્રેમમાં કેટલો બધો ડુબેલો છું તે તું જાણે છે. છતાંય તું મને જવાબ નથી આપતી. હે સ્વામિનિ ! તું પ્રસન્ન થા. મારી સાથે કંઈક વાત કર.

ધનદેવ! રાજા જ્યારે આમ કરૂણ આક્રંદ કરી રહ્યા હતા તે સમયે રડતો રડતો હું તેમની પાસે ગયો મને ખોળામાં બેસાડી ફરી તે બાળકની જેમ જોર જોરથી વિલાપ કરવા લાગ્યા. આ જોઈ મંત્રી સુમતિએ રાજાને કહ્યું કે દેવ ! રડવાથી હવે શો અર્થ ? રાણીનો હવે અગ્નિ-સંસ્કાર કરાવો, રાજાએ કહ્યું કે ચંદનના લાકડાં બમણા મંગાવો. કારણ હું પણ રાણીની સાથે ચિતા પ્રવેશ કરીશ.

આ સાંભળી મંત્રીએ કહ્યું: રાજન્! આપ મરવાના વિચાર શા માટે કરો છો? આ તો કાયરોનું કામ છે. આપ ધીરજ ધરો, રાજન્! આપના મરવાથી સારા ય દેશ પર શત્રુરાજાઓ આક્રમણ કરશે. અને બીજી બાબત એ વિચારવાની છે કે સુપ્રતિષ્ઠ હજી બાળક છે. આપ જીવિત છો તો બ્રાહ્મણ, તપસ્વી અને ગરીબ જનતા તેમની બધી ધાર્મિક ક્રિયાઓ કરી રહી છે. એક સ્ત્રીના માટે આપ જેવા ઉત્તમ પુરૂષે આ પ્રમાણે અનુચિત કાર્ય કરવું યોગ્ય નથી, કારણ ઉત્તમ પુરૂષો તો જગતના સ્વભાવને જાણે છે. જ્યારે નિરૂપક્રમ શરીરવાળા ભગવાન ઋષભદેવનું પણ મરણ થયું તો પછી બીજા માણસોની તો વાત જ ક્યાં કરવી? શત્રુઓને જીતી છ ખંડના સ્વામી બનનાર ભરત ચક્રવર્તીનું પણ મરણ થયું તો સામાન્ય માનવીઓની તો વાત જ ક્યાં કરવી? પોતાના પરાક્રમથી શત્રુઓની સેનાને જીતી પાયદળ સેના આદિથી પોતાની રક્ષા કરનાર શૂરવીર સોમયશ અને આદિત્યયશ આદિ મોટા મોટા અભિમાની રાજાઓ પણ જ્યારી પાપી કઠોર યમરાજાથી માર્યા ગયા તો સામાન્ય લોકોની તો વાત જ શું કરવાની? જે દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીસ સાગરોપમ બતાવ્યું છે તેઓનું પણ ચ્યવન થાય છે તો પછી સામાન્ય જીવોની તો ગણતરી જ ક્યાં મૂકવી? ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક તથા વૈમાનિક દેવો પણ ચ્યવે છે તો પછી મનુષ્ય લોકમાં રહેનારની શી ગણના? સુખ સમૃદ્ધ સિદ્ધ ભગવંતોને છોડીને

આ ત્રણેય લોકમાં એક પણ જીવ એવો નથી કે જેનું મૃત્યુ ન થયું હોય.

દેવ! આ પ્રમાણે સકળ ત્રિભુવનને કાલ નિશ્ચિત હોવા છતાં પણ રાણીના મરણથી આપ નિરર્થક શોક શા માટે કરો છો? માત્ર રાણીનું જ મૃત્યુ થયું હોત તો શોક કરવો યોગ્ય લેખાત પરંતુ મૃત્યુ તો સામાન્ય છે તો પછી શોક કરવો, રડવું વ્યર્થ છે.

રાજન્! આ જિંદગી ઘણા જ પાતળા કુશાગ્ર ભાગ ઉપર લટકતા જલબિંદુ જેવી ચંચળ છે. જીવ ઊંઘ લઈ ઊઠી જાય છે. એજ આશ્ચર્ય છે રાજન્! આ પ્રમાણે જગતની સ્થિતિ જોઈ રાણી મરણનો શોક કરવો આપના માટે યોગ્ય નથી. સુમતિએ આ પ્રમાણે સમજાવતાં રાજાએ રાણીનો અગ્નિસંસ્કાર કરાવ્યો. ત્યાર પછી કેટલાક દિવસ સુધી લોક કાળજી આદિ પોતાના આવશ્યક કાર્ય પણ રાજાએ છોડી દીધા અને રાણીના શોકમાં જ ડૂબેલો રહ્યો. સુમતિ આદિ મંત્રીઓએ રાજાને શોકથી મુક્ત કરવા માટે વિવિધ રીતે સમજાવ્યો. તેનાથી ધીમે ધીમે રાજા શોકમુક્ત થયો. મને આઠ વરસ થયે ઉપાધ્યાય પાસે જ્ઞાનકળાઓ શીખવા માટે મૂકયો. કળા કુશળ જાણી રાજાએ મને હજાર ગામ આપ્યા અને મને જોઈ જોઈને રાણીનો શોક ભૂલવા લાગ્યા.

એક સમયે રાજા સભામંડપમાં બિરાજમાન હતો તે સમયે સુભગ નામના દ્વારપાળે પ્રણામ કરીને કહ્યું: દેવ! ચંપા-

પુરીથી કીર્તિધર્મ રાજાનો સામંત આપના દર્શનની ઈચ્છાથી દ્વાર પર ઉભો છે. રાજાની આજ્ઞાથી તે સામંત સભામાં આવ્યો. રાજાને તેણે પ્રણામ કર્યા. રાજાએ તેને યોગ્ય આસન આપ્યું અને પાન આદિથી તેનો સત્કાર કરતાં રાજાએ તેને આવવાનું કારણ પૂછ્યું.

સામંતે કહ્યું કે આપ તો એ જાણો છો કે શ્રી કીર્તિધર્મ ચંપાપુરીનો રાજા છે, તેમની કીર્તિ દશે દિશાઓમાં ફેલાયેલી છે. દેવાંગનાઓના રૂપાતિશયની જિતનારી, સમગ્ર સ્ત્રી સમાજમાં સન્માનિત, લોક વિખ્યાત કીર્તિમતી નામે તેની પટરાણી છે. તેને સૌભાગ્ય વિજ્ઞાન આદિ પૂર્ણ પાતાલ કન્યા જેવી સુંદર કનકવતી નામની પુત્રી છે. યુવાવસ્થાએ પહોંચતા રાજકુમારી કનકવતીને ઘરેણાંથી અલંકૃત કરીને માતાએ તેને પિતા પાસે મોકલી આપી. યુવાન પુત્રીને જોઈ પિતા તેના માટે યોગ્ય વરની તપાસ કરે તે માટે આમ કરવામાં આવ્યું હતું.

રાજકુમારીએ પિતા પાસે જઇને વિનયથી તેમને પ્રણામ કર્યા. રાજાએ તેને વહાલથી ખોળામાં બેસાડી અને કહ્યું : 'દીકરી ! આ સામંત-મહંત રાજકુમારોમાંથી તને જે ગમતો હોય તેનું નામ તું મને કહે તો તેની સાથે હું તારા લગ્ન કરાવી આપું. પિતાની આ વાત સાંભળી રાજકુમારી શરમાઈ ગઇ અને નીચું મોં કરીને બેસી રહી. વારંવાર પૂછવા છતાં ય રાજકુમારીએ કંઈ જવાબ ન આપ્યો ત્યારે પિતા સમજી ગયા કે દિકરી શરમની મારી

કશું કહી શકતી નથી આથી તેને યોગ્ય એવો વર મારે જ શોધી આપવો પડશે.

થોડીક મિનિટો બાદ કંઇક વિચાર કરીને રાજાએ કહ્યું: બેટી! મેં તારા માટે યોગ્ય વર શોધી કાઢયો છે. સિદ્ધાર્થ-પુરનો રાજા સુગ્રીવ મારો ગાઢ મિત્ર છે. તેની સાથે તારા લગ્ન કરવાના છે. પિતાના મુખેથી આપનું નામ સાંભળતાં જ રાજકુમારી હર્ષથી રોમાંચિત બની ગઈ. રાજકુમારીના મનોભાવ જોઇને રાજાએ મારી સામે જોઈને કહ્યું: મહાબલ? તું શુભ દિવસે અને ચોઘડિયે તેમજ શુભ નક્ષત્રમાં કેટલાક સૈનિકો અને પૂરતું ધન વગેરે લઇ સ્વયંવર માટે કનકવતીને સિદ્ધાર્થપુર લઇ જા. રાજાની આજ્ઞા લઇ કનકવતીને લઇને હું ચાલી નીકળ્યો અને અહીંથી એક યોજન દૂર આવી પહોંચ્યો છું. રાત વીતી જતાં મારતા ઘોડે આપને આ શુભ સમાચાર આપવા અત્રે આવ્યો છું. દેવ! બસ, આ જ મારા આવવાનું કારણ છે. હવે આપ આજ્ઞા ફરમાવો તેમ કરું.

રાજાએ આનંદથી આ સમાચારને વધાવી લીધા અને પોતાના પરિજનોને ખૂબ જ ધામધુમથી કન્યાને નગર પ્રવેશ કરાવવા માટે આદેશ આપ્યો. કુટુંબીજનો કન્યાને નગરમાં લઇ આવ્યા અને શુભ મુહૂર્તમાં રાજાએ તેની સાથે લગ્ન કર્યા. દિવસો પસાર થતા ગયા તેમ તેમ કનકવતી રાજાની ખૂબ જ માનીતી બની ગઈ. અને હવે તે મારી માતાને સ્થાને પટરાણી બની.

મનુષ્યનો પ્રેમ એવો છે કે તે દેશકાળના દૂરત્વથી ગાઢ પ્રિય પાત્રને પણ ભૂલી જાય છે, લતાની જેમ નજીકના પર તે વળી જાય છે. કનકવતી ઉપર રાજાનો પ્રેમભાવ એટલો બધો વધતો ગયો કે અંતઃપુરની બીજી રમણીઓથી તેનું મન ઊઠતું ગયું અને તેમની પાસે આવવા જવાનું પણ બંધ થઈ ગયું. ત્યારબાદ કનકવતીને એક પુત્ર થયો. તેનું નામ 'સુરથ' રાખવામાં આવ્યું. ધીમે ધીમે સુરથ, કુમારાવસ્થામાં આવ્યો. એક દિવસ એકાંત જોઈ કનકવતીએ રાજાને કહ્યું કે દેવ! મારા પુત્ર સુરથને તમે યુવરાજપદે શા માટે સ્થાપતા નથી? રાજાએ જવાબમાં કહ્યું કે સુપ્ર તિષ્ઠ જયેષ્ઠ પુત્ર હોવાથી સુરથને યુવરાજપદે સ્થાપવો તે યોગ્ય નથી. રાણીએ કહ્યું કે હું તમારી પ્રિયા છું આથી આપ મારા પુત્રને યુવરાજ બનાવો. રાજાએ કહ્યું કે એ બરાબર છે પણ બધા જ સામંત મહંત સુપ્રતિષ્ઠને વધુ પ્રેમ કરે છે. બીજી બાબત એ છે કે તે ઘણો જ શક્તિશાળી છે. અપમાન થાય તો મારું રાજ્ય પણ લઇ લે તેવો છે. રાણીએ આ બાબત પર હસતા કહ્યું કે આ પરાક્રમ પર વિધાતાએ આપને રાજા કેવી રીતે બનાવ્યા? આપે તો ભીલ બનવું જોઇએ. સુપ્રતિષ્ઠ આટલો બળવાન છે તો તેને પકડીને જેલમાં પૂરી દેવો જોઇએ. અને મારા પુત્ર સુરથને યુવરાજપદે સ્થાપી નિઃશંક બનવું જોઇએ. રાણીની આ વાત સાંભળી તેનો કશો જ જવાબ આપ્યા વિના રાજા ત્યાંથી ઊઠીને સીધો સભામંડપમાં જઇને બેઠો.

રાણીની વાત સાંભળી સુભગિકા નામની દાસી મારી પાસે આવી અને મને બધી જ અક્ષરશઃ વાત કહી ગઈ. ધનદેવ ! ત્યારે મારા મનમાં વિચાર આવ્યો કે શું પિતાજી કનકવતીનું કહ્યું માનીને એવું કરશે ? સ્ત્રીઓના મોહમાં ફસાયેલો મનુષ્ય ન તો પૂર્વ સ્નેહની પરવા કરે છે કે ન તો નીતિનો વિચાર કરે છે. આ ઉપરાંત ન તો તેઓ લોકાપવાદથી ડરે છે કે ન તો ભવિષ્યની આવનારી વિપત્તિઓથી. આથી પિતાજી રાણીના કહ્યા પ્રમાણે કંઈ કરે તે પહેલાં જ પિતાની હત્યા કરી રાજ્યનો અધિકાર મારા હસ્તક લઈ લઉ. મારા જેવા વિવેકી માટે એમ કરવું ઠીક નહિ આથી પિતાજીને બાંધીને કારાગૃહમાં બંધ કરી દઉ. કે પછી સુરથની સાથે કનકવતીને પણ યમરાજાને ત્યાં પહોંચાડી દઉં ? કે બંનેને કેદ કરી લઉં ? કે પછી જોઉં કે પિતાજી શું કરે છે ? કારણ પાણીને જોયા વિના જ જોડા કાઢી નાંખવા તે ઠીક નથી.

ત્યારપછી પ્રિયતમાના કહેવાથી પિતાજીનો મારા પરનો પ્રેમ ઘટતો ચાલ્યો કારણ કે કાનમાં રેડાયેલું શબ્દોનું ઝેર ઘણું જ ભયંકર હોય છે. એક દિવસે રાજાએ એકાએક જ કોઈ બહાના હેઠળ મારા હથિઆર મારી પાસેથી આંચકી લીધા. અને મને એક નાના ગામડામાં મોકલી દીધો. ગુસ્સામાં આવી મેં પિતાજીને મારીને રાજ્ય લઈ લેવાનો વિચાર કર્યો. પણ મેં ફરીથી વિચાર્યું. મારા પૂર્વજોએ આવું પાપકર્મ નથી કર્યું તો પછી આવા અસાર રાજ્ય

માટે હું એવું શા માટે કરું ? મોહાંધ રાજા સ્ત્રીના વચનથી ભલે અન્યાય કરે પરંતુ મારા જેવા વિવેકી પુત્ર માટે આમ કરવું યોગ્ય નથી.

પિતાજીએ કરેલું અપમાન અસહ્ય છે, આત્માહત્યા પણ અનુચિત છે આથી દેશત્યાગ એ સર્વોત્તમ છે. બીજા દેશમાં જઈને બીજા રાજાની સેવા કરવી પણ અપમાનજનક લેખાશે. એમ કરવાથી ઠેકઠેકાણે લોકો મારો ઉપહાસ કરશે આથી મારા માટે ત્યાં રહેવું પણ મુશ્કેલ બની જશે. આથી થોડાક વિશ્વાસુ માણસોને સાથે લઈ કોઈ એકાંત પ્રદેશમાં રહેવાનો વિચાર કર્યો અને પિતાજીના મૃત્યુ બાદ જેમ યોગ્ય લાગશે તેમ કરીશ. આવો નિર્ણય કરીને કેટલાક પ્રિય પરિજનોને લઈને સામંત, મંત્રી, નગરનાયક અને રાજાને ખબર ન પડે તે રીતે ત્યાંથી હું નીકળી પડયો અને આ સિંહગુફા પલ્લીમાં રહેવા લાગ્યો. અહીં ચોરી આદિ કુકર્મો કરતાં અનેક ભીલો મને મળ્યા. તેમની સાથે રહેતા રહેતા હવે હું તેમના પલ્લીપતિ તરીકે રહું છું.

ધનદેવ ! આપે પૂછ્યું હતું કે આ ભીલોની સાથે તમે શા માટે રહો છો તેનો ટૂંકામાં જવાબ આપ્યો છે. આશ્ચર્યચકિત થઈ ધનદેવ બોલ્યો : શું પિતા પણ પોતાના પુત્રનું આવું અપમાન કરે છે ? ! અરેરે ! આ સંસારને ધિક્કાર છે ! ! આ સંસારમાં કોઈ પણ સ્વાર્થથી જ પ્રિય બને છે અને કારણવશ તે જ પ્રિય વ્યક્તિ શત્રુ પણ બને છે. પારમાર્થિક દૃષ્ટિએ જોતાં સંસારમાં ન કોઈ પ્રિય

રહયો હતો કે મારા હાથમાં આવી ગયા બાદ હવે તને કોણ સહારો આપી શકે તેમ છે ? આ સાંભળી મને ખૂબ જ કુતૂહલ થયું. બે ચાર ડગલા આગળ ચાલ્યા બાદ એક વનનિકુંજમાં ન દેખાતા કોઇ એક માણસનો ધીમે ધીમે દુઃખદ રડતો અવાજ મને સંભળાયો.

મારું કુતૂહલ આથી વધુ વધી ગયું અને તે તરફ ગયો તો મેં એક વિશાળ ઊંચું શેમલ નામનું વૃક્ષ જોયું. એ વૃક્ષનું દૃશ્ય જોવા માત્રથી ભય પમાડે તેવું હતું. લાલ લાલ આંખોવાળા, કાળા શરીરથી નિકળતી કાંતિથી આકાશને ભરી દેતા, નિર્મળ રત્નોના તેજથી ચમકતા મુખવાળા, અત્યંત ક્રોધથી પોતાની ફેણોને વારંવાર ઊંચી કરતા, લાંબી ચંચળ હજારો જીભોથી ડરાવતા, ભયંકર ક્રોધથી વારંવાર ફુંફાડા મારતા સર્પોથી એ વૃક્ષ ઘેરાયેલું હતું. આવા ભયાનક વૃક્ષની નીચે દિવ્ય આકારવાળા એક પુરુષને મેં જોયો. તેના ગળા સુધી સર્પો વીંટળાયેલા હતા અને તે અત્યંત દુઃસહ્ય વેદનાઓથી અમળાઇ રહયો હતો. એને જોઈ વગર વિચારે કામ કરનાર વિધાતાને હું ધિક્કારવા લાગ્યો. એટલામાં તેણે કહ્યું કે રડવાથી કોઈ ફાયદો થવાનો નથી. તમે મારી વાત સાંભળો. મારી ચોટીમાં ચમકતો એક દિવ્યમણી બાંધેલો છે. તે સર્પોને દૂર કરનારો છે. જેના પ્રભાવથી ભયાનક વિષવાળા સર્પ મને ડંખ મારવા ઇચ્છે તો પણ ડંખ મારી શકે તેમ નથી. એમ જ માની લો કે તેમના મુખ જ બંધ થઇ ગયા છે. આથી આ

શ્રેષ્ઠ મણીને લઈ પાણીથી પલાળી તેનું પાણી મારા શરીર પર ચીટકેલા સર્પો પર છાંટો.

તેના કહ્યા પ્રમાણે મેં પાણી છાંટયું. પાણીના છાંટા પડતા જ બધા જ સર્પ આગથી તપાવેલ મીણની જેમ વિલીન થઈ ગયા. ત્યાર પછી તે પ્રસન્નચિત્ત પુરુષ શીતળ વૃક્ષની છાયામાં મારા માણસોએ બીછાવેલ કોમળ પાંદડાનાં બીછાનામાં બેસી ગયો. પહેલાં એણે મને પૂછ્યું આપ કોણ છો? ક્યાંથી આવ્યા છો? આપનું નામ શું છે? આપનું કૂળ કેવું છે? અને તમારા પિતાનું નામ શું છે? મેં મારી બધી જ કથા તેમને કહી સંભળાવી જે મેં તમને સંભળાવી હતી.



ત્યાર પછી મેં એને પૂછ્યું: ભદ્ર! આપને આ વ્યર્થ ઉપાધિમાં કોણે મૂક્યા? તેણે દુઃખ સાથે ઊંડો શ્વાસ લઈ આંસુ નીંગળતી આંખે કહ્યું કે રાગથી મોહિત મનવાળાઓ માટે આ સંસારમાં આપદાઓ અત્યંત સુલભ છે. આથી અસંયમી જીવો માટે તે પૂછવાની જરૂર જ ઊભી થતી નથી. પુર્વે કરેલા કર્મોથી દરેક જીવ સુખ—દુઃખને પામે છે. બીજા તો માત્ર નિમિત્ત જ હોય છે. ત્યારે મેં કહ્યું કે આ બાબતમાં તો કોઈ જ શંકા નથી. છતાં પણ હું વધુ વિગત જાણવા માગું છું. મારી વાત સાંભળી તેણે કહ્યું કે સુંદર! આપનો આટલો આગ્રહ છે તો હું મારી વાત આપને કહું છું. આપ તે ધ્યાનથી સાંભળો.

આ ભરતક્ષેત્રમાં સર્વે પ્રકારની ઋદ્ધિઓથી સંપન્ન વૈતાઢય નામનો પર્વત છે. અહીં અનેક વિદ્યાધર રહે છે. જે ચાંદીના ઊંચા ઢગલા જેવો છે. જેની કાંતિ ચારે બાજુ ફેલાયેલી છે. જેના ઝરણાના અવાજથી દિશાઓ બહેરી બની છે. જેના વનમાં મધુપાન લોભી ભ્રમરોનો મીઠો ગુંજારવ થઈ રહ્યો છે. જ્યાં વહેતી નદીઓનો કલકલ અવાજ દરેક દિશાઓમાં સંભળાય છે. જેના પર ઠેકઠેકાણે વિદ્યાધરોનાં નગરો છે. એકાંત સ્થળે વિદ્યાધર વિદ્યાઓની

સાધના કરે છે. જેનું શિખર સિદ્ધાયતનોથી ભૂષિત છે. જ્યાં પ્રતિષ્ઠિત જિનબિંબોની પૂજા માટે દેવો આવે છે અને આ દેવોથી આકાશ ભરેલું રહેલું છે. જ્યાં કાંતા સાથે વિદ્યાધર સંગીત વગાડે છે. ઠેક ઠેકાણે ચારણ મુનિઓની દેશનાથી જીવોને પ્રતિબોધ કરાય છે. પૂર્વથી પશ્ચિમ સાગર સુધી ફેલાયેલા આ પર્વતથી ભરત ખંડના બે ભાગ કરવામાં આવ્યા છે. અત્યંત વિશાળ દક્ષિણ અને ઉત્તરની બે શ્રેણિયોથી તે અત્યંત શોભાયમાન છે.

આ પર્વત ઉપર દક્ષિણ શ્રેણીમાં વિદ્યાધરોથી પરિપૂર્ણ વિચરતી વિદ્યાધરીઓના નુપૂર ઝંકારથી મકર તોરણાદિ અલંકૃત વિદ્યાધરોના ભવનોથી સમૃદ્ધ, ત્રણેય લોકની લક્ષ્મીથી પરિપૂર્ણ, રત્નસંચય નામનું એક નગર છે. અહીંના સ્ત્રી પુરુષો ઘણા જ પ્રસન્નચિત છે. અને નગરનાં બધા જ ગુણોથી જે વિભૂષિત છે, અનેક પ્રકારનાં લાખો વિદ્યાધરોથી પરિપૂર્ણ આ નગરમાં સકલ ગુણનિધાન પવનગતિ નામનો શ્રેષ્ઠ વિદ્યાધર રહે છે. તેને વિજ્ઞાન-વિનય સંપન્ન, પતિના પ્રેમમાં અનુરક્ત, પોતાની સૌરભથી પવનને જિતનારી બકુલાવલી નામની પત્ની છે. તેની સાથે વિષય સુખનું સેવન કરતાં કાળક્રમે તેને એક પુત્ર થયો. જનમ દિનની ખુશાલી એવી રીતે મનાવી કે નગરના લોકો આશ્ચર્યચકિત થઈ ગયા. બારમા દિવસે માતાપિતાએ આનંદપૂર્વક મારું નામ "ચિત્રવેગ" પાડયું. કેટલાક વરસ બાદ શુભતિથિ અને નક્ષત્ર વગેરે જોઈ પિતાજીએ મને

સુયોગ્ય અધ્યાપક પાસે મૂકયો. થોડા જ સમયમાં અધ્યાપકના પ્રભાવથી તેમજ મારા બુદ્ધિ સામર્થ્યથી હું બધી જ કળાઓમાં નિપુણ બન્યો. પિતાજીએ પણ આકાશગામિની આદિ કેટલિક વિદ્યાઓ સાધવા માટે આપી. ક્રમશઃ હું યુવતીઓના હૈયાને હરનારો નવયુવાન થયો.

એક દિવસ સમવયસ્ક મારા મિત્રો સાથે અનેક વૃક્ષ લતાઓથી ભૂષિત મનોહર ઉદ્યાનમાં ગયો. તેમની સાથે રમત રમતાં મેં આકાશમાં દિવ્ય વિમાનો જોયા. જેના રત્નોની કાંતિથી આકાશ ચમકી રહ્યું હતું. આ વિમાનો ઉત્તરદિશામાં જઈ રહ્યા હતા. વિમાનોમાં દેવાંગનાઓ મધુર ગીતો ગાઇ રહી હતી. તેમને જોઈ મેં મિત્રોને પૂછયું કે ચંચલ કુંડલ મુક્તાફળથી સફેદ કપાળવાળું આ દેવગણ કયાં જઈ રહ્યું છે? કંઈક હસતા મારા મિત્ર બંધુદત્તે કહ્યું કે વૈતાઢયવાસીઓ માટે આ તો ખૂબ જ જાણીતી વાત છે કે દેવતાઓ સિદ્ધાયતનોમાં જિન વંદન માટે રોજ આવે જાય છે. એમાં પૂછવાની શી જરૂર છે? મેં કહ્યું દેવતાઓ આવે તો જરૂર છે પરંતુ આજ તેઓ આનંદ અને ઉલ્લાસથી બધા જ પ્રકારની ઋદ્ધિઓ સાથે જઈ રહ્યા છે. આથી હું પૂછી રહયો છું.

ત્યાર પછી કંઈક વિચાર કરીને બંધુદત્તે કહ્યું કે મલયાનલથી સુગંધિત, નવીન પાંદડાઓથી રમણીય વસંતનું આગમન થયું છે આથી સિદ્ધાયતનોમાં દેવોની યાત્રા નીકળી છે. જુઓને મિત્ર! વસંતનું આગમન થતાં જ

વૃક્ષ ચાલતા મલય પવનથી ચંચળ પાનવાળી ડાળીઓ દ્વારા જાણે હર્ષથી નાચી રહ્યા છે. ભમરાના ગુંજારવથી જાણે ગાતાં ન હોય, વસંતને જોઈ મકરંદથી પીળી સુગંધિત કુસુમ રૂપ મુખવાળી વનરાજી હસતી ન હોય, નવા પાંદડાઓથી હર્યાભર્યા વૃક્ષોને જોઇ પલાશનું મોં કાળું થઇ ગયું છે. ફળવાના સમયને તો વાર છે. ફળવાના સમયમાં જ તેનું મોં કાળું થઈ ગયું છે એ વિચારીને પાંદડાઓએ એ પ્રમાણે છોડી દીધું છે કે જે પ્રમાણે પાત્ર વ્યક્તિ કુપાત્રને છોડી દે છે. વનસમૃદ્ધિને જોઇને પલાશનું મોં કોચવાઇ ગયું છે. બીજા ક્ષુદ્ર લોક પણ બીજાનો વિકાસ સહી નથી શકતા એટલું જ નહિ ખૂબ જ લાલ બનતું આ પાલશ પિશાચની જેમ વિરહી લોકોને સતાવે છે. વસંતનો સહારો લઇને કામવ્યાધ ખૂબ જ નિર્દયતાથી વિરહિણી સ્ત્રીઓનો વધ કરવા તૈયાર થઇ ગયો છે. કોયલ કુંજન જ તેના હાથ છે. આમ્ર મંજરીઓ જ તેના દાંત છે. તેના દ્વારા પથિકોની દુર્દશા જોઈને નતમુખી લતાઓ ફુલોનાં આંસુથી રડી રહી છે. ઠેકઠેકાણે પલાશ વૃક્ષોના રૂપમાં પથિકોની ચિતાઓ સળગી રહી છે. ભ્રમર ગુંજન જાણે ચિતાનો અવાજ છે. વૃક્ષશાખા રૂપ હાથથી જાણે ઝરણા દ્વારા પથિકોને જલાંજલિ આપે છે.

ધાર્મિક લોકો આવા સમયે ભક્તિથી જિનેશ્વરદેવના દર્શન માટે યાત્રા કરે છે. આથી દેવગણ ઘણી જ ધામધુમથી વૈતાઢ્ય પર્વત પર જઈ રહ્યા છે. ત્યારે મેં કહ્યું:

મિત્ર! આપણે પણ સિદ્ધકૂટ પર જઈ ભક્તિપૂર્વક શાશ્વત સર્વજ્ઞ પ્રતિમાઓને પ્રણામ કરી આપણું જીવન સફળ કરીએ. વિદ્યાધરો તરફથી થતી જિનયાત્રાને પણ જોઈએ. બધા મિત્રોએ મારા પ્રસ્તાવનો સ્વીકાર કર્યો ત્યાં જ બલ નામનો મારો ધાઈપુત્ર ત્યાં આવી પહોંચ્યો. અને કહેવા લાગ્યો ચિત્રવેગ! આપના પિતાજીએ કહેવડાવ્યું છે કે રત્ન-સંચય નગરના બધા જ વિદ્યાધર ગણ-સ્નાન વિલેપન કરી, સુંદર પરિધાન કરી ઘણી જ ધામધુમથી સિદ્ધકૂટ જિનયાત્રાએ જાય છે તો તમે પણ આવો જેથી બધા સાથે જ જઈએ. તેની વાત સાંભળી હું મારા ઘરે આવ્યો અને મારા મિત્રો પણ તેમના ઘરે ગયા. સ્નાનાદિ કરી ધૂપ-પુષ્પ આદિ પૂજા સામાન લઈ, નગરવાસીઓ સહિત પિતાજીની સાથે તલવારની જેમ શ્યામલ ગગનમાં ઉડતા ક્રમશઃ મેં જિનભવનને જોયું. તેના દ્વાર પર નિર્મળ જળથી ભરેલી વાપીમાં પગ ધોઈ મારા મિત્રો સાથે જિન ભવનના દ્વાર પર રહેતા માળીયો પાસેથી અનેક પ્રકારના ફુલો લઈને વિધિપૂર્વક હું જિનભવનમાં દાખલ થયો. જિનબિંબોની પૂજા કરી ચૈત્યવંદન કર્યું અને પછી બહાર નીકળી વિદ્યા-ધરોની વચમાં જઈને બેસી ગયો. થોડા સમય બાદ મિત્રોની સાથે ક્યાંક વિલાસીની સ્ત્રીઓનું નૃત્ય જોતો રહ્યો, ક્યાંક કવિઓ દ્વારા વર્ણિત જિનેશ્વરના ચરિત્રને સાંભળતો રહયો, ક્યાંક વીણાનો મધુર સૂર સાંભળ્યો. ક્યાંક અનેક પ્રકારના અપાતા ઉપહારને જોયા. એટલામાં માતુલ પુત્ર ભાનુવેગ મારી પાસે આવ્યો અને સ્વાગત કરતાં કહ્યું કે ઘણા દિવસે

આપના દર્શન થયાં. આપના પિતાજી અને મારી ફોઈ બકુલાવલી બધા ક્ષેમકુશળ તો છે ને? ત્યારે મેં કહ્યું કે બધા મઝામાં છે. અને તેઓ બધા જ અહીં આવ્યાં છે. હું પણ તેમની સાથે જ આવ્યો છું. પછી તેની સાથે હું માતા પિતાની પાસે ગયો.

ત્યાં તેમણે ભાનુવેગનું સ્વાગત કર્યું અને વહાલથી તેને આલિંગનમાં લીધો અને ખબર અંતર પૂછી. તેણે કહ્યું કે અમુક ખાસ કારણોને લઈને મારા માતાપિતા અહીં આવી શકયા નથી. ત્યાર પછી મેં કહ્યું કે જિનયાત્રા હવે સમાપ્ત થવા આવી છે. આથી આપ મારે ત્યાં આવી અમારા મહેમાન બનો. તેણે કહ્યું કે તમારી વાત બરાબર છે. પરંતુ મારા પિતા ચિત્રભાનુએ મને જલ્દી પાછા આવી જવા કહ્યું છે આથી આપ જ મારા નગર ચાલો કારણ કે આપના મામાજી પણ આપને મળવા આતુર છે. તેના કહેવાથી માતાપિતાની આજ્ઞા લઈ તેની સાથે હું કુંજરાવર્ત પહોંચ્યો. ચિત્રભાનુ મને જોઈને ખૂબ જ ખુશ થયા અને કહ્યું કે આજ તું મારો મહેમાન બન્યો તે ઘણું જ સારું થયું. તેમણે મને તેમની સારી કાર્યવાહી બતાવી, ત્યાર બાદ ભોજનાદિથી પરવારી રાતનાં સુંદર શય્યા પર હું સૂઈ ગયો.

ત્યાં સવારે જ્યારે કુકડા આદિ પક્ષી કૂજી રહ્યા હતા ત્યારે મેં એક અપૂર્વ સ્વપ્ન જોયું. એ સ્વપ્ન આ પ્રમાણે હતું. સફેદ ફુલોની મનોહર માળા જોઈ. તેને લેવા ઊઠયો, જ્યારે

કોઈપણ રીતે હું એ માળાને ન લઈ શકયો. ત્યારે કોઈ મિત્રે તે માળા મને આપી. જેવો હું તેને ગળામાં પહેરવા ગયો કે તે માળા મારા હાથથી પડી ગઈ. કયાં પડી ગઈ તે મને ખબર નથી. તે ન મળતાં મને ખૂબ જ દુઃખ થયું. "સૂકાઈ ગઈ હતી છતાં મેં તેને નવપલ્લવિત કરી છે." એમ કહીને કોઈએ તે માળા મારા ગળામાં પહેરાવી દીધી. એટલામાં અનેક ભંભાઓ અને ભેરીઓનો અવાજ સંભળાતાં મારી ઉંઘ ઉડી ગઇ. હર્ષ વિષાદભર્યા આ સ્વપ્નને જોઇ હું વિચારવા લાગ્યો કે આનું શુ તાત્પર્ય હશે ? તે માળા શું હતી ? કોઈ વિદ્યા હતી કે કોઇ સંપત્તિ હતી ? કોઈએ આપી, નષ્ટ થઈ ગઇ, ફરી પાછી મને મળી, સ્વપ્નના સ્વરૂપને ન સમજી શકયો તેથી હું ઉઠી ગયો. પ્રાતઃકર્મ પતાવી ભાનુવેગની સાથે પ્રાસાદની ઉપર ચિત્રશાળામાં મણીમય ભૂમિ પર બેઠા બેઠા, સવારમાં જોયેલા સ્વપ્નની વાત તેને કહી. તે પણ સ્વપ્નનું ફળ ન સમજી શકયો. અને અમે બંને તેના ફળ વિષે સંકલ્પ–વિકલ્પ કરી રહ્યા હતા તેટલામાં મૂલ્યવાન અલંકારો પહેરેલા અને સુંદર વેષ પહેરેલા. કયાંક જવા માટે તૈયાર થયેલ નગરવાસીઓને જોયા. મેં ભાનુવેગને પૂછ્યું કે આ લોકો કયાં જઈ રહયા છે ? તેણે કહ્યું કે આજ મદનત્રયોદશી છે આથી લોકો મદનોદ્યાનમાં મદનની પૂજા કરવા માટે જઈ રહ્યા છે. ચાલો આપણે પણ ત્યાં જઇ મદન યાત્રા જોઈએ. મેં તેની વાત સ્વીકારી લીધી.

સારા કપડાં પહેરી અમે બંને મદનોદ્યાનમાં ગયા. ક્રીડા કરતી કામિનિયોનાં નુપૂર ઝંકારથી વૃક્ષો જાણે ત્યાં સુંદર ગીત ગાઇ રહયા હતા. કોયલોના પંચમનાદ નવ પલ્લવ વિભૂષિત વૃક્ષોને પોતાની તરફ બોલાવી રહયા હતા. મધુમાસ મળતા જાણે ત્યાંના વૃક્ષો મદનોમત્ત બન્યા હતા. ગીચ્ચ વૃક્ષોથી ઘેરાયેલા અત્યંત રમણીય, જોવા માત્રથી જ કામને ઉત્પન્ન કરનાર તે મકરંદોદ્યાનમાં પહોંચ્યા ત્યારે ત્યાં રતિસહિત મદનપૂજા માટે, નગર લોકોથી ભરેલા ઉંચા મદન મંદિરને જોવું ત્યાં મૃદંગ વાગી રહયા હતા. કામિનિયોનાં ગીતથી કામુકજન આકૃષ્ટ થઈ રહયા હતા, પોતાની પ્રિયતમા સાથે કામી લોક કદલી વનમાં ક્રીડા કરી રહયા હતા. બાલિકાઓ ઝાડ પર ચઢી હતી, કેટલાક લોકો જલ ક્રીડામાં મગ્ન હતાં. અમે એક બીજા ઉપર પાણી અને કાદવ ઉછાળતા હતા. મંદિરમાં જઈ રતિયુક્ત મદનના દર્શન કરી અમે બંને બહારની વેદીમાં જઈને બેઠા.

એટલામાં સાહેલીઓની વચમાં બેઠેલી, નજીકના ઝાડમાં ઝુલે ઝુલતી, નવ યૌવનમાં પ્રવેશેલી, અપૂર્વ સૌન્દર્યવાળી એક યુવતીને મેં જોઈ. ઉન્નત, ભરાવદાર સ્તનોને ઉછાળતી તે ખૂબ જ લોભામણી હતી. તપાવેલા સોનાના જેવો તેનો વર્ણ હતો. વર્ણિ કુંડલથી તેના કાન શણગારેલા હતા. વિધાતાએ તેને અમૃતમયી બનાવી હતી. તે લોકોની આંખોને આનંદ દેનારી હતી, તેને જોઈ મને વિચાર આવ્યો કે આ મનોહર સ્વરૂપવાળી કોણ હશે ? શું તે નાગકન્યા

છે? શું વનલક્ષ્મી છે? કે પછી દેવલોકથી ચ્યવેલી કોઈ દેવાંગના છે? શું મનવિયુકત શરીરધારિણી રતિ છે? આ પ્રમાણે અનેક વિચાર કરતો હું તેને જોઇ રહયો હતો તો એ પણ મને પ્રેમપૂર્વક જોતી હતી. મેં, ભાનુવેગને પૂછ્યું આ કોણ છે? કોની સ્ત્રી છે? કંઈક હસીને ભાનુવેગે કહ્યું કે તેની વાત કરવાથી કોઈ લાભ નથી, ચલો. એ પણ ખૂબ જ ત્રાંસી નજરે તમને જોઈ રહી છે. આવી સ્ત્રીની નજર પડતાં શરીર અસ્વસ્થ બની જાય છે. આવી સ્ત્રી નજર માત્રથી જ મનને પણ હરી લે છે, મેં કહ્યું કે આ તો માત્ર ચમક છે અને તમે તો કંઈક બીજું જ વિચારી રહયા છો. ત્યારે ભાનુવેગે કહ્યું કે આ નગરમાં અત્યંત યશસ્વી અમિતગતિ નામે એક વિદ્યાધર છે. તેની પત્ની ચિત્રમાલા છે. તેની આ અત્યંત ગુણવતી એકની એક પુત્રી છે. તેનું નામ કનકલતા છે.

ત્યારે મેં કહ્યું મદનની પૂજા કરનારી આ કોણ છે? સખીઓની વચ્ચે કથા કહેતી આ કોણ છે? આમ મેં જયારે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે આપ મને શા માટે બનાવો છો? આવા પ્રશ્નો પૂછી તમે મને બનાવી નહિ શકો. શું ચટાઈઓથી સૂર્યને ઢાંકી શકાશે? ભાનુવેગે આમ કહ્યું એથી શરમાઈને હું નીચું જોઈ ગયો. આ જોઇ ભાનુવેગ અલક્ષ્ય જેવો થઇ ગયો. એ વખતે હું શરમથી મારી નજર બીજી તરફ રાખતો હતો. છતાં ય મારી નજર તેના ચહેરા પર જતી જ રહેતી હતી. પ્રેમથી બંધાયેલાઓની નજર

ભરચક્ક લત્તામાં પણ ધીમે ધીમે પ્રિયજન પર પડી જ જાય છે. એ પછી ચંચલ નયન બાણુથી જર્જર મારા હૃદયમાં કામદેવનાં પાંચ બાણુ ખૂંપી ગયાં. એટલામાં તેનો સખી સમૂહ પોતપોતાના ઘરે ગયો. મને જોતી જોતી એ બાળા પણ તેમની સાથે ગઈ. પોતાની ડોક પાછી વાળી પ્રેમ નજર દોરાથી તેણે મારા હૃદયને ખેંચી લીધું જ્યારે તે મારી નજરથી દૂર થઈ ગઈ ત્યારે મારા હૈયે અસહ્ય સંતાપ થવા લાગ્યો. ભાનુવેગની ઈચ્છાથી અમે બંને પણ ઘરે આવી ગયા.

હું ઉપર મહેલમાં જઈને મારી શય્યા પર સૂઈ ગયો. ભાનુવેગ મારી પાસે બેઠો હતો. તેણે મને પૂછ્યું કે તમે દુઃખી કેમ છો? વિષાદભર્યા ઊંડા નિઃશ્વાસ કેમ લો છો? આપનું શરીર કેમ તૂટે છે? શેકાતા ચણાની જેમ આપ આમ કેમ તરફડી રહયા છો? થોડું થોડું વિચારી આપ નિરર્થક કેમ હસવા લાગો છો? નાટયકાવ્યના જેવો અભિનય કેમ કરો છો? આપ આપના મનની વાત કેમ કહેતા નથી? આ પ્રકારે ઘણા પ્રશ્નો પૂછતાં કુમાર! મેં કહ્યું કે મને ખબર નથી પડતી કે મારું શરીર આટલું બધું અસ્વસ્થ કેમ છે. હસીને તેણે કહ્યું કે મેં તો પહેલેથી જ કહ્યું હતું કે આવી સ્ત્રીઓનાં દર્શન સારા નથી હોતા. તેના નેત્રદોષથી આપને સંતાપ થાય છે. હમણાં જો તે તમારી પીઠ પર હાથ ફેરવે તો તમને સુખ મળશે?

નિઃશ્વાસ નાંખી મેં કહ્યું કે હું અત્યારે પ્રાણુસંકટમાં

પડયો છું અને એક ભાઇ થઇ તમે મારી મજાક કરી રહયા છો ? તેણે કહ્યું કે જયારે હું આપની હાલત જાણતો નથી. આપ પોતે પણ કંઇ કહેતા નથી ત્યારે હું કરી પણ શું શકું ? મેં કહ્યું કે તેને કહેવું પડે છે કે જે કશું જાણતો નથી. આપ તો જાણવા છતાં મારી મજાક કરો છો. આ પ્રમાણે અમે આડી અવળી વાતો કરી રહયા હતા. ત્યાં ગૃહદાસી સૂતલતાએ આવીને કહ્યું કે કનકલતાની દાસી સોમલતા આપના દર્શન માટે દ્વાર પર ઉભી છે.

ભાનુવેગે તેને કહ્યું કે તેને જલદી મોકલો. સોમલતા આવી એટલે તેનો સત્કાર કરવામાં આવ્યો. તેણે એકાંત માંગ્યું એટલે સૂતલતાને બહાર મોકલી દીધી. સોમલતાએ કહ્યું કે તમે લોકો શરણાગત વત્સલ છો. મને ભયાનક સંકટમાંથી તમે બચાવો. આનંદથી મેં કહ્યું કે ભદ્રે ! તને શું સંકટ છે ? તેણે કહ્યું કે હું કામ સંકટમાં પડી છું. ત્યારે હસતાં હસતાં ભાનુવેગે કહ્યું કે તારા શરીરનાં સાંધા ઢીલા પડી ગયા છે, રૂપ ખલાસ થઈ ગયું છે. બધા જ દાંત તૂટી પડયા છે. વાળ સફેદ થઈ ગયા છે. ત્રિવલી નીચે લબડી રહી છે. જરા જર્જરિત જોઈને જ દૂર ભાગી જાય તો પછી તને કામથી શો ભય ? ત્યારે તેણે કહ્યું કે તમે હસો નહિ. હું જે પ્રકારે કામ સંકટમાં પડી છું તે તમને કહુ છું તમે સાંભળો.

ઉદ્યાનથી ક્રીડા કરી કનકલતા જ્યારે ઘરે આવી તો તેનું મોં ગ્રસિતચંદ્ર જેવું હતું. ત્યારે મેં તેને પૂછ્યું કે

પુત્રી ! આજ તું ઉદાસ કેમ છે ? તેણે કંઈ જવાબ ન આપ્યો. માત્ર દીર્ઘ નિઃશ્વાસ કાઢતી રહી. તેની આંખો આંસુથી ભરેલી હતી. ત્યારે દુઃખી થઇ મેં તેની સખી હંસિકાને પૂછ્યું. તેણે કહ્યું માતાજી ! આજ અમે ઉદ્યાન ગયા હતાં. મદનપૂજા કરી અમે જયારે બહાર નીકળ્યા તો ભાનુવેગની પાસે સાક્ષાત્ કામદેવ જેવા મહાભાગ્યવાન એક તરૂણને જોયો. તેને જોતાં જ તેની આંખો નિઃસ્પંદ થઇ ગઇ. તેના મોંને જોતા જોતાં એ એકદમ ચિત્ર જેવી થઇ ગઈ. તેની નજર તેના પર નથી પડતી એ જોઇને તે પોતાને અભાગણુ સમજીને કંઇક વિચારીને સખીઓને કહ્યું કે ચાલો આ આંબાના ઝાડ નીચે રમીએ. તેમ કરીને તે સખીઓને જોર જોરથી બોલાવવા લાગી. મતલબ એ હતો કે મારો અવાજ સાંભળી તે મારી સામું જોશે અને હું કૃત કૃત્ય થઈ જઇશ. ત્યારે મેં મજાકમાં કહ્યું કે સખી ! તું ઉંચે અવાજે મોટેથી શા માટે બોલે છે ? તે તો કૌતુકમાં મગ્ન છે. તે તને જવાબ નહિ આપે. મારી વાત સાંભળી તે કંઈક શરમાઇ ગઈ. એટલામાં કામ સુંદર એ તરૂણે તેના તરફ જોયું. તેને જોતા જ કનકલતાએ ભય અને હર્ષની મિશ્ર લાગણીઓ અનુભવી અને પોતાને કૃતાર્થ માનવા લાગી. તેના શરીરમાં રોમાંચ ખડા થઇ ગયા. સખીઓને તે આલિંગન કરવા લાગી. વિના કારણુ હસવા લાગી. પગના અંગુઠાથી ધરતી ખોતરવા લાગી. વાળને બાંધવા લાગી, થોડો સમય આવું બધું કર્યા બાદ કામથી

સંતપ્ત થઈ અહીં આવીને આવી થઇ ગઈ છે. યોગ્ય સ્થાને પુત્રીને પ્રેમ થયો છે એમ જાણીને હું તેની પાસે ગઇ. મેં તેને જોઇ. તેનો ચહેરો કંઈક સફેદ પુણી જેવો થઈ ગયો હતો. તે પથારી પર સુનમુન પડી હતી. લાંબા નિઃશ્વાસથી તેનું શરીર સૂકાઈ રહ્યું હતું. અનેક પ્રકારે તે પ્રાણ રક્ષા કરી રહી હતી. હાર, ચંદનપંક, કમલનાલ, કમલ પત્ર તેને વધુ સંતાપ આપી રહ્યા હતા. સુંદર શય્યા પણ તેને આગની જેમ સળગાવી રહી હતી. પૂછવા છતાં પણ કંઇ જવાબ નહોતી આપતી. શ્રેષ્ઠ યોગિનીની જેમ ધ્યાનમાં લીન હતી. માત્ર આપના નામથી તેને કંઇક આશ્વાસન મળતું હતું. પ્રિય વિરહથી પીડિત મરણાસન્ન તેને જોઇને, તેનાં દુઃખે દુઃખી થઇને હું તમારી પાસે આવી છું. આથી સુંદર! તે બિચારીના શ્વાસ ખલાસ ન થઈ જાય તે પહેલાં આપ તેને આશ્વાસન આપો. એનાં પ્રાણ નીકળી જાય તે પહેલાં તમે તેનો કોઈ ઉપાય કરો. મરી ગયા બાદ આપ શું કરી શકશો? તેની વાત સાંભળી હે રાજપુત્ર! મેં તેને કહ્યું કે કનકમાલા કોણ છે? હું તો તેને જાણતો નથી. હું તો મહેમાન છું. તદ્દન અપરિચિત છું આથી આ બાબતમાં તમે ભાનુવેગને પૂછો. ભાનુવેગે કહ્યું કે હું પણ કશું જાણતો નથી. ત્યારે તે કંઇક રીસાઈને બોલી. ભદ્ર! આપ કેટલા નિર્દય છો? દૃષ્ટિતબાણથી તેના હૃદયને વીંધીને મરણાસન્ન બનાવી આપ આપને પોતાને તે વિષયમાં અજાણ કહેવડાવો છો.

જે માણસ જ્યાં રહે છે તે સ્થાનનું તે પૂરા પ્રેમથી રક્ષણ કરે છે. આપ તેના દિલમાં વસો છો અને તેને જ તડ-પાવી સતાવો છો. તેના હૃદયની ચોરી કરી અને હવે શાણા શા માટે થાવ છો? આપ તેનાથી છૂટી શકવાના નથી. કંઈક ઉપાય કરો. ત્યારે મેં કહ્યું કે તમે જ તેનો ઉપાય બતાવો. મને તેમાં કશી ખબર પડતી નથી. તેણે કહ્યું કે તેના વિશ્વાસ માટે આપ આપનું ચિત્ર અથવા પત્ર મોકલો, જેથી એ તુરત જ પ્રાણ રક્ષા કરે. રાજપુત્ર! ત્યારે મેં કમલિની પત્રમાં આ પ્રમાણે લખ્યું કે ભમરાનો પ્રેમ માત્ર કમળમાં જ છે. બીજા ફુલોમાં નહિ. બીજા પાનમાં તાંબૂલ સાથે એ પત્રને મૂકી મે તે સૂતલતાના હાથમાં આપ્યો. તે બંને ત્યાંથી ગઈ.

થોડા જ સમયમાં સૂતલતા ત્યાંથી પાછી આવી અને કહ્યું કે જયારે હું તેના ઘરે પહોંચી ત્યારે કનકલતા બેભાન પડી હતી અને તેની હાલત ખૂબ જ વિષમ હતી. તેની સખીઓએ કહ્યું કે ચિત્રવેગની દૂતી આવી છે તો આપનું નામ સાંભળતાં જ તેનામાં કંઈક ચૈતન્ય આવ્યું. તે તુરત જ બેઠી થઈ ગઈ, મને જોઈને તે ખૂબ જ શરમાઈ ગઈ. મેં તેને પાન આપ્યું. તેણે આનંદથી તે લઈ લીધું. પછી તેણે પૂછ્યું કે આ પાન તને કોણે આપ્યું? મેં કહ્યું: સુંદરિ! તારા મનોહર પ્રિયતમે તે મોકલ્યું છે. તેણે કહ્યું: ભદ્રે! હું તો કન્યા છું પછી મારો પ્રિયતમ કેવો? મેં કહ્યું કે તે તારો

પ્રિયતમ બનશે. ત્યારે તે કંઈક અસ્પષ્ટ બોલવા લાગી કે મારા જેવી અભાગીના એવા પુણ્ય ક્યાંથી? જેનું દર્શન દુર્લભ છે તે મારો ભરથાર કેવી રીતે બનશે? આટલું બોલતાં તેની આંખો આંસુથી છલકાઈ ગઈ અને ઉંડા નિઃશ્વાસ નાંખતી તે ફરી મૂર્ચ્છિત થઈ ગઈ. ત્યારે તેની સખીઓએ મને કહ્યું કે તેના પ્રેમમાં આવી જે હાલત થઈ છે તે તેં જોઇ છે તો તેમને જઇને આ બધું કહો અને પછી તમને કહેવા માટે કહ્યું કે આજની રાત જો તે જીવી જશે તો કાલે સવારે તે ઉદ્યાનમાં આવશે ત્યાં તમે દર્શન આપજો. આમ તેમનો સંદેશો લઈ હું તમારી પાસે આવી છું.

સૂતલતાની વાત સાંભળી મારા વિરહની વેદના પહેલા કરતાં પણ હવે બમણી થઈ ગઈ. હું મનમાં વિચારવા લાગ્યો કે મારા વિરહથી સંતપ્ત તે મરી જશે તો તેના નિમિત્તે મારું પણ મરણ થશે. અને જો તેને મારા પર પ્રેમ હતો તો તેણે મને કંઈ જવાબ કેમ ન આપ્યો? આથી મારું માનવું છે કે મારા પર તેનો પ્રેમ નથી. પ્રેમ નથી તો પછી તેના વિરહમાં હું મારા હૈયાને વ્યર્થ શું કરવા બાળું છું. તેને તો મારી આંખ જુવે છે તો પછી તેનો વિરહ આંખને ન સળગાવતા મનને કેમ સળગાવે છે? આથી તો જે કર્મ કરે છે તેનું ફળ ભોગવે છે. એ વાત મને સત્ય લાગી. હૃદય! આ આંખોને તું રડવા દે, તું શા માટે વિદીર્ણ થતું જાય છે? એટલામાં ભુવનમંડ-

ળમાં ઘૂમવાથી થાકીને સૂર્ય અસ્તાચળ પર વિશ્રામ કરવા ગયો. પોતાના કિરણોથી જગતને સંતાપ આપ્યો છે એ જાણીને અસ્તાચલે પોતાના મસ્તકથી સૂર્યને નીચે ધકેલી દીધો. સૂર્ય નીચે ગબડતાં જ ગુસ્સાથી લાલચોળ થયેલી સંધ્યા આવી. ત્યારબાદ દિશાઓને અંધારી કરતી રજની આવી પહોંચી. જેમાં તારા પ્રકાશિત હતા અને ઘુવડોના અવાજથી ભીષણ લાગતી હતી. થોડી જ વારમાં અંધકારનો નાશ કરતા માનિનીજનોના અભિમાનને તોડનાર ચંદ્રનો ઉદય થયો. ચંદ્ર-પવનથી વિયોગની આગ વધુ ભડકે બળવા લાગી. મારું હૈયું હજારગણું વધુ બળવા લાગ્યું. ત્યારે મેં વિચાર્યું કે ચંદ્ર અમૃતમય હોવા છતાં તેના વિરહમાં વિજળીની જેમ મને કેમ બાળે છે? ત્યારે મેં મારા હૃદયને કહ્યું કે દુર્લભ જન સાથે તેં પ્રેમ શા માટે કર્યો? જે પ્રેમ કરે તેની સાથે પ્રેમ કરવો જોઈએ. જે દૂરથી જ બાળે છે તેની સાથે અનુરાગ શા માટે? હવે હું મારી હાલત કોને કહું? તેની સાથે વિવાહની વાત તો દૂર રહી હવે તો તેના દર્શન પણ દુર્લભ હોય એમ જણાય છે. એના મુખના દર્શન પણ જો ન કરી શકું તો મારું જીવન બેકાર છે. આવા મનુષ્ય જન્મથી શો લાભ? અથવા સૂતલતાની વાતથી કાલે સવારે તેનાં દર્શન થશે. જો ભાગ્ય સાથ આપશે તો વિરહાગ્નિથી સંતપ્ત મારા હૃદય માટે તેનું દર્શન ઔષધ છે. આ પ્રમાણે અનેક વિચારોમાં મને જરા પણ ઊંઘ ન આવી. અને ચાર પ્રહરની

રાત હજાર પ્રહરની બની રહી. હું માનું છું કે માત્ર તેના દર્શનની આશાથી જ અત્યંત દુઃખમાં પણ મારૂં હૈયું તૂટી નથી ગયું. પોતાના શીતળ કિરણોથી મારો સંતાપ દૂર ન કરી શકયા. આ શરમથી જાણે ચંદ્ર અસ્તાચળ પર જતો રહ્યો. રાત પસાર થતાં પૂર્વ દિશા એકદમ લાલઘૂમ થઈ ગઈ. કમલવનને પ્રતિબોધિત કરવા માટે સૂર્યોદય થયો. ત્યારબાદ ઊઠીને મેં પ્રાતઃકર્મ કર્યું. પ્રિયા દર્શનની આશાથી હે સુપ્રતિષ્ઠ! તે સમયે મારું મન ખૂબ જ પ્રસન્ન હતું.



ત્યાર પછી ભાનુવેગે આવીને હસતા હસતા મને કહ્યું કે આપ સૂતલતાના કહેવા મુજબ ઉદ્યાનમાં જાવ. ખૂબ જ આનંદથી હા કહી. હું જવાની તૈયારી કરતો હતો ત્યાં મેં માંગલિક ભેરીનો અવાજ સાંભળ્યો. ભાનુ-વેગને મેં પૂછ્યું કે આ ભેરી ક્યાં વાગી રહી છે? તેણે કહ્યું કે હું ચોક્કસ તો નથી કહી શકતો પરંતુ મને લાગે છે કે અમિતગતિના ઘરેથી આ અવાજ આવી રહ્યો છે. મને થયું કે પ્રિયમિલન નજદીક આવી રહ્યું છે તો ય સંતાપ કેમ વધી રહ્યો છે? અને ડાબી આંખ કેમ ફરકી રહી છે? આથી લાગે છે કે કંઈક ચોક્કસ કારણ હોવું જોઈએ. ત્યારે મેં સૂતલતાને બોલાવીને તેની માહિતી મેળવવા માટે કહ્યું. તે ગઈ અને એક પળમાં જ પાછી આવી. તેનું મોં પડી ગયું હતું. તેણે કહ્યું કે અમિતગતિના ઘરમાં એટલી બધી ભીડ હતી કે હું અંદર જઈ જ ન શકી. પૂછવાથી બંધુદત્તાએ કહ્યું કે ગંગાવર્તના રાજા શ્રી ગંધ-વાહનના પુત્ર નભોવાહનને કનકમાળા આપવામાં આવી છે. આથી આ તેનો વરણ મહોત્સવ છે. આ સાંભળતા જ જાણે મારા હૈયે મુદ્ગલ પડ્યો. અને આઘાતથી મૂર્ચ્છિત થઈ જમીન પર પડી ગયો. કર્પૂરમિશ્રિત પાણી તથા પંખાના શીતળ

પવનથી હું ભાનમાં આવ્યો ત્યારે વિચારવા લાગ્યો કે દુષ્ટ વિધાતાની શું લીલા છે? તેણે મારા પ્રિયા મિલનના તમામ મનોરથના ચૂરેચૂરા કરી નાંખ્યા. માણસ વિચારે છે કંઈ અને દેવ કરે છે કંઈ. ક્યાં કનકમાળા અને ક્યાં હું? અને ક્યાં અમારા બંને વચ્ચે પ્રેમ? દુષ્ટ વિધાતાએ આખી બાજી બદલી નાંખી. દુષ્ટ વિધાતાની જો આવી જ ઈચ્છા હતી તો પછી તેણે તેનું દર્શન શા માટે કરાવ્યું? અને જ્યારે તે મારા પ્રેમમાં પડી તો પછી બીજાની સાથે તેને જોડતા તેને શરમ કેમ ન આવી?

એટલું જ નહિ આ આંખો ઉપર વજ્ર અથવા તેનાથી ય વધુ કોઈ કઠિન ઘાતક વસ્તુ પડે જે અજાણી વ્યક્તિ સાથે સંબંધ કરાવી દે છે. મને ખબર નથી કે મારું હૃદય હજી પણ તેના પ્રત્યેનો અનુરાગ કેમ નથી છોડી દેતું? જરૂર મારું હૃદય વજ્રનું બનેલું છે નહિ તો આટલું મોટું દુઃખ વહન કરતાં તેનાં સો સો ટૂકડા થઈ જાત. કુમાર! તેના વિરહમાં દુઃખી થઈ હું આ પ્રમાણે ચિંતા કરી રહ્યો હતો ત્યાં સોમલતા ફરી મારી પાસે આવી. તે કંઈક આનંદમાં જણાતી હતી. મારી પાસે બેઠી અને મને દુઃખી જોઈ કહેવા લાગી કે સુંદર! તેના વિવાહની વાત સાંભળી આપ ઉદાસ કેમ છો? આપ મારી વાત સાંભળો. મેં કહ્યું કે સોમલતા! શું હજી ય મારા મનમાં આશા છે કે તું આ પ્રમાણે કહી રહી છે?"

તેણે પછી કહ્યું કે આપના વિરહમાં કનકમાળાને મૂર્ચ્છિત જોઈ સૂતલતાને આપની પાસે મોકલી આપી હતી. સખીઓએ આપના મિલનની વાતો કરી કનકમાળાને ખૂબ ખૂબ આશ્વાસન આપ્યું છતાં પણ તે બિચારી વારંવાર મૂર્ચ્છિત થતી રહી. તે કયારેક ઉઠતી, કયારેક હોંકારો ભણતી, તો ક્યારેક ગાતી, કયારેક હસતી, કયારેક ભય પણ પામતી હતી. તેની આવી હાલતથી ચિંતિત થઈ મેં તેની માતા ચિત્રમાળાને તેની બધી બાબત કહી. મારી સાથે આવીને ગુપ્ત રીતે તેણે કનકમાળાને જોઈ અને તેને પૂછયું : પુત્રી ! તારો ચહેરો ઉદાસ કેમ છે ? તું મારી સાથે કેમ કંઈ બોલતી નથી ? આ કામ કંઇ મુશ્કેલ નથી. તું ઉદાસી છોડ. ચિત્રવેગ તો અમારા હાથમાં છે. તું કુમારી છે. ચિત્રવેગ રૂપથી, કળાથી બધી જ રીતે યોગ્ય છે. તેના પ્રત્યે તને જો પ્રેમ થયો હોય તો તે અનુકૂળ જ છે, હવે તારે ચિંતા કરવાની કશી જ જરૂર નથી. પરંતુ તારા પિતાજી ગંધવાહન વિદ્યાધર રાજાની પાસે ગંગાવર્ત ગયા છે. ત્યાંથી તે આવતાં જ તારા લગ્ન ઘણી જ ધામધુમથી કરાવીશ. ચૈત્ર મહિનો ચાલી રહ્યો છે. જલ્દી લગ્નનું મુહૂર્ત આવશે. તું ઉદ્વેગ છોડ. આ પ્રમાણે માતાએ તેને આશ્વાસન આપ્યું એટલે કનકમાળા કંઈક સ્વસ્થ થઈ. તેને સ્વસ્થ જોઇ તેની માતા ત્યાંથી ચાલી ગઈ.

એટલામાં તેના પિતા ગંગાવર્તથી પાછા આવી

ગયા. કુટુંબીજનોએ તેમનો વિનય કર્યો. સ્નાન, ભોજન પતાવી તે ઉપર મહેલમાં બેઠા ત્યારે ચિત્રમાળાની સાથે હું પણ ત્યાં ખબર અંતર પૂછ્યા બાદ ચિત્રલેખાએ કનકમાળાની બધી જ વાત તેમને કહી. એ સાંભળતાં જ તેમનું મોં કાળુ પડી ગયું. તેમણે કહ્યું કે ભારે સંકટમાં મૂકાઈ ગયો. ચિત્રમાળાએ પૂછ્યું : પ્રિયતમ! એવું કયું સંકટ છે? અમિતગતિએ કહ્યું : પ્રિયતમે! રાજકાર્ય માટે હું અહીંથી ગંગાવર્ત ગયો. ત્યાં પહોંચી સભામાં શ્રી ગંધવાહન વિદ્યાધર રાજાની પાસે બેઠો અને વિનયપૂર્વક રાજકાર્ય બતાવ્યું. એટલામાં એક વિદ્યાધરકુમારે સભામાં પ્રવેશ કર્યો અને પ્રણામ કરી કહ્યું : દેવ! જેમને બધી વિદ્યાઓ સિદ્ધ હતી અને જે સુરાસુરમનુજ ત્રણેય લોકમાં પ્રસિદ્ધ હતા તે વિદ્યાધર ચક્રવર્તી આપના પિતા સુરવાહન, જેમણે વિદ્યાધર રાજલક્ષ્મીનો અનુભવ કરી પોતાના પદ પર આપને સ્થાપિત કરી સાંસારિક વિભૂતિની અસારતા જાણી ચિત્રાંગદ મુનિવરની પાસે શ્રી ઋષભદેવ જિનેશ્વર પ્રરૂપિત સર્વ વિરતિરૂપ ચારિત્ર્ય અંગીકાર કર્યું હતું અને જેઓ ગુરુની પાસે અભ્યાસ કરી સર્વશાસ્ત્રજ્ઞાતા બન્યા હતા.

જે સદા છટ્ઠ, અટ્ઠમ, દશમ વગેરે અનેક પ્રકારના તપ કરતા હતા તે આપના પિતા સુરવાહન વિદ્યાધર મુનિવર આજ વૈતાઢ્યના ચિત્રકૂટ શિખર પર પધાર્યા છે અને આજ તેઓને લોકાલોકપ્રકાશક કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થયું છે. તેની વાત સાંભળી ગંધવાહન રાજા ખૂબ જ પ્રસન્ન થયો

અને શરીર પરના બધા જ અલંકાર ઉતારી તેને ભેટ રૂપે પહેરાવી દઈ, કોષાધ્યક્ષને આદેશ આપી સાડા તેર કરોડ સોનામહોર પ્રીતિદાન કરાવ્યું. ત્યારપછી રાજા વિદ્યાધરોની સાથે પિતાજીને વંદના કરવા માટે ગયો. તેની પાછળ વિદ્યા-રચિત શ્રેષ્ઠ વિમાનમાં પરિજન તેમ જ નાગરિકો પણ સુંદર વેશ પહેરીને ગયા. મુનિચરણની વંદનાનો લાભ લેવા હું પણ તેમની સાથે ગયો. ત્યાં પહોંચતા ચતુર્વિધ દેવનિકાયને ચિત્રકૂટ પર ઉતરતા જોઈને રાજા ખૂબ જ ખુશ થયો. ઘણી ઝડપથી તેમની પાસે પહોંચી જઈ, ત્રણ પ્રદક્ષિણા કરી, ભક્તિપૂર્વક નમસ્કાર કરી અને તેમની સ્તુતિ કરી, તેમની પાસે ભોંય પર બેસી ગયો.

એટલામાં પરોપકારપરાયણ કેવલી ભગવંતે ગંભીરવાણીમાં દેશનાનો પ્રારંભ કર્યો કે કર્માધીન જીવો માટે મનુષ્યત્વ અત્યંત દુર્લભ છે. આ શરીર રોગ, શોક, વ્યાધિનું મંદિર છે. મનુષ્યોની લક્ષ્મી પવનથી ચચળ ધજાના વસ્ત્ર જેવી અત્યંત ચંચળ છે. મિથ્યા વિકલ્પોથી જીવોને સંસાર સુખમય લાગે છે. મૃત્યુ જીવોનું સતત અપહરણ કરે છે આથી હે ભદ્ર! કેવળી પ્રરૂપિત ધર્મને છોડી જીવોને બચાવનાર અન્ય કોઈ તત્ત્વ નથી આથી દુર્લભ મનુષ્ય ભવ મેળવીને ભાગવતી દીક્ષા લઈ કર્મશત્રુઓનો વિનાશ કરી મોક્ષને પ્રાપ્ત કરો.

કેવલીની આવી દેશના સાંભળી, હાથ જોડી ગંધવાહન રાજાએ કહ્યું : ભગવંત ! આપનું વચન સર્વથા સત્ય છે.

હું મારા પુત્ર નભોવાહનને વિદ્યાસહિત રાજ્ય આપી ગૃહ-વાસનો ત્યાગ કરું છું. ત્યારબાદ અવસર જોઈ પ્રણામ કરી મેં કેવલી ભગવંતને પૂછ્યું કે ભગવંત! વિજ્ઞાનરૂપ સંપન્ન પ્રાણથી પણ વધુ પ્રિય કનકમાળા નામની મારી પુત્રી છે. તેનો હૃદયવલ્લભ સ્વામી કોણ બનશે? મારા મનની શાંતિ માટે આપ જણાવવા કૃપા કરો કે કોણ વિદ્યાધર તેનું પાણિગ્રહણ કરશે? કેવલી ભગવંતે તેના જવાબમાં કહ્યું કે ભદ્ર! આવી સામાન્ય બાબત માટે ચિંતા શા માટે કરો છો? તારી પુત્રીનો પતિ એ બનશે કે જે આ વૈતાઢ્ય પર્વત પર વિદ્યાધર ચક્રવર્તિત્વનું પાલન કરશે. તારી પુત્રી તેના સમસ્ત અંતઃપુરમાં પ્રધાન પ્રાણપ્રિયા મહાદેવી—પટરાણી બનશે.

કેવળીની આ વાત સાંભળી મને ઘણો જ આનંદ થયો. એટલામાં મુનિવંદના કરી રાજા ઊઠયો અને તેની સાથે હું પણ તે નગરમાં ગયો. રાજાએ ખૂબ જ પ્રેમપૂર્વક કહ્યું કે લોકવ્યવહાર પ્રમાણે, પુત્રી ગમે તેટલી પ્રાણથી ય વધુ પ્રિય હોય તો પણ બીજાને ત્યાં વરાવવી તો પડશે તો આપ આપની પુત્રીનો હાથ મારા પુત્ર નભોવાહનના હાથમાં મૂકો જેથી લગ્નવિધિ પતાવી નભોવાહનને મારા પદે સ્થાપી, પિતાજીની ચરણ સેવામાં લાગી જઉં. ત્યાર-પછી મેં કહ્યું કે પુત્રીની તો હું શી વાત કરું, તે તો મને મારા પ્રાણથી ય વધુ વહાલી છે. અને તે પણ કેટલી ભાગ્યશાળી ગણાશે કે જે તે તમારી પુત્રવધૂ બનશે. કેવ-

લીના વચનથી પણ એમ લાગે છે કે આપના પુત્ર સિવાય આ વૈતાઢ્ય પર્વત ઉપર વિદ્યાધર ચક્રવર્તી બીજો કોણ બનશે ? મારી વાત સાંભળી રાજાનો ચહેરો પ્રસન્ન થઈ ગયો અને તેમણે સોમયશ જ્યોતિષીને બોલાવી લગ્નનું મુહૂર્ત કાઢવા માટે આદેશ આપ્યો. જ્યોતિષીએ વૈશાખ સુદ પાંચમની રાતનું મુહૂર્ત કાઢી આપ્યું. ત્યારે મેં રાજાને કહ્યું કે હવે મને જવાની આજ્ઞા આપો જેથી મારા નગર પહોંચી લગ્નની તૈયારી કરું. પ્રિયે ! તેમની આજ્ઞા લઈને તેમના મંત્રી ચંદ્રયશ આદિત્યયશની સાથે હું અહીં આવ્યો છું. તે લોકો પણ કનકમાળાના લગ્ન માટે મારી સાથે અહીં આવ્યા છે. કાલ સવારે કનકમાલાના વિવાહ થશે.

આવી સ્થિતિમાં એકની એક પ્રિય પુત્રી કનકમાળાને તેના પ્રિય પાત્ર ચિત્રવેગ સાથે ન વરાવું તો મારું જીવન એકાર બની જાય છે. આ બાજુ રાજાએ પણ ખૂબ જ આગ્રહપૂર્વક કનકમાળાનો હાથ માંગ્યો છે અને મેં પણ તેમની વિનંતીનો સ્વીકાર કર્યો છે. હવે હું મારું આપેલું વચન કેવી રીતે તોડી શકું ? પ્રિયે ! આ મારા સંકટનું કારણ છે. ચિત્રવેગ ! એમની વાત સાંભળી મારી સ્વામિની ચિત્રમાળાનું મોં પણ પડી ગયું. તેણે પછી કહ્યું કે મને તો એમ લાગે છે કે ચિત્રવેગના વિરહમાં કનકમાળા જરૂર મરી જશે. કારણ તેની સાથે લગ્ન કરવાનું આશ્વાસન મળતાં તો તે આજ સુધી જીવી રહી છે. અમિતગતિએ કહ્યું કે આવા સંજોગોમાં હું શું કરું ? પુત્રી નહિ આપું

તો રાજા અત્યંત નારાજ થઈ જશે અને મને ઘણું જ નુકશાન થશે. આ વૈતાઢ્ય પર્વત પર મારું રહેવું પણ મુશ્કેલ બની જશે. એટલું જ નહિ બળપૂર્વક તે પુત્રીને લઈ પણ જઇ શકે છે. આથી તો પ્રેમપૂર્વક પુત્રીને વરાવવી તે જ ઠીક લેખાશે. અને ચિત્રવેગની સાથે તેના લગ્ન કરું તો ચિત્રવેગ પણ માર્યો જશે અને હું પણ માર્યો જઈશ. આથી સુંદરી ! બીજા વિચાર છોડી કનકમાળાને કહો કે તે ચિત્રવેગનો મોહ છોડી દે.

બીજી બાબત એ છે કે તે રાજકુમાર કુલીન, પ્રિયંવદ, શૂર, ધીર, ત્યાગી, પિતાની લક્ષ્મીવાળો, રૂપ, કળા, વિદ્યા, યૌવન આદિથી ગુણવાન છે આથી તેની સાથે જ લગ્ન કરવું કનકમાળા માટે બરાબર છે. આ સાંભળી ચિત્રમાળાએ મને કહ્યું કે સોમલતે ! હવે આનો શું ઉપાય કરવો જોઇએ ? મેં કહ્યું કે ઉપાય તો આપ જાણતા જ હશો કારણ કે તેની હાલત તો આપે જોઇ જ છે. પછી મને કહ્યું કે તું જઇને તેના મનોભાવને જાણી લે કે તે બીજા પુરુષને ઇચ્છે છે કે નહિ ? એટલું જ નહિ તેની સામે તે રાજકુમારની પ્રશંસા અને ચિત્રવેગની નિંદા કરીને પણ તેને મનાવી લો. આથી મેં કહ્યું કે શું આપ આપની પુત્રીનો સ્વભાવ નથી જાણતા ? મારું તો માનવું છે કે બીજા સાથે લગ્ન કરવાની વાત તો દૂર રહી એવી વાત સાંભળતાં જ તે મરી જશે. મારી વાત સાંભળી, દુઃખથી રડતાં ચિત્રલેખાએ કહ્યું કે ભદ્રે ! મને પણ એ જ વિચાર આવે છે. હાય ! દુષ્ટ વિધાતાએ આ શું કર્યું ? ત્યારબાદ

અમિતગતિએ શોકથી વિલાપ કરતી પોતાની પ્રિયાને કહ્યું: સુંદરી ! રડવાથી શો લાભ ? શું મને પણ દુઃખ નહિ થતું હોય ? ઘણો વિચાર કરું છું પણ મને બીજો કોઈ ઉપાય જડતો નથી આથી પરિણામની ચિંતા ન કરો. રાજપુત્રને પુત્રી નહિ આપવાના ગુણ દોષનો વિચાર કરો. બીજી બાબત એ પણ છે કે કનકમાળાને માત-પિતા પ્રત્યે ઘણું જ માન છે. ગુણદોષનો વિચાર કરી તે આપણા વચનથી વિરુદ્ધ નહિ વર્તે. એટલુ જ નહિ માતા-પિતાના વિચારથી જ પુત્રીના લગ્ન નક્કી કરાય છે અને સ્વયંવર પણ કરાવવામાં આવે છે. સુંદરી ! મારું માનવું છે કે કામદેવ જેવા સુંદર તે રાજપુત્રને જોતા જ કનકમાળા ચિત્રવેગ પ્રત્યેનો પ્રેમ ભૂલી જશે અને આપણું સંકટ પણ દૂર થઇ જશે. તેમને સાંભળી ચિત્રલેખાએ મને કનકમાળાને મનાવવા માટેનો આદેશ આપ્યો.

સારું. એમ કહી ત્યાંથી ઊઠીને હું કનકમાળા પાસે ગઈ. ચંદના દાસીને મેં પૂછ્યું કે કનકમાળા ક્યાં છે ? તેણે કહ્યું કે મહેલ પરથી હમણાં ઉતરી બગીચા તરફ ગયા છે. પરંતુ તેમનું મોં ખૂબ જ પડી ગયું હતું. તેની વાંત સાંભળતાં જ હું સમજી ગઈ કે તેણે છુપાઇને પિતાજીની બધી વાત સાંભળી લીધી છે. આથી ત્યાં જઈ તે કંઇ અનિષ્ટ કરી બેસે તે પહેલાં હું તેને રોકી લઉં એમ વિચારી હું પણ બગીચા તરફ ગઇ. ત્યાં જઈ તેની શોધમાં આમનેમ ફરતી રહી ત્યાં બાગના એક ખૂણામાં ગીચ

પાંદડાવાળા તમાલ ગૃહની નીચે બેઠેલી મેં તેને જોઈ. ત્યારે હું વિચારવા લાગી કે ઘર છોડી એકલી આ બગીચામાં શું કરવા આવી હશે ? પિતાની વાત સાંભળી આ શું કરશે ? આ જાણવા માટે ચુપચાપ કેળાના ઝાડની આડમાં છુપાઇને તેને જોવા લાગી.

કુમાર ! તે પછી શું થયું તે આપ સાંભળો. દીર્ઘ નિઃશ્વાસ નાંખી તે બોલવા લાગી કે હવે સંકલ્પથી શું ? વિધાતાની નામરજીથી મુજ અભાગણનું તે પ્રિયતમ સાથે મિલન ન થયું એટલું જ નહિ તેના દર્શનની પણ હવે આશા રહી નથી તો હે હૃદય ! તું તૂટી કેમ નથી જતું ? પિતાજીની વાત સાંભળ્યા બાદ પણ તું તૂટી નથી ગયું તો માનું છું કે તું વજ્રથી પણ વધુ કઠોર છે. મારા હૈયે જે અભિમાન હતું કે માતાપિતાનો મારા ઉપર ઘણો પ્રેમ છે, આજ તે. અભિમાન પણ નષ્ટ થઈ ગયું કારણ કે આ કામ તો સરળ સહજ છે એમ કહીને માતાજીએ પણ મને ઠગી છે. "તું જેને પ્રેમ કરશે તેની સાથે હું તારા લગ્ન કરીશ" આ કહેનાર પિતાજીએ પણ પોતાની વાત બદલી નાંખી છે તો પછી મારા માટે પ્રિય મિલનની કોઈ જ આશા રહેતી નથી. એ વાત જાણીને પણ હૃદય ! તું આશા કેમ નથી છોડતું ? અને પિતાજીનો પણ તેમાં શું વાંક છે ? કારણ તે તો રાજાને આધીન છે. ભૃત્યભાવથી વધીને બીજું દુઃખદાયી શું હોઈ શકે ? કોઈ કામદેવથી પણ વધુ રૂપવાન હોય તો ય શું ? કુબેરથી પણ વધુ ધન-

વાન કેમ ન હોય ? સાક્ષાત્ ઈન્દ્ર પણ કેમ ન હોય ? હું તો મારા હૃદયવલ્લભ સિવાય બીજા કોઈને પણ નથી ચાહતી. તો હે હૃદય ! તેં વિચારી રાખેલ કામ શા માટે જલ્દી નથી કરી લેતું ? એમ કરવાથી પિતાજી ઉપર પણ દોષ નહિ આવે અને મારા વિયોગ દુઃખનો પણ અંત આવી જશે.

આ પ્રમાણે મરવાનો નિર્ણય કરી તે તમાલ વૃક્ષ ઉપર ચડી ગઈ. ચિત્રવેગ ! તેનું આ સાહસ જોઈ મારું શરીર ધ્રૂજવા લાગ્યું. મારા મોંમાંથી અવાજ પણ ન નીકળી શકયો. શરીરનાં બધાં જ સાંધા ઢીલા પડી ગયા. તેણે તમાલ વૃક્ષની ડાળીમાં ઉત્તરીય વસ્ત્રથી પોતાનું ગળું બાંધ્યું અને બોલી : માતાજી ! બચપણમાં મેં આપને જે કલેશ આપ્યો છે તે માટે મને ક્ષમા કરશો. પિતાજી ! આપ પણ મને ક્ષમા કરશો કારણ કે આપને પણ મેં બહુ દુઃખ આપ્યું છે. સોમલતા ! તું પણ ક્ષમા કરજે. સખીઓ ! તમારો મેં જે કંઈ અપરાધ કર્યો હોય તે માટે મને સૌ ક્ષમા કરજો. હૃદયવલ્લભ ! પ્રાણ છોડતા પહેલાં હું આપને થોડીક પ્રાર્થના કરું છું; આપ તે સાંભળો. આ ભવમાં તમારું મિલન મને ન થયું. આથી સ્વામિન્ ! બીજા ભવમાં પણ આપ જ મારા વલ્લભ હોજો. જો કે મારું એમ કહેવું અત્યંત નિષ્ઠુર છે છતાં પણ આપને કહું છું કે આપ મારા હૈયા-માંથી ચાલ્યા જાવ નહિ તો રૂંધામાં ગળુ ફસાઈ જશે તો પછી આપ નીકળી નહિ શકો. માનું છું કે મને મારવા

માટે વિધાતા પાસે બીજો કોઈ ઉપાય નહોતો આથી જ તેણે આપનું દર્શન કરાવ્યું. વનદેવતાઓ ! આપને મારી નમ્ર પ્રાર્થના છે કે આપની કૃપાથી અન્ય ભવમાં મારો ભર્ત્તાર તે જ હોય. આમ કહી જ્યાં એ અધોમુખ કરી મરવા માટે તૈયાર થઈ ત્યાં એકાએક આકાશવાણી થઇ કે ભદ્રે ! આવું સાહસ ન કરો. તે ચિત્રવેગ જ તારો ભર્ત્તાર બનશે. એ લગ્ન દિવસે તેની સાથે જ તારું પાણિગ્રહણ થશે. સુંદરી ! આ અંગે તું જરા પણ વિષાદ ન કરીશ. આ પ્રમાણે આકાશવાણી થતાં તેનો ફાંસો છૂટી ગયો અને મારો ભય પણ નીકળી ગયો.

હવે હું સ્વસ્થ થઇ તેની પાસે ગઈ. મને જોઇ તે શરમાઇ ગઈ. મેં તેને કહ્યું કે પુત્રી ! માત–પિતાને દુ:ખ થાય એવું આ કામ કરવું શું તારા માટે યોગ્ય છે ? તેણે કહ્યું : માતાજી ! મારી સમક્ષ મરવા સિવાય બીજો ઉપાય પણ શું હતો ? મને મરવું સારુ લાગે છે. અસહ્ય વિરહ કોઇપણ રીતે સારો નથી. મરવાથી વિરહનું તમામ દુઃખ સમાપ્ત થઈ જાય છે. ત્યારે મેં તેને બધી વાત કહી. અને પૂછ્યું કે હવે તું શું કરવા માંગે છે ? તેણે શરમ છોડીને મને કહ્યું કે આ જનમમાં તો હવે હું બીજા કોઇ પુરુષના હાથમાં મારો હાથ નહિ મૂકું. હસીને મેં કહ્યું કે દેવ–વચનથી આ વાત તો હવે સિદ્ધ છે. પરંતુ તારા પિતાજી ગંધવાહનથી કેવી રીતે છુટકારો પામશે ? એટલામાં ફરી આકાશવાણી થઇ કે વિકલ્પ ન કરો. સાંભળો. સોમ-

લતા જઇને તેના પિતાજીને કહે કે ઘણું સમજાવ્યા બાદ કનકમાળા બોલી છે અને કહે છે કે પિતાજી જે કંઈ કરે તે મને સર્વથા માન્ય છે. તેમને જે યોગ્ય લાગશે તે હું કરીશ. ત્યારબાદ તે વિવાહ માટે આનંદથી તૈયાર થાય. તેમાં જ ઇષ્ટની પ્રાપ્તિ થશે. દેવતાનું વચન સાંભળી ચિત્ર-વેગ ! અમારા બંનેના હૈયે શાંતિ થઈ. ત્યારે મેં કહ્યું : પુત્રી ! હવે શંકાકુશંકા છોડીને કપટથી પણ માત-પિતાનું કહેવું તું માન. દેવતાની વાત તું કોઇને કરીશ નહિ. નહિ તો તે રાજા કંઈક ન કરવાનું કરી બેસશે. સૌથી પહેલા તો તે તારા પ્રિયતમનું અનિષ્ટ કરશે. ત્યારે કનકમાળાએ કહ્યુ કે એ સાચું છે. તેમાં કોઈ જ સંદેહ નથી. હવે તમે આ કામ માટે પ્રયત્ન કરો. ત્યારે હું ચિત્રલેખા પાસે ગઈ અને કહ્યું કે ઘણું સમજાવ્યા બાદ તે માની ગઇ છે અને કહે છે કે પિતાજી જે કહે છે અને માતાજી જે ચાહે છે તેને હુ સર્વથા માન આપું છું. ત્યારે પ્રસન્ન થઈ ચિત્રમાળાએ પોતાના સ્વામીને બધી હકીકત જણાવી. તે ખૂબ જ ખુશ થયા અને કહ્યું કે આપણી વાત માનીને તેણે માતા-પિતા પ્રત્યેની પોતાની અપૂર્વ ભક્તિ બતાવી છે. અને બીજે દિવસે ઘણા ઉત્સાહ પૂર્વક કનકમાળાના વિધિપૂર્વક વિવાહ કરવામાં આવ્યા.

આવા સંજોગોમાં કનકમાળાના કહેવાથી આપની પ્રસન્નતા માટે આ બધી વાતો કહેવા હું તમારી પાસે આવી છું. આથી સુંદર ! વિવાહની વાતથી આપ દુ:ખી

ન થશો. કારણ કે દેવતા વચન કદી મિથ્યા થતું નથી. કનકમાળાએ કહેવડાવ્યું છે કે " નાથ ! આપને છોડીને આ જનમમાં મારો હાથ હું બીજા કોઇને નહિ આપું. દેવ વચન સત્ય સાબિત થશે તો હું જીવતી રહીશ અન્યથા મરણુ એ જ મારું શરણુ રહેશે."

હે સુપ્રતિષ્ઠ ! સોમલતાની વાત સાંભળી મારા હૈયે કંઈક શાંતિ થઈ અને પછી મેં મનમાં વિચાર્યું કે કેવળીના વચનાનુસાર પણ પૂર્વભવ સ્નેહબદ્ધ હોવાથી તે મારી જ પત્ની બનશે કારણુ કે નજર માત્રથી જ અમારા બંને વચ્ચે પારસ્પરિક પ્રેમ થયો છે. તે જરૂર પૂર્વભવના સંબંધનું સૂચન કરે છે. પરંતુ મને આશ્ચર્ય એ વાતનું થાય છે કે રાજપુત્ર સાથે તેના વિવાહ થઈ જતાં હવે તે મારી પત્ની કેવી રીતે બનશે ? આમ વિચારી પાન આપતાં મેં તેને કહ્યું કે જે કંઈ થશે તે આપ જોશો. ઘણું સારું, એમ કહી તે પોતાના ઘરે ગઇ.

એ પછી ભાનુવેગને કહ્યું કે પેલા સ્વપ્નનું સ્વરૂપ હવે મને કંઇક સમજાય છે તે આપ સાંભળો. આ કનકમાળા તે જ માળા હતી. તેના પ્રત્યે પ્રેમ થવો એ માળા પહેરવાનું હતું. વિવાહ તેની અપ્રાપ્તિ હતી. આટલું તો સ્પષ્ટ થાય છે. કંઇક અસ્પષ્ટ સ્વરૂપ આ પ્રમાણે છે, કોઈ મિત્ર આપને કનકમાળા અર્પિત કરશે. તે ફરી આપના હાથમાં ચાલી જશે અને આપ મુશ્કેલીમાં મુકાશો, છેવટે કોઇ ફરી તેને લાવીને તમને સુપ્રત કરશે. તેની

વાત સાંભળી મેં કહ્યું કે તમે બતાવેલ સ્વપ્નનું સ્વરૂપ તદ્દન સત્ય છે પરંતુ તેની પ્રાપ્તિ તદ્દન અસંભવિત છે. ત્યારે તેણે કહ્યુ કે આ લોકમાં અસંભવિત વસ્તુ પણ સંભવિત બને છે.

હે સુપ્રતિષ્ઠ! તેની પ્રાપ્તિની આશાથી તેની વાતો કરતા ઘણાં દિવસ પસાર થઈ ગયા, લગ્નનો દિવસ પણ નજીક આવી ગયો. ત્યારે અનેક વિદ્યાધરોની સાથે પોતાના ભાઈઓની સાથે વિદ્યાધર રાજપુત્ર નભોવાહન લગ્ન માટે આવી પહોંચ્યો. તે શુભ દિવસ–પાંચમ પણ આવી ગઈ. બપોરના સમયે મને વિચાર આવ્યો કે શું દેવ–વચન મિથ્યા થશે? અથવા તેને અનુરૂપ કંઈ ન જોતા લાગે છે કે સોમલતાની વાતો જુઠી જણાય છે આ પ્રમાણે વિચારતા ત્યાં શાંતિ નહિ મળતાં નગરની બહાર તે જ ઉદ્યાનમાં ગયો જ્યાં મેં તેને પહેલાં જોઈ હતી. જે વૃક્ષ નીચે ઝૂલો બાંધ્યો હતો ત્યાં જઈને બેસી ગયો અને વિચારવા લાગ્યો કે હવે મારે શું કરવુ જોઈએ. મારા દેખતાં જ મારી પ્રિયા બીજાના હાથમાં ચાલી ગઈ. દેવ–વચનની આશાએ બેસી રહ્યો પણ કંઇ થયું નહિ. હવે હું કંઇપણ કરી શકું તેમ નથી. આ પ્રેમ એમને એમ તૂટવાનો નથી. વિરહની વેદના દરેક પળે વધતી જ જાય છે. દુર્લભજન પ્રત્યે જેને અનુરાગ થાય છે તે પાંદડા પરના પાણીની જેમ જરૂરથી સૂકાઈ જાય છે. પ્રિયા મિલનની આશા મરી જતાં હવે હુ મારા હૈયાને કેવી રીતે ઠેકાણે રાખું? હવે તો માત્ર પ્રાણ-

ત્યાગથી જ વિરહની વેદના મટી શકે તેમ છે. જો કે વિવેકી ઉત્તમ પુરુષ માટે આત્મહત્યા કરવી તે યોગ્ય નથી. તો પછી હુ તેના વિરહમાં જીવી શકું તેમ નથી. આથી તેના ઝૂલાથી પવિત્ર આ વૃક્ષ પર ચઢી ફાંસી ચઢાવી પ્રાણુત્યાગ કરૂં છું આમ વિચારી વૃક્ષ પર ચઢયો અને ગળામાં ફાંસો લગાવી બોલ્યો કે રે! દેવ! તને મારી આ પ્રાર્થના છે કે અન્ય જન્મમાં અપ્રાપ્યજન પ્રત્યે મને પ્રેમ ન કરાવીશ. તે બધુ જ અસત્ય કરાવ્યું છે. આટલું કહી જેવો હું નીચે ગબડયો કે એટલામાં કોઈએ બૂમ મારી મને કહ્યું કે ભદ્ર! આવું અનુચિત સાહસ ન કરો. આ તો કાયરોનું કામ છે. ત્યાં કોઈએ આવીને લટકતા મારા શરીરને ઉપર ઉઠાવી ફાંસો કાપી કાઢયો. શીતળ પવન નાંખ્યો. ઠંડું પાણી છાંટયું. આખા શરીરને માલીશ કરી. મારી મૂર્ચ્છા તૂટી જતાં મને કોમળ પાંદડાની પથારી પર સુવડાવ્યો. આમ અનેક ઉપાયોથી હું ભાનમાં આવ્યો ત્યારે મેં મારી સામે વિશિષ્ટ આકૃતિવાળા નવયુવાન, સાક્ષાત્ કામ-દેવ જેવા એક સુંદર પુરૂષને જોયો. તેણે મને કહ્યું: ભદ્ર! તને શું તકલીફ છે? મેં મારૂં ગળુ બતાવ્યું. સંવાહનથી તેણે મારૂં ગળુ બરાબર કર્યું. પીડા શાંત થતા, સ્વસ્થ થઈ પથારીમાંથી બેઠો થયો અને લાંબા શ્વાસ લઈ તેનો વિચાર કરવા લાગ્યો.

ત્યાર બાદ મને આંસુ સારતો, કપાળ પર હાથ મૂકતો અને પડી ગયેલ મોંવાળો જોઈ તેણે કહ્યું કે સુંદર ! આપ જેવા ઉત્તમ પુરુષો માટે આત્મહત્યા કરવી યોગ્ય નથી. આ કામ તો કાયરોનું છે અને તેથી દુર્ગતિ થાય છે. બીજું આપ કોણ છો ! આવું તમે શા માટે કર્યું ? આપ દુઃખી શા માટે છો ? અને આટલું બધુ રડો છો શા માટે ? લાંબો શ્વાસ લઈ મેં કહ્યું: સુંદર ! આ વિફળ વાતને કહેવાથી શો ફાયદો ? જે વાત કહેવાથી કંઇ લાભ થતો હોય તો તે કહેવી જોઈએ અન્યથા તુષ-ખંડન જેવી નકામી વાત કહેવાથી શો લાભ ? કાર્ય નિષ્ફળ ગયા બાદ તેના અંગે કંઈ કહેવું એ પાણી વહી ગયા બાદ બંધ બાંધવા જેવું છે. અસહ્ય દુઃખથી છૂટકારો મેળ-વવા માટે હું તો આત્મહત્યા કરી રહ્યો હતો. આપે મને શા માટે બચાવી લીધો ? આથી હવે ફરી આપ વિઘ્ન ઊભું ન કરશો. ત્યારે તેણે મને કહ્યું કે ભદ્ર ! આપ એવું ન કરો, આપ તેનું કારણ બતાવો જેથી તેનો કંઈ ઉપાય કરી શકાય. ત્યારે મેં તેને શરૂથી તે ફાંસો લગાવવા સુધીની બધી વાત કહી. એ સાંભળી સુપ્રતિષ્ઠ ! તેણે મને કહ્યું કે એક યુવતી માટે આપ જેવા નીતિકુશળ ઉત્તમ

પુરૂષે આવું નહિ કરવું જોઇએ કારણ જીવતો માણસ અનેક સુખોનો અનુભવ કરે છે.

બીજું આપ તો ઘણા જ પુણ્યશાળી છો કારણ કે આપ તો પરસ્પર વાતચીત પણ કરી શકો છો. દેવ-વચનથી કંઈક આશા પણ છે. એક જ નગરમાં રહો છો. એક બીજાના મનોભાવ જાણી પણ શકો છો. હું તો એવો અભાગી છું કે તેના દર્શનની આશા નથી તો પણ જીવું છું. ભદ્ર ! હું તો મારી પ્રિયાનું નિવાસસ્થાન પણ જાણતો નથી. ત્યારે મેં કહ્યું કે આપ આપની વ્યથા સંભળાવો કારણ કે આપ તો આપની પ્રિયાનું નિવાસસ્થાન પણ જાણતા નથી. આપ કયા નગરમાં રહો છો ? અહીં કયા કામે આવ્યા છો ? ત્યારે તેણે કહ્યું કે આપ શાંતિથી મારી કથા સાંભળો.

અનેક વિદ્યાધર નગરોવાળા આ પર્વત ઉપર ઉત્તર શ્રેણીમાં સુંદર ત્રિક ચતુષ્કવાળું અનેક બાગબગીચાથી રમણીય, અત્યંત વિશાળ મેદાનોથી સુશોભિત, ઈન્દ્રનગર જેવું સુરનંદન નામનું એક શ્રેષ્ઠ નગર છે. આ નગરમાં હરિશ્ચંદ્ર નામનો વિદ્યાધરેન્દ્ર રાજ્ય કરતો હતો, અનેક વિદ્યાઓ તેને વરેલી હતી. બધા જ વિદ્યાધર તેના ચરણકમળની વંદના કરતા હતા. કમળદળ જેવી તેની આંખો હતી. લોકોના નય ન-મનને આનંદ આપનારો તે ઘણો જ બહાદુર શૂરવીર હતો. સૂર્યના જેવો તેજસ્વી, તેજસ્વીઓના તેજને નાશ કરનારો હતો. જેનો પ્રતાપ અખંડિત હતો.

મદોન્મત્ત શત્રુરૂપ હાથી માટે સિંહશાવક જેવો હતો. બધા વિદ્યાધરોમાં તે પ્રસિદ્ધ અને યશસ્વી હતો. કમળ જેવા મુખવાળી નીલોત્પલ પત્રના જેવાં વિશાળ આંખોવાળી, અત્યંત રૂપવાન રત્નવતી નામે તેની પત્ની હતી. તેની સાથે ત્રિવર્ગસાર વિષય સુખ ભોગવતાં રત્નવતીએ એક દેવકુમાર જેવા પુત્રને જન્મ આપ્યો. તેનું નામ પ્રભંજન રાખવામાં આવ્યું. ત્યાર બાદ અસાધારણ રૂપ લાવણ્યવાળી બંધુસુંદરી નામની કન્યાને તેણે જન્મ આપ્યો. ત્યાર પછી બંને ક્રમશઃ યુવાન બન્યા, પરસ્પર અત્યંત સ્નેહવાળા આ બંને વચ્ચે એક દિવસ એકાંતમાં વાત થઈ, પ્રભંજને કહ્યું કે તારા પ્રથમ સંતાનને મારા પ્રથમ પુત્રને આપવું. એ બંનેનો સંબંધ આપણે ઘણી જ ધામધુમથી ઉજવશું. ભાઈ ઉપર અત્યંત પ્રેમ હોવાથી બંધુસુંદરીએ આ વાતનો સહર્ષ સ્વીકાર કર્યો.

આ બાજુ વૈતાઢયની ઉત્તર શ્રેણીમાં બધી ઋતુઓમાં ફુલવા–ફાલવાવાળા વૃક્ષોથી સુશોભિત અમરચંચા નામનું એક નગર છે. આ નગરમાં કામદેવથી પણ વધુ સુંદર, કામિનિઓના મનને આનંદ દેનાર, ઘણો જ બળવાન ભાનુગતિ નામનો વિદ્યાધર રાજા છે. વિદ્યાધરેન્દ્ર હરિશ્ચંદ્રે પોતાની પુત્રી બંધુસુંદરીને ભાનુગતિને આપી. ભાનુગતિએ પણ તેની સાથે પ્રેમથી લગ્ન કર્યાં. કેટલાક દિવસ બાદ બંધુ-સુંદરીએ એક કન્યાને જન્મ આપ્યો. પોતાના રૂપથી તે દિશાઓને અજવાળતી હતી. તેનું નામ "ચિત્રલેખા" રાખ-

વામાં આવ્યું. ત્યાર બાદ દેવીએ સુંદર સ્વપ્નોથી સૂચિત શુભ તિથિ અને નક્ષત્રમાં એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ ચિત્રગતિ રાખવામાં આવ્યું. આ બાજુ હરિશ્ચંદ્ર રાજાએ સુમુખ નામના ચારણ શ્રમણ પાસે સિદ્ધિ સુખદાયી જિનધર્મને સાંભળીને પોતાના પદ પર પ્રભંજનને સ્થાપીને દીક્ષા લીધી. તે જ ચારણ શ્રમણની નિશ્રામાં શ્રમણ ધર્મનું વિધિપૂર્વક પાલન કરી કર્મ સમૂહનો નાશ કરી તે કેવલી બન્યા. પ્રતાપી વિદ્યાધરરાજા પ્રભંજન નિર્ભય-તાથી પિતાએ આપેલ રાજ્યને ભોગવે છે. તેના સમસ્ત અંતઃપુરમાં પ્રધાન કલહંસી અને મંજૂષા નામની બે ઉત્તમ કુળવાન રાણીઓ હતી. કલહંસીને જવલનપ્રભ નામે પુત્ર થયો અને મંજૂષાને કનકપ્રભ નામે પુત્ર થયો. બંધુસુંદરીએ પોતાની પુત્રી ચિત્રલેખાને યુવાન થયેલી જોઈ. પોતાના ભાઈનું વચન યાદ કરી, પોતાના પતિ ભાનુગતિને ભાઈની વાત કહી. ભાનુગતિએ પોતાની પુત્રી ચિત્રલેખાને પ્રભંજનના મોટા પુત્ર જલવનપ્રભ સાથે વરાવી. તેણે પણ ખૂબ જ પ્રેમપૂર્વક તેની સાથે લગ્ન કર્યા અને પોતાના નગરમાં લાવી અને તેની સાથે દેવલોકના દેવોની જેમ વિષયભોગ ભોગવવા લાગ્યો.

એક સમયે આકાશમાં ચંદ્ર જેવું ધવલ એક ભવન જોઈ વિદ્યાધર રાજા પ્રભંજન વિચારવા લાગ્યો કે આ કેટલું સુંદર ભવન છે! આવું જ સુંદર હું એક જિન મંદિર બનાવું. મણિકુટ્ટિમમાં પેલા ભવનનું ચિત્ર બનાવવા

ગયો ત્યાં જ પવનના સપાટાથી વાદળ વીખરાઈ ગયા. આ જોઈ તે વિચારવા લાગ્યો કે મનુષ્યની લક્ષ્મી પણ આ પ્રમાણે ચંચળ છે. આ સંસારમાં રૂપ, યૌવન, સંબંધ બધું જ ક્ષણમાત્ર આનંદ આપે છે. વાસ્તવમાં બધું જ અનિત્ય છે. આથી સંસારને ધિક્કાર છે. વિષયાસક્ત જીવ અનિત્ય વસ્તુને પણ નિત્ય માને છે આ અવિવેકનો પ્રભાવ છે. જિનવચનને જાણવા છતાં પણ કામાસકત જીવ આરંભ પરિગ્રહમાં રહે છે. આ મહામોહનું મહાત્મ્ય છે. આથી જિનેન્દ્ર વચન જાણવાથી મારા માટે દુઃખ મૂળ સંસાર નિવાસના કારણ રૂપ રાજ્યથી શું ? આથી સાવદ્ય કર્મને છોડી મારે દીક્ષા લેવા ઉદ્યમ કરવો જોઈએ. બીજી વાત એ છે કે મારા બધા જ પૂર્વજો રાજાઓ પોતાના પુત્રને રાજ્ય આપીને શ્રમણ ધર્મનું પાલન કરીને સુગતિ પામ્યા છે તો પછી મારે પણ એમ જ કરવું જોઈએ. આમ વિચારી રાજા પાસેના વિદ્યાધરોને કહે છે એટલામાં ચતુર્જ્ઞાની સુઘોષ નામના ચારણમુનિ ભવિ જીવોને પ્રતિબોધ કરવા માટે ત્યાં પધાર્યા. પ્રભંજન રાજાએ જ્વલનપ્રભને રાજ્ય અને કનકપ્રભને પ્રજ્ઞપ્તિ વિદ્યા આપી સુઘોષ મુનિ પાસે દીક્ષા લીધી અને શ્રમણ ધર્મની સાધનામાં લીન બન્યા.

જ્વલનપ્રભ ચિત્રલેખાની સાથે રાજલક્ષ્મીનો ઉપભોગ કરે છે. વિધિપૂર્વક પ્રજ્ઞપ્તિ વિદ્યાની સાધના કરી તે વિદ્યાના પ્રભાવથી કનકપ્રભ અત્યંત પ્રભાવી બની ગયો. પોતાના કૂળની પ્રતિષ્ઠા છોડીને અપયશ, દુર્ગતિગમન આદિનો વિચાર નહિ કરતા રાજલક્ષ્મીના લોભે કનકપ્રભે મોટાભાઈ જ્વ-

લનપ્રભનું રાજ્ય છીનવી લીધું, અને પોતાના તેજ તથા સામાદિના પ્રયોગથી વિદ્યાધરોને પોતાના વશમાં કરીને જ્વલનપ્રભને પોતાના રાજ્યમાંથી કાઢી મૂક્યો. જ્વલન-પ્રભ પોતાના સસરાને ત્યાં અમરચંચ નગરમાં ગયો, સસ-રાએ બહુમાનપૂર્વક તેનો નગર પ્રવેશ કરાવ્યો. ચિત્રલેખાની સાથે એ નગરમાં રહેતાં ઘણો સમય વીતી ગયો. એક દિવસ જ્વલનપ્રભ પોતાના સાળા ચિત્રગતિની સાથે નગર બહાર સુંદર વૃક્ષોવાળા અનેક ઉપવનો, ભારંડ, ચક્રવાક આદિ પક્ષિઓથી સુશોભિત સ્વચ્છ જળવાળા સરોવરો, સફેદ કાંતિવાળા પર્વતના શિખરો જોતો, કિન્નર મિથુનોથી અલં-કૃત; કદલી ગૃહથી શોભિત, કોયલોના કંઠથી રમણીય, ભ્રમરોના ગુંજારવથી ગૂંજતા, ફળોથી નીચા નમેલા સેંકડો વૃક્ષોવાળી એક વનનિકુંજમાં તે આવ્યો; ત્યાં તેણે મંદ મંદ પવનથી આંદોલિત પાંદડાવાળા રક્તાશોગ વૃક્ષની નીચે સુવર્ણ-કમળ પર બિરાજમાન એક મુનિવરને જોયા. મુનિને હજી હમણાં જ કેવલજ્ઞાન પ્રાપ્ત થયું હતું, આથી વિદ્યાધર, કિન્નર આદિ વંદના કરી તેમની સ્તુતિ કરી રહ્યા હતા. નજીદીક જતાં જ્વલનપ્રભે પોતાના પિતાને ઓળખ્યા અને ચિત્રલેખાને બતાવ્યા. હર્ષથી રોમાંચ અનુભવતા બંનેએ બે ત્રણવાર પ્રદક્ષિણા કરી અને કેવળીના ચરણકમળને પ્રણામ કરી બંને ભૂમિ પર બેઠા. ત્યારબાદ સજળ વાદળની ગર્જનાને જીતનારી ગંભીર વાણીમાં કેવળીએ તે સભામાં પોતાની દેશનાનો પ્રારંભ કર્યો. કે મનુષ્યોની લક્ષ્મી હાથીના કાન જેવી ચંચળ છે. આયુ અનિત્ય છે. યૌવાન જરાથી ગ્રસિત

છે. શરીર સેંકડો રોગોથી પીડીત છે. વિષય કુગતિનું કારણ છે અને તુચ્છ છે. ભ્રમથી જ સંસારમાં વસ્તુ સાર ભૂત જણાય છે. આ સસાર સર્વથા દુઃખમય છે, આ જાણીને આપ લોકો જિનધર્મનો સ્વીકાર કરો. ભવસાગરમાં આ અપૂર્વ સામગ્રી પ્રાપ્ત થઈ છે. તેને સર્વથા સાર્થક કરો. ભવસમુદ્રના પરિભ્રમણથી બચાવનાર માત્ર જિનદર્શન જ છે આથી ભાગવતી દીક્ષા લઇ સંયમનું પાલન કરી, સંસારનો વિનાશ કરી સિદ્ધગતિને પ્રાપ્ત કરો. આ પ્રમાણે કેવળીની દેશના સાંભળી કેટલાક લોકોએ પ્રવ્રજ્યા અંગીકાર કરી. કેટલાક જિનોપાસક બન્યા અને કેટલાક લોકો સમ્યક્ત્વ પામ્યા. ત્યાં પ્રણામ કરી જ્વલનપ્રભે પોતાના કેવળી પિતાને પૂછયું કે ભગવન્! શું મને મારું રાજ્ય ફરી મળશે ? કેવળીએ કહ્યું કે ભાનુગતિએ આપેલ રોહિણી વિદ્યા સિદ્ધ થતાં ફરીથી તને તારું રાજ્ય મળી જશે તેમાં કોઈ સંશય નથી. કેવળી પાસેથી રાજ્ય પ્રાપ્તિની વાત જાણી પ્રસન્ન થઈ જ્વલનપ્રભ અને ચિત્રગતિએ તેમને વંદના કરી અને સભા પૂરી થઈ.

ત્યારબાદ બંને પોતાના નગરમાં આવ્યા. ચિત્રગતિએ પોતાના પિતાને કેવળીની વાત કહી. ભાનુગતિએ શુભ નક્ષત્રમાં બંનેને એક સાથે રોહિણી વિદ્યા આપી અને કહ્યું કે વસતીમાં જ કરજાપ વિધાનથી છ મહિના સુધી પૂર્વ સેવા કરો. આ સેવા એક સાથે કરવાની છે. પરંતુ ઉત્તર સેવા ક્રમશઃ થશે. આ સાધના જંગલમાં જ કરવી પડશે.

એક સાધના કરે તે સમયે બીજાએ ઉત્તરસાધક બનવું પડશે. મોટી મોટી વિભીષિકાઓમાં મનને સ્થિર રાખવું પડશે. સાતમો મહિનો પૂરો થતાં વિદ્યા દર્શન આપશે.

રાજાએ આ પ્રમાણે કહેતા તેમના ચરણકમળને પ્રણામ કરી બંનેએ પૂર્વ સેવા શરૂ કરી. છ મહિના પસાર થઈ જતા સાતમા મહિને જંગલમાં જઈ જવલનપ્રભે પ્રથમ જપ–હોમાદિથી ઉત્તર સેવા શરૂ કરી અને ચિત્રગતિએ વસુનંદક ખડ્ગ લઈ તેની રક્ષા કરી. બીજા દિવસે ભયથી ધ્રૂજતી દોડી આવેલી ચિત્રલેખાને જોઇ ચિત્રગતિએ પૂછ્યું: ભદ્રે ! આ ઘોર જંગલમાં તું એકલી કેવી રીતે આવી ? કોના ભયથી તુ આમ થરથર કાંપી રહી છે ? તેણે કહ્યું કે દાસદાસીઓ સાથે નગર બહાર ઉદ્યાનમાં જઈ કામદેવની પૂજા કરી જ્યારે હુ ઘરે પાછી જઈ રહી હતી ત્યારે કોઈએ મને વિમોહિત કરી. પરિજનોને છોડી હું જંગલમાં આવી ગઈ અને મેં કનકપ્રભને જોયો. તેણે મને કહ્યું કે "તું મારી ઈચ્છા કર." ઘણાં સખત શબ્દોમાં મેં તેનું અપમાન કર્યું. તેણે તલવાર કાઢી મને કહ્યું કે તું મને પ્રેમ નહિ કરે તો હું તારુ માથું કાપી નાંખીશ. તેના ભયથી ત્યાંથી ભાગીને હું આવી છું. આપ મને એ પાપથી બચાવો. તે આ પ્રમાણે કહી રહી હતી ત્યાં જ એકાએક તેનો હાથ પકડીને કનકપ્રભ આકાશમાં ઉડી ગયો. બચાવો, બચાવો, એમ કહીને તે વિલાપ કરતી રહી. પોતાની બેનનું આમ અપહરણ થતું જોઈ ચિત્રગતિએ

પણ પોતાની તેજ તલવાર કાઢી "ઉભો રહે નીચ. હવે તું કયાં જવાનો છે? હવે તું બતાવ તારી તાકાત" એમ કહીને તેની પાછળ પડયો. વિમોહિની વિદ્યાથી ચિત્ર-ગતિને વિમોહિત કરી કનકપ્રભ પોતાના નગર સુંદરનગર આવ્યો. ચિત્રગતિ પણ તેની પાછળ પાછળ ચાલીને સુરનંદન બહાર ઉદ્યાનમાં આવીને રહ્યો. ત્યાં ઋષભજિનેન્દ્રના મનોહર મંદિરમાં જઈ જિનેન્દ્રની ભક્તિપૂજા કરી વિદ્યાધરોની વચમાં બેસી ગયો. એક ક્ષણ બાદ જ્વલનપ્રભે મોકલેલો દમઘોષ નામનો એક માણસ તે જિનમંદિરમાં આવ્યો. ચિત્રગતિને જોઈ પ્રણામ કરીને કહ્યું કે આપ તો બહેનને છોડાવવા માટે આકાશમાં ઉડી ગયા છતાં પણ જ્વલનપ્રભ પોતાની સાધનામાં સ્થિર રહ્યા મંત્ર જપતાં તેમને સ્થિર રહેલા જોઈ રોહિણી વિદ્યા પ્રત્યક્ષ થઈ અને તેમને કહ્યું કે આપની અસાધારણ ધીરતાથી હું પ્રસન્ન થઇ છું આથી આપ મને આપના કાર્ય માટે આજ્ઞા કરો. જ્વલનપ્રભે કહ્યું કે મારી પત્નીનું કનકપ્રભ અપહરણ કરી ગયો છે તેને તુરત જ મારી પાસે લાવો. ત્યારે વિદ્યાએ કહ્યું કે પ્રજ્ઞપ્તિ વિદ્યાથી કનકપ્રભને આપની રોહિણી વિદ્યાની સાધનાની જાણ થઈ ગઈ હતી આથી આપના મનને ચંચળ કરવા તે આપની પાસે આવ્યો હતો અને તેણે આ બધું માયાથી કર્યું છે. આપની પત્ની તો આપના ભવનમાં શાંતિથી આરામ કરે છે. મોહિની વિદ્યાથી તેણે ચિત્રગતિને મોહિત કર્યો છે. તે અત્યારે સુરનંદન નગરમાં જિનમંદિરમાં બેઠો

છે. આથી આપ જરા પણ ઉચાટ ન રાખશો. આમ કહી વિદ્યા અદૃશ્ય થઈ ગઈ. તે પછી જ્વલનપ્રભે મને આપની પાસે મોકલ્યો. તેમની વાત સાંભળતાં જ ચિત્રગતિનો મોહ છૂટી ગયો અને સ્વસ્થ થઈ દમઘોષની સાથે પોતાના નગરમાં પાછો ફર્યો. એટલામાં જિનેન્દ્ર સ્નપન સમાપ્ત થઈ જતાં લોકો અનેક પ્રકારના વાહન પર સવાર થઈ નગરમાં પ્રવેશ કરવા લાગ્યા, કોઈ પાલખીમાં, કોઈ રથમાં, કોઈ હાથી પર, કોઈ ઘોડા પર તો કોઈ ખચ્ચર પર બેસીને જઈ રહ્યા હતા.

ત્યાં જ કનકપ્રભનો એક મદમત્ત હાથી ગાંડો બની ગયો. નગરમાંથી નીકળી ઘરના બારણાંને, દીવાલોને તોડવા લાગ્યો. લોકોને મારવા દોડયો. રથોને સૂંઢથી ઉચકીને ફેંકવા લાગ્યો. યમરાજ જેવા ભયંકર મુખવાળા આ હાથીને જોઈ લોકો પોતાનો જીવ બચાવવા ચારે તરફ દોડવા લાગ્યા. કૌતુકથી ચિત્રગતિ પણ આકાશમાં ઊભો રહી હાથીની વિનાશલીલા જોવા લાગ્યો.

તેણે એક યુવતીને રથ પર જતી જોઈ. હાથીના ડરથી ઘોડા આડા અવળા ચાલવા લાગ્યા. રથ તૂટી ગયો અને યુવતી જમીન પર પડી ગઈ. તેની આંખો નીલકમલ જેવી વિશાળ અને ચંચળ હતી. તેનાં કાનનાં કુંડલ તૂટી ગયા. વાળ વીખરાઈ ગયા; તેનો હાર, કાંચી, કેયૂરવલય, ગ્રૈવેયક નુપૂર, રત્નમાળા આદિ બધા જ અલંકારો અસ્તવ્યસ્ત થઈ ગયા. જમીન પર તેને પડેલી જોઈ હાથી તેની તરફ

ધસ્યો. તે જોઈ લોકો હાહાકાર કરવા લાગ્યા. સુંદર અંગો તથા ઉપાંગોવાળી, ચંદ્રમુખી, કૃશોદરી, વિશાળ નિતંબવાળી બિચારી યુવતી હાથીને પોતાના તરફ આવતો જોઈ ચંચળ આંખોથી કોઇ તેને બચાવે તેની રાહ જોતી હતી. કારણ તે ભાગવા માટે અશક્ત હતી.

ચિત્રગતિ આકાશમાં વિચારવા લાગ્યો કે હાય ! કામનિધાન આ સ્ત્રીરત્નનું મૃત્યુ હવે જરૂર થશે. અને આકાશમાંથી તુરત નીચે ઊતરીને તે યુવતીને પોતાના બે હાથમાં તેડી કોઈ નિરૂપદ્રવ સ્થાનમાં લઇ ગયો. ત્યાં વસ્ત્રના પાલવથી તેને પવન નાંખવા લાગ્યો. તેનો ભય શમે તેમ તેને આશ્વાસન આપવા લાગ્યો. ત્યારે શરમ અને ભયથી ઝીણી આંખોએ ચિત્રગતિને જોઇ તે યુવતી ખૂબ જ પ્રસન્ન થઈ. ચિત્રગતિ પણ તેના સૌન્દર્યને એકીટશે જોવા લાગ્યો. એટલામાં તેની ધાવમાતા કેટલીક યુવતીઓ સાથે ત્યાં આવી પહોંચી અને મધુર સ્વરે કહેવા લાગી કે "બીજાનું કાર્ય કરનારને સજ્જન કહે છે. આ વાત તમે આ યુવતીને હાથીના ભયથી બચાવી લઈને સિદ્ધ કરી છે." આમ તેની પ્રશંસા કરી હવે સાંજ પડી છે એમ કહી ચિત્રગતિની આજ્ઞા લઈ તે સ્ત્રીઓ પોતાના નગર તરફ ગઈ. એ સમયે એકાએક તે કન્યાએ ચિત્રગતિના હાથમાંથી મુદ્રારત્ન લઈ લીધું અને પોતાના હાથનું મુદ્રારત્ન તેને આપી દીધું. જ્યારે તે નગર તરફ જઈ રહી હતી ત્યારે તે વારંવાર પાછું વળીને સતૃષ્ણ ભાવથી ચિત્રગતિને જોતી

હતી. ચિત્રગતિ પણ તેના રૂપથી એટલો બધો પ્રભાવિત થયો હતો કે તે પણ તેના તરફ જોવા લાગ્યો.

એ જોઇ દમઘોષે ધીમેથી કહ્યું : કુમાર ! હવે સાંજ થવા આવી. ચલો હવે આપણે આપણા સ્થાને જઈએ. નકામો વિલંબ શા માટે કરવો ? તેની વાત સાંભળી ચિત્રગતિએ પોતે બહુ મહત્ત્વના કામના વિચારમાં છે એમ બતાવી કહ્યું કે હું નકામો વિલંબ નથી કરતો. મારા હાથમાંથી મુદ્રારત્ન પડી ગયું છે આથી તેને શોધી હું કાલે સવારે આવીશ. તમે જાવ અને જવલનપ્રભને બધી વિગતની જાણ કરજો. ચિત્રગતિની વાત સાંભળી કંઈક હસતા હસતા દમઘોષે કહ્યું : કુમાર ! શું તમે એ નહોતું જોયું કે તમારા હાથમાંથી એ યુવતીએ મુદ્રારત્ન કાઢી લીધું હતું ? તો પછી આમ શા માટે કહો છો ? સીધે-સીધું કેમ નથી કહેતા કે તે કન્યાની તપાસ કરી કાલે સવારે આવીશ ! ચિત્રગતિએ કહ્યું કે તું બરાબર સમજ્યો છે. એ પછી તેને પ્રણામ કરી દમઘોષ આકાશમાં ઊડી ગયો. ચિત્રગતિ પણ ત્યાંથી ચાલીને યુગાદિ દેવના મંદિરમાં ગયો. ત્યાં તે વિચારવા લાગ્યો કે તેણે મારા હાથમાં મુદ્રારત્ન શા માટે આપ્યું હશે ? અને મારા હાથનું મુદ્રારત્ન શા માટે લઈ લીધું હશે ? હું તેના કુળને કેવી રીતે જાણી શકું ? અને તેની સાથે મારા લગ્ન કેવી રીતે થશે ? જો તે મારી પત્ની બને તો મારું જીવન સફળ બની જાય. તેના વિના જીવવું હવે નકામું છે. તે પુરુષ ધન્ય

હશે કે જેની સાથે તેના લગ્ન થશે. કારણ કે રંભાગર્ભ જેવી કોમળ તેની ભુજાઓ છે, હંસ જેવી તેની ચાલ છે. હું એટલા માટે ધન્ય છું કે હાથીથી તેને બચાવતી સમયે મેં તેને બે હાથે તેડી હતી પરંતુ બરાબર રીતે તેનું આલિંગન લઈ નહોતો શકયો. આ વિચારમાં ને વિચારમાં રાત વીતી ગઇ. સવાર થતાં જ જિનવંદના કરી તેના ઘરની તપાસ માટે તે નગરમાં ગયો. નગરમાં જઇ જોયું તો નગર એકદમ સૂમસામ હતું, શોભાહીન જંગલની જેમ નગર દેખાતું હતું. એ જોઈ હું ચિંતામાં પડી ગયો, આ નગર શા માટે ઉજડી ગયું હશે? કે પછી આ ઈન્દ્રજાળ છે? કે પછી કોઈ દેવે આ નગરનું અપહરણ કર્યું હશે? કે કોઈ ભયથી નગરવાસીઓ નગર છોડી જતા રહ્યા હશે? આ પ્રમાણે ચિત્રગતિ વિચારી રહ્યો હતો ત્યાં સામેથી તેણે એક માણસને આવતો જોયો. તેને ઊભો રાખી મીઠા શબ્દોથી તેને પૂછ્યું કે ભદ્ર! આ નગરમાં લોકો કેમ નથી? તે સુમસામ કેમ છે? ત્યારે તેણે જે કહ્યું તે હું કહું છું. સાંભળો:–

આપ તો જાણો છો કે પ્રજ્ઞપ્તિ વિદ્યાથી ગર્વિષ્ઠ શૂરવીર, વિદ્યાધરરાજ કનકપ્રભ આ નગરનું પાલન કરે છે. પિતાએ મોટાભાઇ જવલનપ્રભને આપેલ રાજ્યને છીનવી તે પોતે રાજા બની ગયો છે. પોતાના ભાઇને દેશનિકાલ કર્યો, તે પોતાના સસરાના ગામમાં જઈ રહેવા લાગ્યો. કનકપ્રભ અહીં રાજ્ય કરે છે. સસરા ભાનુગતિએ જવલ-

નપ્રભને રોહિણી વિદ્યા આપી, તેની સાધના કરવા તે ગયો. ત્યારે તે તેને સાધનામાંથી અસ્થિર બનાવી ન શક્યો. ત્યારે ભયથી આવતાં ભૂલથી તેણે જિનમંદિરનું ઉલ્લંઘન કર્યું. ધરણેન્દ્રે પહેલા નિયમ બનાવ્યો હતો કે જિનમંદિરનું જે ઉલ્લંઘન કરશે તેનો વિદ્યાચ્છેદ થઈ જશે. આ વાત વૈતાઢ્ય પર્વત પર બધાને જ ખબર છે. આથી જિનમંદિરનું ઉલ્લંઘન કરવા માટે ધરણેન્દ્રે કનકપ્રભનો વિદ્યાચ્છેદ કર્યો. જ્વલનપ્રભની વિદ્યા સિદ્ધ થઇ ગઈ છે એ જાણી કનકપ્રભ ભયથી આ નગરને છોડીને, દક્ષિણ શ્રેણીમાં ગંગાવર્ત નગરમાં પોતાના સસરા ગંધવાહન રાજાના શરણે ગયો છે. આ વાત જાણી હવે અમારી રક્ષા કોણ કરશે ? એવા ભયથી નગરવાસીઓ પણ નગર છોડીને ગમે ત્યાં ચાલ્યા ગયા, અને આ નગર એકાએક સુમસામ થઈ ગયું.

ત્યારે ચિત્રગતિએ પૂછ્યું કે લોકો ક્યાં ચાલ્યા ગયા ? તેણે કહ્યું કે કોઈ ગગનવલ્લભ નગર ગયા, કોઇ વિજયપુર, કોઇ વૈજયંતપુર, કોઇ શત્રુંજય, કોઇ અરિંજય, કોઈ નંદનનગર. તો કોઇ અરિંજયપુર ગયા. કોઈ શકટામુખ તો કોઈ વૈજયંતિ ગયા. કોઇ રત્નપુર; કોઈ શ્રીનગર, કોઈ રત્નસંચય, કોઈ જલાવર્ત તો કોઈ શંખનામપુર ગયા. આમ કહી પેલો માણસ ત્યાંથી જતો રહ્યો. તેની વાત સાંભળી જાણે મુદ્ગરનો માર પડયો હોય તેવી હાલત ચિત્રગતિની થઇ. રાક્ષસથી બચી ન ગયો હોય, વજ્રથી માર ન પડયો હોય એમ

અત્યંત વ્યાકુળ મને તે વિચારવા લાગ્યો કે ન જાણે હવે મને એ કન્યા કયારે જોવા મળશે! મારા હૈયાને તેણે આનંદ આપ્યો હતો. તેના કુળની તેમજ તેના ઘરની પણ મને ખબર નથી તો પછી કરોડોની વસતીવાળા આ નગરોમાં તેનો પત્તો કેવી રીતે મેળવું? અને કોને તેના માટે પૂછું? કોણ મને તેનો પત્તો આપશે? જ્યારે તને તેના ઘરની ખબર નથી તો પછી હવે બીજી શી આશા રાખવી? અને ચિંતા કરવાથી પણ હવે શું ફાયદો? ધીરજ રાખી કંઈક ઉપાય વિચારૂં કારણ કે ઉપાયથી માણસ દુષ્પ્રાપ્ય વસ્તુ પણ પ્રાપ્ય કરી શકે છે. આથી હવે માત્ર એક જ ઉપાય છે કે નગર નગર ચૂમીને તેની શોધ કરૂં. કદાચ કોઈ તેની માહિતી આપે. અથવા કયાંક મને જ તે ચંદ્ર-મુખીના દર્શન થઈ જાય. આમ વિચારી ચિત્રવેગ! તે ચિત્રગતિ વિયોગથી અત્યંત સંતપ્ત થઈ પોતાના ભાઈને છોડી એકલો ઉત્તર શ્રેણીના નગરમાં ઘૂમવા લાગ્યો પરંતુ કયાય તે યુવતીની ભાલ મળી નહિ. ત્યાં નગરોમાં ફરતા ફરતાં કયાંય તે ન મળતાં તેને શોધતો શોધતો હું અહીં આપના નગરમાં આવ્યો છું. ઉદ્યાનમાં પ્રવેશ કરતાં જ મને શુભ શુકન થયા. મારી જમણી ભુજા તેમજ મારી જમણી આંખ ફરકવા લાગી આથી મને થયું કે આજ મને એ ચંદ્રમુખીનું જરૂરથી દર્શન થશે. આમ વિચારી હું કદલીવનમાં ગયો.

પગ ધોઈ એક જગાએ બેઠો ત્યાં મેં આપનો અવાજ સાંભળ્યો. અને વિચારવા લાગ્યો કે આ કોનો અવાજ છે?

આમ વિચારી જ્યાં આ તરફ જોયું તો આપને વૃક્ષની ડાળી પર લટકતા જોયા. હાય ! કામદેવ જેવો સુંદર આ પુરૂષ શા માટે આત્મહત્યા કરી રહ્યો છે ? આમ વિચારી હું તમારી પાસે આવ્યો. ચિત્રવેગ ! ત્યાર પછીની તો બીના આપ જાણો છો. આપે પૂછ્યું કે "આપ આપની પ્રિયાનું સ્થાન કેમ નથી જાણતા" તેમને જવાબ આપ્યો. હવે આપને કહું છું કે ઉત્તમ કુળમાં જન્મ લઇ એક સ્ત્રી માટે આપ આત્મહત્યા ન કરો.

સુપ્રતિષ્ઠ ! ચિત્રગતિએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે મેં કહ્યું કે આજ રાતે જ તેનાં લગ્ન થવાના છે આથી હું ખૂબ જ વ્યાકુળ છું. ત્યારે ચિત્રગતિએ કહ્યું કે મને એક ઉપાય સૂઝે છે. તે આ પ્રમાણે છેઃ દક્ષિણ શ્રેણીના વિદ્યાધરોમાં આ કુલાચાર છે કે લગ્ન સમયે કન્યા એકલી કામદેવની પૂજા માટે કામમંદિરમાં જાય છે. આથી તે પણ મદનપૂજા માટે કામમંદિરમાં આવશે. આપણે બંને પહેલેથી જ ત્યાં રહીશું અને જ્યારે તે અંદર આવશે ત્યારે તેનાં કપડાં પહેરી હું બહાર નીકળી વરરાજા પાસે જઇશ અને કનકમાળાને લઈ આપ પાછળના રસ્તે યોગ્ય સ્થાને જતા રહેજો. એમ કરવાથી તમને તમારી પ્રિયા મળશે. ભદ્ર ! એ સિવાય તમને કનકમાળા નહિ મળે પુરુષે અવશ્ય પુરુષાર્થ કરવો જોઇએ. પુરુષાર્થ કરવાથી ભાગ્યને અનુકૂળ કાર્યની સિદ્ધિ થાય છે. આ પ્રમાણે જ્યારે તેણે મને ઉપાય બતાવ્યો ત્યારે ભાવિ ભયની ચિંતા કર્યા વિના હે સુપ્રતિષ્ઠ ! રાગાંધ બની મેં તેની વાત માની લીધી !

એટલામાં સૂર્ય, આકાશમંડળમાં કરેલ પરિભ્રમણનો થાક ઉતારવા માટે જાણે સ્નાન કરવા પશ્ચિમ સમુદ્રમાં ડૂબી ગયો. ચિત્રગતિએ કહ્યું કે હવે આપણે આપણું કાર્ય સિદ્ધ કરવા અજ્ઞાત રૂપમાં જ મદનગૃહમાં જઈએ. મેં તેની વાત માની લીધી. ત્યાર પછી ત્યાંથી ઊઠી બગીચામાં જઈ થોડાક ફુલોને ચૂંટીને મદનગૃહમાં ગયાં. ત્યાં મદનદેવની પૂજા કરી કહ્યું કે ભગવન્! અમારું કાર્ય સિદ્ધ કરવા આપ કૃપા કરો. એમ કહી અમે બંને મદનની પાછળ સંતાઈ ગયા.

એક પ્રહરથી થોડી રાત વીતી ગઈ ત્યારે કનકમાળા મંદિરના દ્વારે આવી. તેણે સુંદર વસ્ત્રો અને મૂલ્યવાન અલંકારો પહેર્યાં હતાં. સુગંધિત ફુલોની માળા પહેરી હતી. સખીઓની સાથે ઉત્તમ પાલખીમાં બેસીને તે આવી હતી. અનેક પ્રકારના વાજા વાગતા હતા. પાલખીમાંથી ઉતરી, પૂજાનો સામાન લઈ, પોતાના પરિજનોને મંદિરની બહાર ઊભા રાખી એકલી મંદિરમાં આવી. મંદિરનાં દ્વાર બંધ કરી મદનપૂજા કરી તેના ચરણોમાં પડી ઊંડો નિઃશ્વાસ નાખી આંસુ નીગળતી આંખે કનકમાળા ફરિયાદ કરવા લાગી કે હે ભગવન્! આપ તો સુરાસુરોને જિતનારા

છો તો પછી આપ સ્ત્રીઓ પર પ્રહાર શા માટે કરો છો? આપે તેમના પ્રતિ મને અનુરાગ જગાડયો તો પછી તમે મને બીજાના હાથમાં શું મૂકી રહ્યા છો? સાંભળ્યું છે કે આપના પાંચ જ બાણુ છે તો પછી મારા પર હજારો બાણુ શા માટે ચલાવી રહ્યા છો? આપ મારા ઉપર પ્રહાર કરો છો તો એવી રીતે પ્રહાર કરો કે આપના એક જ બાણુથી હું સીધી યમરાજાના ભવને પહોંચી જઉં. પણુ આપ તો એવી રીતે પ્રહાર કરો છો કે તેનાથી ન તો હું જીવી શકું છું કે ન તો મરી શકું છું.

હવે હું આપના શરણે આવી છું. આપ જો મારા પર પ્રસન્ન હો તો મને એવું વરદાન આપો કે પ્રિયજનની આશામાં આ જન્મમાં મેં જેવી વિડંબના અનુભવી તેવી વિડંબના અન્ય ભવમાં મને ન મળે. જન્માંતરમાં પણુ તેને જ મારો પતિ બનાવજો.

હે સુપ્રતિષ્ઠ! આમ કહી દદળતા આંસુથી સ્તનોને ભીંજવતી કનકમાળાએ, અનેક રત્નોથી ઝગમગતા ઘરની અંદરના ભાગમાં તોરણમાં પોતાના ઉત્તરીય વસ્ત્રથી ફાંસો બનાવ્યો અને કહેવા લાગી કે હે ભગવન્! હવે હું તમારી સામે જ મરણુ પામું છું. કોઈ એમ ન કહે કે કનકમાળાએ અનુચિત કર્યું. કારણુ જેની આશામાં મેં આટલો સમય પસાર કર્યો તે મને ન મળ્યા. તો પછી હું મારી પ્રતિજ્ઞા શા માટે તોડું? બીજી વાત એ છે કે મારા જેવી અભાગણુના પાપથી દેવવચન પણુ સત્ય

સાબિત ન થયું અથવા તો નરવાહન ભકતે પિશાચ રૂપ ધારણ કરી આવું કહ્યું હશે.

ભગવન્ ! આપની કૃપાથી મારું મૃત્યુ વિના વિઘ્ને થાય. મને હજી ય શંકા છે કે મારું મરણ થશે કે નહિ ? કારણ કે પ્રિય વિરહના દુઃખને શાંત કરનાર મોત પણ ઘણા પુણ્યથી જ મળે છે. મને જો આજે મોત મળે તો મારું જીવન કૃતાર્થ થઈ જશે. આમ કહી કનકમાળા નીચું મોં કરીને કૂદી પડી. ઝડપથી જઈ મેં તેનો ફાંસો કાપી નાંખ્યો અને તેને મારી ગોદમાં લઈ ધીમેથી કહ્યું કે—

સુંદરી ! સુરાસુરને જિતનાર કામદેવ તારા પર પ્રસન્ન છે જેણે તને આ જન્મમાં પ્રિયજનનું મિલન કરાવ્યું છે. આ સાંભળી તે શરમાઈ ગઈ અને પોતાનું મોં નીચું કરી દીધું. એટલામાં ચિત્રગતિ પણ ત્યાં આવી ગયો. ત્યારે મેં કનકમાળાને કહ્યું કે પ્રિયે ! આ મારો મિત્ર છે. એણે જ મને તારા વિયોગની આત્મ હત્યાથી બચાવ્યો છે. આ પ્રમાણે તને મેળવવાનો ઉપાય તેણે જ મને બતાવ્યો છે અને હવે બાકીનું કાર્ય પણ તેના જ સાથથી સિદ્ધ થશે. માટે હવે તું લજ્જા છોડીને તારો વેષ તેને તું આપી દે જેથી તે પહેરીને તે બહાર જઈ શકે. મારા કહેવાથી તેણે પોતાનો વેશ તેને આપી દીધો અને અમે બંને મદનદેવની પાછળ છુપાઈ ગયા. ચિત્રગતિ તેનાં કપડાં વગેરે પહેરીને બહાર નીકળી પાલખીમાં બેસી ગયો.

તેના ગયા બાદ મેં કહ્યું: હે સુંદરી! હવે શુ કરવું છે? નતમુખે કંપિત સ્વરે તેણે કહ્યું: પ્રિયતમ! હવે તમે મને મળી ગયા. હવે જેવી આપની ઇચ્છા. આપને જેમ ઠીક લાગે તેમ કરો. તેના કહેવાથી મદનદેવની સાક્ષીએ મેં તેની સાથે ગાંધર્વ લગ્ન કર્યાં. પછી ભય છોડી તેની સાથે રમણ કરી તેને આલંગીને તેની સાથે સૂઈ ગયો. ઊંઘ ઊડી જતાં મેં તેને કહ્યું: પ્રિયે! હવે આપણે અહીંથી જતા રહીએ કારણ આવું કામ કરી અહીં રહેવું ઠીક નથી. લાંબો શ્વાસ લઈ તેણે કહ્યું: પ્રિયે! હું મરી ગઈ હોત તે જ સારું હતું કારણ મારા લીધે હવે તમારા પર મુશીબત આવશે. નરવાહન ઘણો પ્રચંડ છે. તેની પાસે અનેક વિદ્યાઓ છે. આપણે ભાગી જઈએ તો પણ તે આપણો પીછો કરી આપણને પકડી શકે તેમ છે. નાથ! આપના વિરહમાં એટલું દુઃખ નહોતું જેટલું દુઃખ આપના પર આવનાર મુશ્કેલીઓની કલ્પનાથી થાય છે. ખરેખર હું અભાગણ છું. આપને પામી પણ મારા નસીબમાં સુખ દુર્લભ છે.

હે સુપ્રતિષ્ઠ! આમ કહી તે મારા ગળે વળગીને રડવા લાગી. તેને સમજાવતાં મેં કહ્યું કે સુંદરી! જે મેળવવાનું હતું તે મેળવી લીધું છે. હવે જે થવાનું હશે તે થશે. તારું મિલન ન થવાથી મૃત્યુ થયું હોત તો દુઃખ થાત પરંતુ હવે મૃત્યુનો ભય નથી કારણ કે અસંભવિત એવું હવે તારું ચિરમિલન થયું છે. આગળ પણ હવે

સૌ સારા વાના જ થશે. એ માટે કંઈક ઉપાય કરવો જોઈએ. પ્રયત્ન કરવાથી ફળ ન મળે તો તેનું દુઃખ નથી. નરવાહનની શક્તિ જાણવા છતાં ય આમ કહું છું માટે હવે પસ્તાવો કરવાની જરૂર નથી. માટે સુંદરી! આપણે અહીંથી રત્નસંચય જઈએ પછી ત્યાં ઠીક લાગશે તે કરીશું.

ત્યારપછી મદનદેવને પ્રણામ કરી અમે બંને ગગનમાર્ગે ઉપડયા. એટલામાં રાગ-અંધકારથી મોહિત મનવાળા માણસોના ચરિત્રને જોવા માટે સૂર્યોદય થયો. થોડે દૂર ગયા બાદ તેણે કહ્યું કે તરસથી કંઠ સૂકાય છે. હવે અહીંથી નગર કેટલું દૂર છે? મેં કહ્યું: સુંદરી! નગર હજી ઘણું દૂર છે. અહીં ઉતરું છું. આટલામાં જળાશય જરૂર હશે. એમ કહી અમે નીચે ઉતર્યા. ઝરણાનું જળ પીને વૃક્ષની શીતળ છાયામાં તે બેઠી. હું પણ સ્નાન કરીને ત્યાં પહોંચી ગયો.

સુપ્રતિષ્ઠ! સારા નગરમાં જવાનો વિચાર કરી રહ્યો હતો. ત્યાં નજીકના કદલીવનમાં મેં એક અવાજ સાંભળ્યો. મને લાગ્યું કે તે ચિત્રગતિનો અવાજ છે. પછી વિચાર્યું કે આ વનનિકુંજમાં તે કેવી રીતે આવ્યો હશે? આ પ્રમાણે વિચારી રહ્યો હતો ત્યાં જ ચિત્રગતિને કદલી વનમાંથી એક સ્ત્રીને લઈને આવતો જોયો. તેને જોતા જ હું તેની સામે ગયો. પ્રેમપૂર્વક અમે બંને ભેટયા. બેઠા, અને પૂછ્યું: મિત્ર! મદનગૃહથી નીકળી તું એ લોકોને છોડી અહીં કેવી રીતે આવ્યો? અને આ રૂપાંગના કોણ છે? એ તને ક્યાં મળી? તે તું મને કહે.

ચિત્રગતિએ મને કહ્યું કે કનકમાળાનું રૂપ ધારણ કરી મદનમંદિરમાંથી નીકળી, પાલખીમાં બેસી ક્રમશઃ વરની પાસે પહોંચ્યો. લગ્ન સમયે નરવાહને ઘણા આનંદથી મારો હાથ પકડ્યો. ક્રમશઃ લગ્નવિધિ પૂરી થઈ. નરવાહનની સામે વેશ્યાઓએ અનેક અંગહારથી સુશોભિત નૃત્ય-ગીત આદિ રંજન કર્યું. એટલામાં એક યુવતીએ આવી મને મુદ્રારત્નવાળો પોતાનો હાથ બતાવ્યો. તે જોતાં જ મને થયું કે હાથીના ભયમાંથી જે કન્યાને મેં બચાવી હતી અને જેણે મારી મુદ્રા લઈ લીધી હતી તે આ જ કન્યા છે. મેં પણ મારી વીંટી બતાવી. પછી તો મને નક્કી થઇ ગયું કે હાથીના ભયથી બચાવેલી આ જ મારી પ્રિયા છે. મને થયું કે અનુકૂળ ભાગ્ય શું નથી મેળવી આપતું ? એ પછી મેં પણ મુદ્રાવાળો મારો હાથ બતાવ્યો. એ જોઇ તેને પણ મારી ખાતરી થઈ ગઈ. આથી પાસે ઊભેલી સખીના કાનમાં તેણે કહ્યું કે કનકમાળાનું માથું દુઃખે છે. આથી તે નજીકની અશોકલતામાં થોડો સમય સૂઈ જાય છે. તમે લોકો નૃત્ય વગેરે જુઓ. તે પુરું થઇ ગયા બાદ અમને કહેજો.

ચિત્રવેગ ! એમ કહી તેણે મને ઊભો કર્યો. અમે બંને ત્યાંથી ચાલીને અશોક ઉદ્યાનમાં ગયા અને ત્યાં એક જગાએ બેઠા. તે તો ભયથી કશું જ બોલી ન શકી પરંતુ મેં તેને મારો બધો જ ઈતિહાસ કહ્યો. મેં કહ્યું : સુંદરી ! તારા માટે મેં ઘણા જ દુઃખો અનુભવ્યા. બધા

વિદ્યાધર નગરોમાં ફરીને તારી તપાસ કરી. આથી શરમ છોડી મને કહે કે તારું નામ શું છે? કયા કુળને તેં તારા જનમથી અલંકૃત કર્યું છે? તારા પિતાનું નામ શું છે?

સુરનંદન નગર નામનું એક ખૂબ જ પ્રસિદ્ધ નગર છે. તેમાં પ્રભંજન નામનો એક વિદ્યાધરરાજ રહે છે. તેને નીતિ શાસ્ત્રમાં અત્યંત કુશળ, અનુરાગી, ચારેય બુદ્ધિથી સંપન્ન મેઘનાદ નામનો એક મંત્રી હતો. ઇન્દુમતી નામે તેને પતિવ્રતા, રૂપવતી, કુલીન પત્ની હતી. તેની સાથે વિષયસુખ ભોગવતાં તેણે અત્યંત રૂપાળા એવા અશનિવેગ નામે પુત્રને જન્મ આપ્યો. અનેક કળાઓ તથા વિદ્યાઓનો અભ્યાસ કરી માતાપિતાને આનંદ આપતો તે યુવાન બન્યો. આ બાજુ દક્ષિણ શ્રેણીમાં કુંજરાવર્તનગરમાં ચંદ્ર-ગતિ નામે એક વિદ્યાધર રહેતો હતો. મદનરેખા નામે તેને અત્યંત પ્રિય એવી પત્ની હતી. કાળક્રમે બંનેને અમિતગતિ નામે એક પુત્ર થયો, અને ચંપક ગૌરવર્ણી ચંપકમાળા નામે પુત્રી થઈ. યુવાનવયે ચંપકમાળાને સુર-નંદનના મંત્રીપુત્ર અશનિવેગ સાથે વરાવવામાં આવી. તેને પોતાના નગર લઈ જઈ એની સાથે તે અનેકવિધ ભોગ ભોગવવા લાગ્યો. એક સમયે મેઘનાદ સંસારથી વિરકત થઈ અશનિવેગને મંત્રીપદ આપીને રાજા પ્રભંજનની સાથોસાથ જ સુગુરૂની પાસે તેણે દીક્ષા લઈ લીધી. પછી અશનિવેગ ચંપકમાળાની સાથે વિષયસુખ માણવા લાગ્યો.

ચંપકમાળાને ક્રમશ : વજ્રગતિ, વાયુગતિ, ચંદ્ર, ચંદન અને સુસિંહ નામે પાંચ પુત્ર થયા. પાંચ પુત્ર બાદ એક પુત્રી થઈ. પિતાએ પુત્રીનો જન્માદિન પુત્રજન્મ કરતાં ય વધુ ધામધુમથી ઉજવ્યો. બારમા દિવસે મારું નામ પ્રિયં-ગુમંજરી રાખવામાં આવ્યું. ક્રમશ : વધતી વધતી હું કૌમા-રાવસ્થામાં આવી. બધી કળાઓનો મેં સારો અભ્યાસ કર્યો. ધીમે ધીમે યુવાવસ્થામાં આવતાં સખીઓની સાથે હું ખૂબ મોજમઝા કરવા લાગી.

પરંતુ પ્રિયતમ! સ્વભાવથી જ હું પુરુષ પર દ્વેષ રાખવા લાગી. ઋદ્ધિ સિદ્ધિ સંપન્ન અનેક વર આવ્યા પરંતુ હું કોઇને પસંદ ન કરતી. આથી તેઓ ચાલ્યા જતા. મારા આવા વ્યવહારથી પિતાજી બહુ દુઃખી થતા. એક દિવસ મારી માતા ચંપકમાળાએ તેમને પૂછ્યું કે તમે આટલા બધા ઉદાસ કેમ જણાવ છો? પિતાજીએ કહ્યું કે પુત્રી વિવાહ યોગ્ય થઈ. અવિવાહિત રાખવાથી કુળની આબરૂ જશે. તેનો પ્રિય વર કોણ હશે? આ બધા વિચારોથી પ્રિયે! હું ઉદાસ રહું છું: તેમની વાત સાંભળી મારી માતા પણ ચિંતામાં પડી ગઇ.

એક દિવસ સવારે સૂર્યપ્રભની પુત્રી ધારિણી મારી પાસે આવી. તેણે મને કહ્યું કે સખી! તું ઉદ્વિગ્ન કેમ રહે છે? ઘણા દિવસ બાદ હું આવી છું તો ય તું મારી સાથે કેમ બોલતી નથી? મેં કહ્યું: પ્રિય સખી! તારી વાત બરાબર છે. મારી વાત સાંભળ. એ દિવસે તમારી

સાથે રમીને હું મારા ઘરે આવી. ઉપર મહેલમાં મણિમય પલંગમાં સૂઈ ગઈ. અર્ધી રાતે દુંદુભિનો અવાજ સાંભળી હું જાગી ગઈ. જોયું તો આકાશ માર્ગ દિવ્ય વિમાનોથી ભરેલો હતો અને તેના પ્રકાશથી ગગનમંડળ પ્રકાશિત હતું. વિમાનોમાં અનેક દેવાંગનાઓ હતી. તે જોઈ મને થયું કે આ વિમાનો અને દેવાંગનાઓને મેં પહેલાં કયાંક જોયા છે. કયાં જોયા હશે? અને એકાએક મને મૂર્છા આવી ગઈ, મૂર્છા ઉતરતા પહેલાં મને જાતિસ્મરણ જ્ઞાન થયું. દેવભવ તથા મનુષ્યભવ બંનેની વાતો મને યાદ આવી ગઈ. એ ભાવો કહું છું તે તમે સાંભળો :—

જંબુદ્વીપમાં સુમેરૂ પર્વતના ઉત્તર ભાગમાં ઐરાવત ક્ષેત્ર ત્રણે ય લોકમાં વિખ્યાત છે. તેના મધ્યખંડનાં આર્ય-ક્ષેત્રમાં અમરપુર જેવું, શત્રુઓ માટે દુર્ગમ, હજારો ધનિકોથી સુશોભિત, ત્રણે લોકની લક્ષ્મીથી પરિપૂર્ણ સુપ્રતિષ્ઠ નામનું એક નગર છે. કુબેરના વૈભવને પણ નગણ્ય ગણનાર, દેવ–ગુરૂ પૂજક, દયા–દાક્ષિણ્યથી ભરપૂર હરિદત્ત નામનો એક શ્રેષ્ઠિ રહેતો હતો. રતિના સૌભાગ્યને જીતનાર શિલ, વિનયનિધાન વિનયવતી નામે તેની પત્ની હતી. તેની સાથે વિષય સુખ ભોગવતાં તેને વસુદત્ત નામે પુત્ર થયો. તે પછી વિનયવતીને ક્રમશઃ સુરેન્દ્રસુંદરીના રૂપાતિશયને જિતનારી સુલોચના, અનંગવતી અને વસુમતી નામે ત્રણ કન્યા થઈ. યુવાન થતાં સુલોચનાના લગ્ન

મેખલાવતી નગરીના સાગરદત્તના પુત્ર સુબંધુની સાથે, અનંગવતીના લગ્ન વિજયવતી નગરના ધનભૂતિ સાર્થવાહના પુત્ર ધનવાહનની સાથે, અને વસુમતીના લગ્ન મેખલાવતીના સમુદ્રદત્ત સાર્થવાહના પુત્ર ધનપતિની સાથે થયા.

કળાકુશળ ધનપતિ વસુમતીની સાથે વિષયસુખ ભોગવવા લાગ્યો. બંને વચ્ચે પ્રેમ હોવાથી તેમનો સમય આનંદથી પસાર થવા લાગ્યો. એક સમયે ધનપતિ વસુમતી સાથે મહેલમાં સૂતો હતો. ત્યારે ચંદ્રકિરણ પ્રકાશિત રાતના પાછલા પ્રહરમાં વસુમતીની ઊંઘ ઉડી ગઇ. પોતાની પથારીમાં પર પુરુષને સૂતેલો જોઇ ભયથી તે થરથર ધ્રૂજવા લાગી. મારા ઘરમાં આ કેવી રીતે ? શું મારા વલ્લભને મારીને તે અહીં સૂઇ ગયો હશે ? કે પછી મને જોવામાં ભ્રમ થાય છે ? આ પ્રમાણે તર્કવિતર્ક કરતાં તેને દૃઢપણે લાગ્યું કે આ પરપુરુષ જ છે. દેવ જેવું એનું રૂપ છે. પારકા ઘરમાં પ્રવેશ કરી નિરાંતે સૂઈ રહ્યો છે આથી જરૂર આમાં કોઇ ભેદ હોવો જોઈએ. કોઇપણ રીતે મારે આ વાતની જાણ મારી સાસુને કરવી જોઇએ. નહિ તો મારા પર દુઃસહ્ય કલંક આવશે. આમ વિચારી બહાર આવી સાસુ સુદર્શનાની પાસે જઈ તેમને ધીમેથી ઉઠાડયા. તેમણે પૂછયું. વત્સ ! અત્યારના અહીં શા માટે આવી છે ? વસુમતીએ માંડીને બધી વાત કરી. તેમણે કહ્યું કે અહીં પરપુરુષ આવવાની કોઈ શકયતા નથી. ઊંઘમાં તને કોઇ ભ્રમ થયો છે. વસુમતીએ કહ્યું : માતાજી ! આપ જાતે જ આવીને

જુઓ. સુદર્શનાએ ત્યાં જઇને જોવું તો તે પોતાનો પુત્ર ન હતો અને તે ગાઢ નિદ્રામાં સૂઈ રહ્યો હતો.

સુદર્શનાએ મોટેથી બૂમ પાડી–" દોડો દોડો કોઇ અપૂર્વ માણસ જાત અથવા ચોર બનીને મારા ઘરમાં ઘુસી ગયો છે. તેનો અવાજ સાંભળતા જ કુટુંબીજનો મારો પકડો બોલતા ત્યાં પહોંચી ગયા. અને શું થયું, શું થયું કહેતા ઘણા બધા ત્યાં ભેગા થઈ ગયા. સમુદ્રદત્ત શ્રેષ્ટી પણ ત્યાં આવીને પૂછવા લાગ્યા કે પ્રિયે ! કોણે ચોરી કરી છે ? ઘણા બધા અવાજથી જાગીને પેલા પુરુષે પણ પૂછ્યું : માતાજી ! કોણે ચોરી કરી છે ? અહીં તો એવું કોઇ દેખાતું નથી તો પછી આપ આટલા બધા ચિંતાતુર કેમ છો ? તેને સાંભળી સુદર્શનાએ કહ્યું કે તું કોણ છે ? કોનો પુત્ર છે ? મારા ઘરે કેવી રીતે આવ્યો ? -દુષ્ટ ! તું મને માતા કેમ કહે છે ? મારા પુત્રની પથારી પર તું કેમ સૂઈ ગયો છે ? મારા પુત્ર ધનપતિને તેં કયાં સંતાડયો છે ?

સુદર્શનાના આવા કઠોર શબ્દો સાંભળી પેલા પુરુષને આશ્ચર્ય થયું. તે પોતાનાં શરીરને વારંવાર જોવા લાગ્યો. ઘણીવાર સુધી પોતાના શરીરને જોયા બાદ તેનું મોં કાળુ પડી ગયું. ઉડવાની ઇચ્છાથી તે આકાશ તરફ જોવા લાગ્યો. ઉડ-ઉડ એ પ્રમાણે પોતાની વિદ્યાનો જાપ કરી ઉડવાનો પ્રયત્ન કર્યો પરંતુ જમીન પર પડી ગયો. વિદ્યાચ્છેદ થયેલ વિદ્યાધર કુમારની જેમ તે રાંક બની ગયો. તેનું શરીર ધ્રુજવા લાગ્યું. ફરી સુદર્શનાએ પૂછ્યું : પાપી ! બોલ તેં

મારા પુત્રનું શું કર્યું છે ? તેણે પોતાનું મોં નીચું કરી લીધું. તેણે કંઈ જ જવાબ ન આપ્યો ત્યારે લોકો અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા. કોઇ બોલ્યું કે ધન ચોરવા આવ્યો છે. બીજો બોલ્યો કે ધન ચોરવા આવ્યો હોત તો પથારીમાં સૂઇ શા માટે જાય ? કેટલાક બોલ્યા કે વસુમતીના રૂપથી લોભાઈને આવેલો કોઈ પરદારા ગામી છે. ત્યાં બીજો બોલ્યો તો પછી એ માતા એમ શા માટે કહે છે ? કેટલાકે કહ્યું કે ભૂત કે પિશાચ છે. તો કેટલાક કહેવા લાગ્યા કે નહિ નહિ આ તો વસુમતીના શીલની પરીક્ષા લેવા માટે આવેલો કોઈ દેવ લાગે છે. આમ બધા જુદી જુદી વાત કરી રહ્યા હતા ત્યાં શું થયું તે ધારિણી ! તું સાંભળ :

કેયૂર, હાર, અંગદ આદિ અલંકારોથી સુશોભિત, દેદિપ્યમાન, કાંતિવાન, મનોહર શરીરવાળો એક દેવ ત્યાં પ્રકટ થયો. તેણે બધાને કહ્યું કે ભદ્રો ! સાંભળો. આનું રહસ્ય હું કહું છું. વગર સમજે તમે આટલું બધું શા માટે રડો છો ? આ સુમંગલ નામનો વિદ્યાધર છે. આકાશ માર્ગમાં ઘૂમતા તેણે આ નગરમાં મહેલ પર સ્નાન કરતી વસુમતીને જોઈ. જોતાં જ તેના રૂપથી મોહિત થઈ ધનપતિનું રૂપ ધારણ કરી તે નીચે ઉતરી આવ્યો. પછી તેણે વિચાર કર્યો કે ધનપતિના રૂપમાં જ હું તેની સાથે કામવાસનાનું સુખ માણું. હવે વિદ્યાધરીઓ તથા બીજી યુવતીઓની કોઈ જરૂર નથી. એમ વિચારી તેણે ધનપતિનું અપહરણ

ફરી તેને ભરત ક્ષેત્રમાં વિનીતા નગરીમાં મૂકી દીધો અને ધનપતિનું રૂપ ધારણ કરી તે વસુમતી સાથે સૂઈ ગયો.

પેલો બિચારો ધનપતિ વિનીતા નગરીને જોઈ આશ્ચર્યમાં પડી ગયો કે આ તો બીજી નગરી છે. મેખલાવતી નગરી આ નથી. શું કોઈએ મારું અપહરણ કર્યું છે કે પછી હું કોઈ સ્વપ્ન જોઉં છું ? આમ વિચારતો ધનપતિ નગરની બહાર ફરી રહ્યો હતો ત્યાં જ એટલામાં જ શ્રી ઋષભ જિનવરના વંશજ રાજર્ષિ દંડ વિરત નામના કેવળીએ મુનિઓ સાથે ત્યાં સમવસરણ કર્યું. અવસર જોઈ વંદના કરી ધનપતિએ પૂછ્યું : ભગવન્ ! મારું અપહરણ કોણે કર્યું ? આ કયું ક્ષેત્ર છે ? આ નગરીનું નામ શું છે ? કેવળીએ તેને બધી વિગત જણાવી. તે જાણી તે ખૂબ જ દુઃખી થઈ ગયો. કેવળીએ તેને આશ્વાસન આપતાં કહ્યું ભદ્ર ! આ સંસાર એવો જ છે. સંસારમાં રહેનારને સંયોગ-વિયોગ થતા જ રહે છે. વાસ્તવમાં દુઃખ તો પોતાના કર્મથી જ થાય છે. પછી કેવળીએ ઉપદેશ આપ્યો કે તું મનમાં એવી રીતે વિચાર કે એ વિદ્યાધરે મને કોઈ દુઃખ નથી આપ્યું. આ દુઃખ તો ખૂદ મારા જ કર્મનું ફળ છે. ભદ્ર ! કર્મના નાશ માટે જિનધર્મમાં ઉદ્યમ કર. પછી તારે આવું દુઃખ નહિ ભોગવવું પડે.

કેવળી ભગવંતની આવી વાણી સાંભળી સંવેગમાં

આવી ધનપતિએ દીક્ષા આપવા પ્રાર્થના કરી. કેવળીએ તેને દીક્ષા આપી. એ પછી લાખો પૂર્વ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરતાં, વિધિપૂર્વક શ્રમણ ધર્મનું પાલન કરતાં અનશનથી પોતાનો દેહ છોડતા ધનપતિ ઈશાન કલ્પમાં અપ્સરાઓથી યુક્ત ચંદ્રાર્જુન વિમાનમાં ચંદ્રાર્જુન દેવ બન્યો. અવધિજ્ઞાનથી મારો સારો ઇતિહાસ જાણી અહીં આવ્યો છું. વસુમતી સાથે તેને સૂતેલો જોઈ મને ખૂબ જ ગુસ્સો આવ્યો અને મેં તેની બધી જ વિદ્યાઓ છીનવી લીધી આથી તે પોતાના અસલ સ્વરૂપમાં આવી ગયો. મારા પ્રભાવથી વસુમતીની ઊંઘ ઊડી ગઈ. જાગતા તેને ખબર પડી કે આ પર પુરુષ છે અને તેણે જઈને પોતાની સાસુ સુદર્શનાને કહ્યું. સુદર્શનાએ તેને જોઈ રાડારાડ કરી મૂકી. આ દુષ્ટ સુદર્શનાનો અવાજ સાંભળી જાગી ગયો અને પોતાનું પૂર્વરૂપ જોઈ આશ્ચર્યમાં પડી ગયો. પછી વિચારવા લાગ્યો કે મારી વિદ્યા કોણ લઈ ગયું. એ વિચારમાં ઉડવાની ઇચ્છાથી આકાશગામિની વિદ્યાનું સ્મરણ કર્યું પરંતુ જ્યારે તે ઊડી ન જ શક્યો ત્યારે તેને થયું કે કોઇએ મારી વિદ્યાઓનો નાશ કર્યો છે. અને હું મારા પૂર્વ રૂપમાં આવી ગયો છું અને હવે ઊડી નથી શકતો. આમ આ વિચારથી તે બિચારો બની ગયો છે.

પ્રિય સખી ધારિણી ! એ દેવની વાત સાંભળી સમુદ્રદત્ત શ્રેષ્ઠી અને તેની પત્ની સુદર્શના બંને પોતાના

પુત્રના દુઃખની વાત જાણી એ દેવને આલિંગન કરીને કરુણ વિલાપ કરવા લાગ્યા. તે બંનેને રડતા જોઈને ત્યાં ભેગા થયેલા લોકો પણ રડવા લાગ્યા. શ્રેષ્ઠીના રડવાનો અવાજ સાંભળી નગરના આબાલવૃદ્ધ સૌ ત્યાં આવી પહોંચ્યા. નગરના સ્ત્રી પુરુષો સુમંગળની નિંદા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આ પાપીએ નિર્દોષ ધનપતિનું અપહરણ કર્યું છે આથી તેના પર વિજળી તૂટી પડો જેથી તે કદી ઉઠે જ નહિ. રે પાપી! શું તારા યોગ્ય વિદ્યાધરીઓ ન હતી તે આ બિચારી વસુમતીનું તેં શીલખંડન કર્યું? લોકોની આવી નિંદા સાંભળી સુમંગળ વધુ દીન અને રાંક બની ગયો.

એ પછી દેવે માત પિતાને આશ્વાસન આપી શાંત કર્યાં અને ધ્રૂસકે ને ધ્રૂસકે રડતી વસુમતીને કહ્યું: ભદ્રે! વસુમતી! હવે તું શું કરવા માંગે છે? નતમુખે તેણે કહ્યું કે સ્વામિન્! આપ જે કહેશો તે કરવા હું તૈયાર છું. દેવે કહ્યું કે જો કે તેં અજ્ઞાનતાથી આ કામ કર્યું છે તો પણ તે પાપનું પ્રાયશ્ચિત પ્રવ્રજ્યા છે. હવે તું દીક્ષા લઈ કર્મનો નાશ કર.

વસુમતીએ દેવની વાત માની લીધી લોકોએ પણ અનુમોદન આપ્યું. ત્યાર પછી એ દેવે વસુમતીને તે જ નગરમાં સૂરિવર સુધર્મની મહત્તરિ ચંદ્રજસા પાસે મૂકી. તેમણે પણ વસુમતીને વિધિપૂર્વક ભાગવતી દીક્ષા આપી.

ખૂબજ ક્રોધ ચડયો હોવા છતાં પણ દેવે પેલા સુમંગળને માર્યો નહિ પરંતુ તેને માનુષોત્તર પર્વત પર છોડી દીધો. ત્યારપછી દેવ પોતાના વિમાનમાં ચાલ્યો ગયો. વસુમતીએ પણ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિમાં સ્થિર રહીને સ્વાધ્યાયમાં લીન થઇ, લાખ પૂર્વ સુધી શ્રામણ્યનું પાલન કરી, સંલેખનાથી અનુરાગવશ હૃદયમાં પેલા દેવનું ધ્યાન ધરતાં ધરતાં જ અનશન કરી કાળધર્મ પામી ઈશાન નામના દ્વિતીય કલ્પમાં ચંદ્રાર્જુન વિમાનમાં ચંદ્રાર્જુન નામના દેવની ચંદ્રપ્રભા નામે પ્રધાન દેવી બની.



ત્યાર પછી વસુમતી–ચંદ્રપ્રભા દેવી અત્યંત અનુરાગથી પૂર્વસ્નેહી ચંદ્રાર્જુન દેવની સાથે દિવ્ય લોકના સુખ ભોગવે છે. આ પ્રમાણે એ દિવ્ય સુખનો અનુભવ કરતા કરતા અનેક દિવસો વીતી ગયા. એક દિવસ પોતાના પ્રિયતમને મલિન જોઈ ભયભીત થઈ તેણે કહ્યું : પ્રિયતમ ! આપ ચિંતાતુર કેમ જણાવ છો ? આપ દુ:ખી કેમ છો ? આપના શરીરમાં કાંતિ કેમ નથી ? આટલા બધા આપ દીન કેમ છો ? આપના વસ્ત્રો કાળા કેમ પડી રહ્યા છે ? આપની આંખો ચંચળ કેમ બની રહી છે ? આપની કામુકતા ક્યાં ગઇ ? આપ આપના શરીરને આટલું મરડો છો શા માટે ? તેના આ બધા સવાલો સાંભળી દેવે કહ્યું : સુંદરી ! શું તું એ નથી જાણતી કે આ બધા ચ્યવનના ચિહ્ન છે ? આથી હવે મારો પણ ચ્યવનનો સમય નજીક આવી રહ્યો છે. તેની વાત સાંભળી ચંદ્રપ્રભા દેવીએ નરકની યાતનાનો અનુભવ કર્યો. તેના દુ:ખનો કોઇ પાર ન રહ્યો.

એક દિવસ દેવીને દેખતાં જ તેજ પવનથી બુઝાયેલા દીપની જેમ દેવ અદૃશ્ય થઇ ગયો. દેવને ચ્યુત થયેલો જાણી દેવી એકાએક મૂર્ચ્છિત થઈ ગઈ. મૂર્ચ્છા દૂર થતાં જ વિલાપ કરવા લાગી : હે નાથ ! હે પ્રાણવલ્લભ !

આપ મને છોડીને ક્યાં ચાલ્યા ગયા ? હવે હું કોના શરણે જઉં ? તમારા વિના હું એક ક્ષણ પણ જીવતી નથી રહી શકતી એ જાણવા છતાં પણ આપ મને છોડીને ક્યાં જતાં રહયા ? હજારો દેવોથી વિભૂષિત આ દેવલોક આપના વિના મને નરક જેવું જણાય છે. અનેક મણીઓથી ચમકતા આ સુંદર વિમાન મને ઘટીયંત્ર ગૃહ જેવા લાગે છે. પુનાંગ નાગ, ચંપક, મંદાર આદિથી શોભિત આ ઉદ્યાન આપના વિના મને અસિપત્ર વન જેવું જણાય છે. નિર્મળ જળવાળી આ વાપી વૈતરણી જેવી ભાસે છે. તે સ્ત્રીઓ ધન્ય છે જે પતિ મરતાં તેનું અનુસરણ કરે છે. આ દેવભવમાં તો મારા માટે એ પણ સંભવિત નથી. આ પ્રમાણે રડતી કકળતી તે પોતાના શરીરને પીટવા લાગી. પીટતા પીટતા તે મૂચ્છિંત થઈ ગઈ. મૂર્છા ઊઠતાં ફરી રડવા અને કૂટવા લાગી. અને બોલવા લાગી. હે નાથ ! વલ્લભ ! આપ મારા આ વિલાપને કેમ સાંભળતા નથી ? આપ કેમ રીસાઈ ગયા છો ? મેં તમારો શો અપ-રાધ કર્યો છે ? મારા પ્રણય ગુસ્સાને આપ પ્રિય વચન બોલી શાંત કરી દેતા હતા તો પછી આપે મને કેમ છોડી દીધી ?

પોતાના પ્રિયતમના વિરહથી રડતા રડતા તેનું મુખ સૂકાયેલા કમળ જેવું મલિન થઈ ગયું. તેના અત્યંત દુઃખથી મોહિત જોઈ તેની પોતાની પ્રિય સખી સ્વયંપ્રભા તેને સમજાવવા લાગી કે પ્રિય સખી ! તું તો જિન વચનના સારને જાણે છે. સંસારના સ્વરૂપથી પણ પરિચિત છે તો

પછી સામાન્ય સ્ત્રીની જેમ આ વિલાપ શા માટે કરે છે? આમ રડવાથી કશું થવાનું નથી. આ વિલાપ તો અજાગલ-સ્તન સમાન તદ્દન વ્યર્થ છે. તું ગમે તેટલું રડે, શોક, કરે, તારા શરીરને ગમે તેટલું પીટે તો પણ કાળદેવે લઈ લીધેલો તારો વલ્લભ પાછો આવી શકે તેમ નથી. આથી તારા શોકને દૂર કરી સર્વ દુઃખશમન જિનેન્દ્રધર્મમાં ઉદ્યમ કર. તપ સંયમ રૂપ આ જિનેન્દ્રધર્મ દેવભવમાં પ્રાપ્ત નથી થતો આથી સમ્યક્ત્વ શુદ્ધિ માટે પ્રયત્ન કર અને વિદેહ ક્ષેત્રમાં જઇ ત્રૈલોક્ય બાંધવ જિનેન્દ્રોને, કેવળી ભગવંતોને, સંયમ આરાધનામાં લીન સાધુઓને અને શાશ્વત જિનમંદિરમાં બિરાજમાન જિનેશ્વરોને ભક્તિથી વંદના કરી સમ્યક્ત્વ યુક્ત માનવભવ પ્રાપ્ત કરી ભાગવતી દીક્ષા લઈ, શ્રામણ્ય ધર્મનું પાલન કરી જ્યારે તું સિદ્ધ-ગતિને પ્રાપ્ત કરશે ત્યારે આ જન્મ, મરણ, રોગ, શોક બધું નિર્મૂળ થઇ જશે.

આ પ્રમાણે સ્વયંપ્રભા દેવીની વાત સાંભળી શોક છોડીને સ્વયંપ્રભાની સાથે ચંદ્રપ્રભા આ લોકમાં આવી. નંદિશ્વરમાં જિનપ્રતિમાઓની વંદના કરી. ભરતક્ષેત્રમાં આવી. રાજગૃહ નગરની બહાર ઉદ્યાનમાં સાધુઓથી સેવિત, સુરાસુર મનુજ પરિવેષ્ટિત ધર્મ દેશના દેતા શુભંકર કેવળીને જોઈ ચંદ્રપ્રભા સ્વયંપ્રભા સાથે આકાશમાંથી નીચે ઉતરી અને શુભંકર કેવળી તથા અન્ય શ્રમણ સંઘને વંદના સભામાં બેઠી. ત્યાર બાદ કેવળી ભગવાને ગંભીર

દેશના આપતાં કહ્યું કે મનુષ્યભવ, ઉત્તમ કુળમાં જન્મ અને જિનધર્મ આ બધુ અત્યંત દુર્લભ છે. તેને મેળવીને તમે ક્યારે પણ એક ક્ષણનો ય પ્રમાદ ન કરશો. હાથમાં રાખેલ પાણીની જેમ આયુષ્ય પળે પળે ક્ષીણ થતું જાય છે. જીવન કુશાગ્ર જળબિંદુ સમાન અત્યંત ચંચળ છે. કર્મગતિ ખૂબ જ વિષમ છે પ્રમાદ તેનું મૂળ છે. આથી ચારે ય ગતિમાં આ પ્રમાદ સર્વથા ત્યાજ્ય છે આ પ્રમાદ જ જન્મ–મરણનું કારણ છે. આ પ્રમાદ જ રોગ, જરા, મરણ તથા અનેક દુઃખોનું કારણ છે. આથી સંસાર સમુદ્ર પાર કરવામાં વહાણ જેવા જિનધર્મની પ્રમાદ છોડી સાધના કરો. અને તમામ પાપોને દૂર કરી મોક્ષ સુખને મેળવો.

ત્યાર પછી અવસર જોઈ ચંદ્રપ્રભા દેવીએ કેવળી ભગવંતને પ્રશ્ન પૂછયો કે ભગવન્! મારા પ્રિય ચંદ્રાર્જુન દેવ કયાં ઉત્પન્ન થયા છે? મારું આયુષ્ય કેટલું છે? ચ્યવન બાદ મારો જન્મ કયાં થશે? તેમનું દર્શન મને ફરી થશે કે નહિ? ભગવાન શુભંકર કેવળીએ કહ્યું કે ભદ્રે! એ તારો પતિ આ ભરત ક્ષેત્રમાં વૈતાઢય પર્વતની ઉત્તર શ્રેણીમાં ચમરચંચ નગરમાં ભાનુગતિ નામે વિદ્યાધરની પ્રિય પત્નીની કુક્ષીએ ઉત્પન્ન થયો છે. તારું આયુષ્ય આઠ પલ્યોપમનું છે. હવે તેમાં એક લાખ વરસ બાકી છે. એક લાખ વરસ પૂરા થતાં ચ્યવીને તું પણ તે જ શ્રેણીમાં સુરનંદન નગરમાં અશનિવેગ વિદ્યાધરની પુત્રી થશે. તારું નામ પ્રિયંગુમંજરી હશે. ત્યાં તને પૂર્વ વલ્લભનાં

દર્શન થશે. દેવીએ કહ્યું કે મને તેમની જાણ કેવી રીતે થશે ? કેવળીએ કહ્યું કે જિનયાત્રામાં પાગલ હાથીથી તને જે બચાવશે તે તારો પતિ હશે. તેની સાથે તારું મિલન આ રીતે થશે. તારા મામાની કન્યા કનકમાળાના લગ્નમાં પોતાના મિત્રના કામે કનકમાળાનું રૂપ ધારણ કરી તે આવશે ત્યાં જે કનકમાળાના રૂપમાં રહે તેને તું નિશંકપણે તારા પૂર્વપતિ તરીકે માનજે. પછી તેની સાથે તારા લગ્ન થશે. અને જાતિસ્મરણથી તને મારી વાતની યાદ તાજી થશે. પ્રિય સખી ધારિણી ! આ પ્રમાણે કેવળીનું વચન સાંભળી તે દેવી આનંદથી કેવળીના ચરણકમળને પ્રણામ કરી ત્યાંથી ઊડીને મહાવિદેહમા શાશ્વત જિન બિંબોના તીર્થંકરોને પ્રણામ કરી, તે ચંદ્રાર્જુન દેવનું ધ્યાન ધરતી પોતાના સ્થાને ગઈ અને આયુષ્ય પૂર્ણ થતાં ત્યાંથી ચ્યવી ગઈ.

સુંદરી ! જે આર્યા વસુમતી, ચંદ્રપ્રભા દેવી હતી તે હું જ હતી. અને આજ હું પ્રિયંગુમંજરી રૂપે છું. દેવોના દર્શન થતાં મને જાતિસ્મરણ જ્ઞાન થયું અને આજ મને પ્રાણપ્રિય દેવની યાદ આવી ગઈ. આથી તેમનાં દર્શન કરવા હું ખૂબ જ અધીર બની ગઈ છું. એ દિવસ ક્યારે આવશે કે જ્યારે હું પ્રેમભીની દૃષ્ટિથી મારા પ્રિયતમના દર્શન કરીશ ? આમ વિચારમાં હું હતી ત્યાં તુ આવી ગઈ અને મેં તને મારા મનની બધી વાત કહી દીધી. આ વાત સાંભળી ધારિણીએ કહ્યું કે ભદ્રે !

કેવળીનું વચન મિથ્યા નથી થતું, તો પછી તું શા માટે આટલી બધી ચિંતા કરે છે? ત્યારે મેં હસીને કહ્યું કે તારી વાત તદ્દન બરાબર છે તેમાં કોઇ જ શંકા નથી પરંતુ અધીરાઈથી હું બેબાકળી બની ગઈ છું. એટલામાં પ્રિયતમ! મારી માતા ચંપકમાળાએ આવીને કહ્યું કે પુત્રી! જલદી સ્નાન, ભોજન અને શૃંગાર કર. મે પૂછયું કે આજ એકાએક સવારમાં ભોજન કેમ? માતાએ કહ્યું કે આજ ઉદ્યાનમાં જિનમંદિરમાં ભારે ધામધુમથી યુગાદિ દેવનું સ્નપન સૂર્યાસ્ત સુધી થશે. બધા નગરવાસીઓ ત્યાં જઇ રહ્યા છે. આપણે પણ આપણા કુટુંબીઓ સાથે જવાના છીએ આથી જલ્દી ભોજન બનાવી લીધું છે. તું પણ ઝડપથી તૈયાર થઇ જા જેથી આપણે પણ અહીંથી સમયસર જઇ શકીએ.

માતાના કહ્યા પ્રમાણે ભોજનાદિ કરીને સુંદર રથ પર ચડી ગઈ. કુટુંબીઓ સાથે ઉદ્યાનમાં જિનમંદિરમાં જઇ સારી રીતે પૂજાભક્તિ કરી. અને ભક્ત વિદ્યાધરોએ કરેલ સ્નપન જોયું. સ્નપન પૂરું થતાં જ પરિજન સાથે રથ પર ચડી જ્યાં હું નગર તરફ આવી રહી હતી ત્યાં જ એક પાગલ હાથી નગરમાંથી નીકળી આવ્યો. તેને જોઇ ઘોડા ભયથી આઘા પાછા થઇ ગયા. રથ તૂટી ગયો અને હું ગબડી પડી. મૂર્ચ્છિત થઈ ગઇ. ત્યાર પછી શું થયું તેની ખબર ન પડી. હોશમાં આવતાં મારા ઉત્તરીય વસ્ત્રના પાલવથી આપને પવન નાંખતા જોયા. આપને જોતા જ મારા હૈયાને

ખૂબ આનંદ થયો અને પ્રિયતમ ! મારા મનમાં થયું કે કેવળીનું વચન સત્ય થયું. જરૂર આ મારા જોતા જ મારા મનને આનંદ થઇ રહ્યો છે શરીર અમૃતસિક્ત જેવું લાગે છે. એટલું જ નહિ તે પણ પ્રેમભરી નજરે મને જુવે છે આથી જરૂર આ જ મારા પ્રાણવલ્લભ છે.

આ પ્રમાણે વિચારી રહી હતી ત્યાં પરિજન સહિત મારી ધાઈ ત્યાં આવી પહોંચી અને આપના પ્રતિ કૃતજ્ઞતા વ્યક્ત કરી આપને કહ્યું કે હવે સૂર્યાસ્ત થઇ રહ્યો છે. આપ જવાની આજ્ઞા આપો ત્યારે મેં મનમાં વિચાર કર્યો કે ઘણા જ પુણ્યથી આમનું દર્શન થયું છે એમને હવે હું છોડી શકું તેમ નથી તેમનું મુખકમળ જોઇને મારી નજર કાદવમાં ફસાયેલી દુબળી ગાયની જેમ બીજે જઈ નથી શકતી, પરંતુ મારી ધાવમાતા તો જોઈ રહી છે. શરમથી હું કશું બોલી નથી શકતી, આથી એમનું કોઈ આભૂષણ લઇ લઉં કે જેથી તેને જોઈ મનને આશ્વાસન આપી શકાય. બીજી વાત એ છે કે કેવળીએ કહ્યું હતું કે કનકમાળાના લગ્ન સમયે દર્શન થશે તો આ આભૂષણ જ તેમની ઓળખનું નિશાન બનશે. ત્યારે મેં મારું વલય આપને આપી દીધું અને આપનું વલય લઈ ઘણાં આનંદથી પહેરી લીધું અને આપને જોતી જોતી પરિજનની સાથે નગર તરફ ચાલતી રહી ત્યારે ધારિણીએ મારા કાનમાં કહ્યુ કે કેવળીનું એક વચન તો સત્ય થયું આ જ તારો વલ્લભ દેવ છે જે પહેલાં તારો પ્રિયતમ હતો.

મેં ગુસ્સાથી કહ્યું કે મારી સામેથી દૂર હટ. તું એમ કેમ કહે છે કે આ મારો પૂર્વવલ્લભ છે. શું અત્યારે તે મારો વલ્લભ નથી? મારી વાત સાંભળી હસતા હસતા ધારિણીએ કહ્યુ કે જરૂર પહેલાની જેમ જ આજે પણ તે તારો વલ્લભ છે. પરંતુ તું તેને છોડીને ચાલી આવી આથી આ પ્રમાણે કહી રહી છું. સંધ્યા સમયે ઘરે આવી ધારિણીએ મારી માતાને જાતિસ્મરણની વાત કરી. પ્રસન્ન થઈ તેણે પિતાજીને કહ્યું. ખુશ થઈ પિતાજીએ કહ્યું કે મને ખૂબ જ ચિંતા થતી હતી. કે આ પુત્રીએ પુરુષવેષ કેમ પહેર્યો છે? કેમ કોઈ વરને પસંદ નથી કરતી? ચોક્કસ આપણા અભ્યુદય માટે જ તેને જાતિસ્મરણ જ્ઞાન થયું છે. લોકોએ આવીને મને કહ્યું હતું કે પ્રિયંગુમંજરીને હાથીના ભયથી ઉગારનાર કુમાર ભાનુગતિનો પુત્ર ચિત્રગતિ છે. જો તેની ઈચ્છા છે તો તેની કન્યા આપું. ત્યારે ચંપકમાળાએ કહ્યું કે એના માટે કુમાર સર્વથા યોગ્ય છે. તેનો પણ તેના પર ઘણો પ્રેમ છે. પરંતુ સ્વામિન્! જવલનપ્રભના કાર્યથી કનકપ્રભ અને ભાનુગતિ બંને રાજાઓ વચ્ચે ખૂબ જ વિરોધ છે. જો કે આપ તે જાણો જ છો તો પછી ચિત્રગતિ અહીં લગ્ન માટે કેવી રીતે આવશે? પુત્રીને સ્વયંવરા બનાવી ત્યાં એ નગરમાં જો મોકલી આપું તો પ્રિયતમ! મારા હૈયે આનંદ નહિ થાય કારણ કે એકની એક પુત્રી છે, તેના લગ્ન હું નહિ જોઉં તો મારૂં જીવવું વ્યર્થ જશે. એટલામાં ચંદન નામનો મારો ભાઈ

આવ્યો અને તેણે કહ્યું કે પિતાજી! આપ લોકો એકદમ નચિંત કેમ છો? સમસ્ત નગર ભયથી ફફડે છે. નગરમાં એવી વાત ચાલે છે કે કનકપ્રભ રાજાએ જિનમંદિરનું ઉલ્લંઘન કર્યું છે. આથી ક્રોધિત થઈ ધરણેન્દ્રે તેની વિદ્યાઓનો નાશ કરી નાંખ્યો છે. આજ જવલનપ્રભ રાજાને રોહિણી વિદ્યા સિદ્ધ થઈ ગઇ છે આથી ભયથી કનકપ્રભ રાજા અહીંથી ભાગીને વિદ્યાધરેન્દ્રશ્રી ગંધવાહનના શરણમાં ચાલ્યો ગયો છે. અહીંના લોકો જલવનપ્રભના ભયથી આ નગર છોડી આજુબાજુના નગરમાં જઈ રહ્યા છે. આથી પિતાજી! આપણે પણ નગર છોડી દેવું જોઇએ કારણ કે, આપ તો કનકપ્રભ રાજાના મંત્રી છો.

પુત્રની વાત સાંભળી અશનિવેગે પણ પોતાના નોકર ચાકરોને તૈયાર થવા માટે આદેશ આપ્યો અને વિદ્યાબળથી વિમાનની વિકુર્વણા કરીને બધી વસ્તુઓ તેના પર મૂકાવી. પ્રિયતમ! ધારિણીએ આવીને બધી વાત જણાવી. હું પણ વિમાન પર ચડી ગઈ. વિમાન ઉડીને ગગાવર્ત નગરમાં કનકપ્રભના નિવાસસ્થાન પાસે ઉતર્યું. ગંધવાહને પણ યોગ્ય સ્વાગત કર્યું અને અમે લોકો ત્યાં રહેવા લાગ્યા.

પ્રિયતમ! મનમાં સતત હું તમારા જ વિચાર કરતી હતી. હું કયારે તમને જોઈશ? કયારે તેમનું મિલન થશે કયારે કનકમાળાનો લગ્ન સમય આવશે? આવા બધા વિચારોમાં મને રાતના ઊંઘ પણ નહોતી આવતી. એક દિવસ મારી માતા ચંપકમાળાનો ભાઇ અમિતગતિ કોઈ

રાજકાર્ય માટે તે નગરમાં આવ્યો. અશનિવેગને જોઇ ખૂબ આનંદિત થઇ તેણે કહ્યું કે શ્રીગંધવાહન રાજાએ બહુમાન પૂર્વક આપના પુત્ર નરવાહનના માટે કનકમાળાની માંગણી કરી છે. ભદ્ર! મેં પણ પ્રસન્નતાથી નરવાહનને કનકમાળાને આપી દીધી છે. આ પાંચમે તેના લગ્ન લીધાં છે. સહ-કુટુંબ પરિવાર આપ પણ જરૂર પધારજો. અશનિવેગે કહ્યું કે મારે તો પોતે જ ત્યાં જવું જોઈએ પરંતુ આપના કહેવાથી તો આવવું જ પડશે. પરંતુ એક કારણ એવું છે કે મારું જવું ઠીક નથી. કનકપ્રભ રાજાની દશા પણ અત્યંત વિષમ છે. કારણ વિદ્યાનાશ, રાજ્યનાશ અને પોતાના નગરનો ત્યાગ આ બધા જ અનર્થકારી છે જે નોકર પોતાના સ્વામીના દુઃખના સમયમાં સુખ ભોગવે છે તેનું બંને લોકમાં પતન થાય છે. ત્યારે અમિતગતિએ કહ્યુ કે જો એવું જ છે તો પ્રિયંગુમંજરીને ત્યાં મોકલજો. મારા પિતાએ તેનો સ્વીકાર કર્યો અને હું મામાની સાથે ત્યાં ગઈ. અહીં આવી કનકમાળાને મળતાં મને ખૂબ જ આનંદ થયો. બસ. ત્યારથી તેના લગ્ન સમયની રાહ જોતી હતી. પાંચમ આવતાં લગ્ન પૂરા થતાં નાટક શરૂ થયું. મેં વિચાર્યું કે કનકમાળા જે સખીઓની વચ્ચે બેઠી છે. તે જ મારો વલ્લભ છે. કારણ કે કેવળીનું વચન મિથ્યા નથી થઈ શકતું. કદાચ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે પણ કેવળી વચન મિથ્યા ન થાય. પછી મેં મુદ્રારત્ન બતાવી તેનો નિશ્ચય કરવાનું નક્કી કર્યું. હું આપની પાસે આવી અને મેં મુદ્રારત્ન સહિત મેં મારો હાથ આપને બતાવ્યો.

પછી આપે પણ જ્યારે મુદ્રારત્નવાળો આપનો હાથ બનાવ્યો ત્યારે મને પાકી પ્રતીતિ થઇ ગઇ કે આ મારા જ વલ્લભ છે. ત્યારે મને આશ્ચર્ય એ થયું કે આપને શું નરવાહનનો ડર નહિ લાગતો હોય ? ત્યારપછી માથાના દુઃખાવાના બહાને સખીઓને ઠગીને હું આપને અશોક વાટિકામાં લઈ ગઈ. જો કે હજી હું કન્યા છું આથી મારા વલ્લભની સમક્ષ મારે આટલું બોલવું ન જોઇએ. છતાં પણ મેં તમને બધી વાત કરી. જાતિસ્મરણ જ્ઞાન થવાથી આપ મને ખૂબ જ પરિચિત જેવા લાગો છો. ચિત્રવેગ! તેની વાત સાંભળી મને પણ જાતિસ્મરણ જ્ઞાન થયું. મને પણ મારા પૂર્વભવનું સ્મરણ થઇ આવ્યું.

ત્યારબાદ તેણે કહ્યુ: પ્રિયતમ! હવે હું શું કરૂં ? ત્યારે મેં કહ્યુ તમે તમારા ઘરે જાવ અને હું પણ અહીંથી નાસી જઇશ. તેમ કહી દેજો કે કમલાવતી કૂવામાં પડી ગઇ. એમ કહેવાથી ચિત્રવેગ માટે પણ કોઇને શંકા નહિ થાય. મારા મિત્ર નરવાહનથી બચી જશે. સુંદરી! સાંભળ્યું છે કે સુરનંદનમાં આવીને જ્વલનપ્રભે ફરી પોતાનું આધિપત્ય જમાવ્યું છે અને નગરના લોકોને ફરીથી સન્માનિત કર્યા છે આથી હું તમારા પિતાજીને ત્યાં બોલાવીશ. જ્વલનપ્રભ રાજા પણ ગૌરવથી તેને જોશે. ત્યાં માતપિતાની આજ્ઞાથી તમારી સાથે લગ્ન પણ કરીશું. આ બધી રીતે યોગ્ય ગણાશે. ચિત્રવેગની વાત સાંભળી પ્રિયંગુમંજરીએ કહ્યુ કે આપની આજ્ઞા માનવા માટે તૈયાર છું. પરંતુ

આટલા દિવસ બાદ આપને મેળવીને ફરી હું આપને નહિ જોવાથી હું જીવી નહિ શકું આથી નાથ! આપ જાઓ છો તો મને પણ સાથે લઈ જાવ. બીજી વાત એ છે કે જલવનપ્રભ રાજાના કહેવાથી મારા પિતાજી કનકપ્રભને છોડીને સુરનંદન નહિ જાય તો મને આપનું દર્શન પણ દુર્લભ થઇ જશે આથી પ્રિયતમ! બીજુ જે કંઇ કહો તે માનવા હું તૈયાર છું પરંતુ હું આપને છોડી શકું તેમ નથી.

ચિત્રવેગ! જ્યારે તેણે આમ કહ્યું ત્યારે મેં તેને કહ્યું કે જો એમ જ હોય તો તૈયાર થઈ જા. જ્યાં સુધી રાત વીતી નથી અને આ લોકો નૃત્ય જોવામાં વ્યસ્ત છે. ત્યાં સુધીમાં આપણે બંને જતા રહીએ. તેણે કહ્યુઃ નાથ! હું એકદમ તૈયાર છું. ત્યારે હું તેની સાથે આકાશમાં ઉડી ગયો. થોડે દૂર ગયા બાદ તેણે કહ્યું કે મારા પેટમાં દુઃખે છે. હૈયે શૂળ ભોંકાયા જેવું લાગે છે આથી નાથ! આપ તેનો કંઇક ઉપાય કરો. ત્યારે મેં કહ્યું સુંદરી! તારું શરીર અત્યંત સુકોમળ છે. રાતે ઊંઘ નથી મળી આથી ચિંતા કરવાની કોઇ જરૂર નથી. અહીં ઉતરી તેનો કંઇક ઉપાય કરું છું. એમ કહી નીચે ઉતરી પવન સંચાર રહિત કદલીગૃહમાં પોતે તેને મૂકી અરણિ-કાષ્ઠને ઘસીને તાપણું કર્યું અને તેને સેક કર્યો. થોડી વાર બાદ મેં કહ્યું હવે તને સારુ થઈ ગયું છે. ચાલો આપણા સ્થાન તરફ જઇએ. તેણે હા કહી એટલે અમે બંને ચાલી નીકળ્યા. ત્યાં ચિત્રવેગ! મેં આપને અહીં

જોયા. આ કનકમાળાની બહેન પ્રિયંગુમંજરી છે. મિત્ર ! આપનો ઉપકાર કરવાથી મને આ લાભ મળ્યો છે. સુપ્રતિષ્ઠ ! આપે જે પૂછ્યું તેનો મેં જવાબ આપ્યો.

ચિત્રવેગે જ્યારે આ પ્રમાણે કહ્યુ ત્યારે મેં કહ્યું કે હું કેટલો નિર્દય હૃદયવાળો છું કે મેં તમને કેવી ઉપાધિમાં મૂકી દીધાં. આપને તો આપના પુણ્યથી અભિષ્ટ સિદ્ધિ થઇ. મિત્ર ! આપે મને જીવનદાન આપ્યુ છે આથી આપના સિવાય બીજો કોઇ મારો મહા ઉપકારી નથી. ત્યારે ચિત્રવેગે કહ્યું કે મેં આપનો શો ઉપકાર કર્યો છે ? આપના શુભકર્મનું જ આ પરિણામ છે આપ મારી પ્રશંસા કરો છો તે આપની સજ્જનતા સૂચવે છે. પછી તેણે કહ્યું કે નરવાહન ઘણો જ પ્રચંડ છે. તેણે અનેક વિદ્યાઓ સિદ્ધ કરી છે. આથી તેનાથી બચવા આપે શું ઉપાય વિચાર્યો છે ? ત્યારે મેં કહ્યું ઝાઝું વિચારવાથી શો લાભ ? જે પ્રમાણે અત્યંત દુર્લભ એવી આ કનકમાળાને મેં મેળવી તે પ્રમાણે આગળ પણ કંઇક સારૂં જ થશે. મારી વાત સાંભળી ચિત્રગતિએ કહ્યું કે આપનું કહેવું બરાબર છે છતાં પણ આપનું અહીં બેસવુ ઠીક નથી કોઇપણ રીતે શરીરની રક્ષા કરવી જરૂરી છે. હું પણ અહીંથી સુરનંદન જઇશ અને જલવનપ્રભ રાજાની અશનિવેગ સાગે મિત્રતા કરાવી તેણે આપેલી પૂર્વભવદયિતા આ પ્રિયંગુમંજરી સાથે લગ્ન કરીશ. સુપ્રતિષ્ઠ ! આમ કહીને પ્રિયંગુમંજરી સાથે ચિત્રગતિ આકાશમાં ઉડી ગયો અને પોતાના સ્થાને ચાલ્યો ગયો.

હું પણ પ્રિયા કનકમાળા સાથે આકાશમાં ઉડતાં ઉડતાં વિકસિત કમલાદિથી સુશોભિત અનેક સરોવરોને, ફળોથી લચેલી ડાળીઓથી શોભતા વૃક્ષોથી ભરેલા મોટા મોટા ઉદ્યાનોને, પર્વતના અનેક ઝરણાઓને, કિન્નર મિથુન આદિથી રમ્ય અનેક પર્વત શિખરોને જોતો દક્ષિણ દિશા તરફ ચાલ્યો. થોડે દૂર ગયા બાદ વીજળી જેવા તેજસ્વી તેજને જોઇ હું વિચારી રહ્યો હતો. ત્યારે મારી પ્રિયતમાએ કહ્યુ પ્રિયતમ! આ કોઇ વીજળી કે ઉલ્કા નથી કારણ કે આ સ્થિર છે. આથી તે કોઇ દેવ કે દેવવિમાન હોવું જોઇએ.

સુપ્રતિષ્ઠ! અમે બંને આમ વાત કરી રહ્યા હતા ત્યાં ભાસ્વર કાંતિવાન એક દેવ આવ્યો. જ્યારે મેં તેને પ્રણામ કર્યા ત્યારે તે દેવે મને કહ્યું કે ચિત્રવેગ! બધું કુશળ તો છે ને? મને ઓળખો છો કે નહિ? ત્યારે મેં કહ્યું કે સામાન્ય રૂપથી જાણું છું કે આપ દેવ છો. વિશેષ રૂપથી કંઇ ઓળખાણ નથી પડતી. આ ભવમાં તો નહિ પણ કોઇ અન્યભવમાં આપની સાથે પરિચય કે સંબંધ જરૂર થયો હશે કારણ કે આપને જોવાથી આનંદ થાય છે. ત્યાં એ દેવે એક દેદિપ્યમાન મણિ કાઢી મને કહ્યું: મિત્ર! તું આ મણિને લઇ લે. ત્યારે મેં કહ્યું કે આપ મને બતાવો કે આ મણિનો શો ઉપયોગ છે? આપ મને આ મણિ શા માટે આપી રહ્યા છો? પૂર્વ ભવમાં આપની સાથે મારો શો સંબધ હતો? ત્યારે એ દેવે કહ્યું કે હમણાં પૂર્વભવ સંબંધ કહેવાનો સમય નથી. હમણાં તો આપ આ મણિ લઈ લો. આ મણિ બધી જ આપત્તિઓ

દૂર કરશે. ત્યારે મેં પૂછ્યું મારા ઉપર શું આફત આવવાની છે ? ત્યારે દેવે કહ્યું કે વિદ્યાબળથી નરવાહને બધી જ વાત જાણી લીધી છે. દયિતાનું અપહરણ થવાથી તે ખૂબ જ ક્રોધે ભરાયો છે અને ઘણા વિદ્યાધરો સાથે આપનો વધ કરવા તમારી પાછળ પડયો છે. આથી પ્રાણનાશ કરનારી આફત આપના ઉપર આવી રહી છે. આથી આપ આ મણિ લઇ લો અને પ્રયત્નથી આપના વાળની અંદર બાંધી રાખો. મણિના પ્રભાવથી નરવાહનની વિદ્યાઓ બેકાર થઇ જશે અને વેદના શાંત ન થાય તો આ મણિના જળથી સેક કરવાથી વેદના દૂર થઇ જશે આપ આ મણિને બરાબર બાંધીને રાખો. આપ ચિંતા ન કરશો. હું પણ તમને સહાયતા કરીશ. હમણાં હું ખાસ કાર્ય માટે જઇ રહ્યો છું. ત્યાંથી આવ્યા બાદ બધી વાત જણાવીશ. બીજી વાત એ કે આ વિદ્યાધર વિદ્યાબળપૂર્ણ છે આથી આપ તેની સાથે યુદ્ધ ન કરશો, તેની સાથે યુદ્ધ કરવાથી તમારું મૃત્યુ જ થશે. સિંહ શરીર સંકોચીને હાથી પર આક્રમણ કરે છે. તેથી શું તેની તાકાત કમ ગણાય છે ? અવસર જોઇ, વિદ્યા સાધીને પછી તમને જેમ ઠીક લાગે તેમ કરજો આ દિવ્યમણિ તેના પ્રભાવને જરૂર ઓછો કરશે. દેવનુ આવું કહેવું સાંભળી મેં હાથ જોડી કહ્યું કે જેવી આપની આજ્ઞા. પછી એ દેવે પોતાના હાથે મારા માથામાં દિવ્યમણિ બાંધી દીધો અને મને આશીર્વાદ આપી ત્યાંથી પ્રસ્થાન કર્યું. સુપ્રતિષ્ઠ ! મણિ બાંધતા જ મારી ચિંતા દૂર થઇ ગઇ. બધો ભય જતો રહ્યો.

દેવ અદૃશ્ય થઇ જતાં હું પણ મારી પ્રિયતમા સાથે જમણી દિશા તરફ ગયો. હુ વિચારવા લાગ્યો કે નરવાહન વિદ્યાધર હવે શું કરશે? દેવ પોતે મારી રક્ષા કરનાર છે તો પછી તેની વિદ્યાઓ મને કંઈ નુકશાન કરનાર નથી. અને આવા નકામા વિચાર કરવાથી શો લાભ? પૂર્વ કર્મ પ્રમાણે સુખ–દુઃખ મળે છે. એમ લાગે છે કે દિવ્યમણિના પ્રભાવથી તેમજ તે દેવની સહાયથી પૂર્વ પુણ્યાનુસાર સારુ જ થશે.

આ પ્રમાણે મનોમન વિચારી રહ્યો હતો ત્યાં ભયથી ધ્રૂજતી મારી પ્રિયતમાએ કહ્યુ: નાથ! આપણી પાછળ કોઈ આવી રહ્યું છે. ઘણા વિદ્યાધરો સાથે હોવાથી હું માનું છું કે તે નરવાહન જ હોવો જોઇએ, આથી આપ કંઈ ઉપાય કરો જેથી આપને કોઈ મુશ્કેલી ન નડે અને મારે ફરી આપનો વિરહ સહન ન કરવો પડે.

ત્યારે મેં તરફ જોઈ ને કહ્યું: સુંદરી! એમાં ચિંતા કરવા જેવું કંઈ નથી. તારી સામે જ તો પેલા દેવે કહ્યું હતું કે નરવાહન તમારી પાછળ આવી રહ્યો છે. સુંદરી! ગભરાવાની કોઇ જ જરૂર નથી. દેવ અને આ દિવ્યમણિના

પ્રભાવથી સારુ જ થશે. બીજી વાત એ છે કે હવે કોઈ ઉપાય પણ થઇ શકે તેમ નથી એની વિદ્યા એવી છે કે દૂર રહેવા છતાં પણ આપણે ભાગી શકીએ તેમ નથી અને હવે તો તે આપણી સામે આવી ગયો છે. મારા પૂર્વ કર્મો જેવા હશે તેવું હવે થશે. ચિંતા કરવાથી આ લોકમાં કશું મળતું નથી. મારી વાત સાંભળી ભયશોકથી સંતપ્ત થઈ તેણે કહ્યું : વલ્લભ! દુષ્ટ વિધાતાએ મારા જેવી પાપિણીને આપના મોત માટે જ જન્મ આપ્યો છે. હું એ જ સમયે જતી રહી હોત તો આપ પર આ આફત ન આવત.

માતાના ગર્ભમાં જ મરી ગઈ હોત તો અથવા તો શૈશવમાં મૃત્યુ પામી હોત તો શું મારા નિમિત્તે આપ ઉપર આ ઉપાધિ આવી પડત? આપણા બંને વચ્ચેનો પ્રેમ આજ વિનાશનું કારણ બની રહ્યો છે. સ્વામિન્! આપે તો કર્મનું આલંબન લઇ લીધું પણ આફતથી ઉગરવા માટે કંઇક તો કરવું જોઈએ ને?

ત્યારે મેં કહ્યું : સુંદરી! ચિંતા ન કર. વગર વિચારે કામ કરનારને આવું જ ફળ મળે છે. જે પોતાના અને શત્રુના બળનો વિચાર કર્યા વિના કામ કરે છે તે જરૂરથી અપમાનિત થાય છે અને તેનો વિનાશ થાય છે નીતિથી જીવનાર પર ક્યારે ય આફત નથી આવતી તારું અપહરણ કરી મેં કઇ નીતિનું પાલન કર્યું છે? પ્રેમવશ થઈ આપણે બંનેએ રાજવિરુદ્ધ કામ કર્યું છે. સુંદરી!

હુવે વિષાદ કરવાનો સમય નથી. આવા સંજોગોમાં જો ભાગ્ય અનુકૂળ હશે તો આ વિપત્તિ પણ સંપત્તિમાં ફેરવાઈ જશે. આ શત્રુ ઘણો જ બળવાન છે આથી પુરુષાર્થ કરવાનો કોઇ જ અર્થ નથી. પૂર્વ ભવના પુણ્યથી જ તેનું નિવારણ થશે. જો પુણ્ય છે તો પુરુષાર્થની જરૂર નથી અને પુણ્ય નથી તો પુરુષાર્થ પણ બેકાર છે. સુંદરી ! એક બાજુ મારુ પુણ્ય છે અને બીજી બાજુ આ શત્રુ. જોઇએ કોનો વિજય થાય છે.

સુપ્રતિષ્ઠ ! મારી પ્રિયતમને હું આમ કહી રહ્યો હતો ત્યાં જ તે જ ગતિથી નરવાહન મારી પાસે આવી ગયો. ગુસ્સાથી તેના કપાળ પર પરસેવો બાઝી ગયો હતો. તેણે કહ્યું : નીચ ! આ લોક અને પરલોક વિરુદ્ધ કામ કરી હવે તું ક્યાં જઈશ ? રાજા વિરુદ્ધ કામ કરી હવે તું કસાઈના હાથમાં પકડાયેલ સસલાની જેમ તું ક્યાં ભાગી જઈશ ? હે નીચ ! ક્યા બળે તું મારી પત્નીનું અપહરણ કરી રહ્યો છે ? રે મૂઢ ! ક્યા પાપીએ તને આવી સલાહ આપી ? કે પછી કોઇ દેવ તારા ઉપર કોપાયમાન થયો છે કે શું ? પુરુષને દંડથી થોડોજ મરાય છે. જે બળથી તેં આ અનુચિત કામ કર્યું છે તે બળ તું મને બતાવ, પછી મને કહેતો નહિ કે મેં તને તારો પુરુષાર્થ બતાવવાની તક નહોતી આપી આ તીવ્ર–તેજ અર્ધચંદ્રથી હું તારું માથુ વાઢી નાંખું છુ; તારામાં તાકાત હોય તો મારી સામે અજમાવી જો.

સુપ્રતિષ્ઠ ! આમ કહી તેણે ધનુષ્ય ખેંચી મારા પર બાણ ચલાવ્યું. તેનું બાણ મારી પાસે આવીને જાણે પથ્થરથી અફળાઇને પાછું જતું રહ્યું, આ જોઇ કંઇક વિસ્મિત થઈ તેણે કહ્યું કે આ વખતે કોઈ ક્ષુદ્ર વિદ્યાના પ્રભાવથી તું બચી ગયો પણ આ આગ્નેય શસ્ત્રોથી બચીને તું ક્યાં જઇશ? એમ કહી મંત્ર પઢીને તેણે મારા ઉપર બાણ છોડવા શરૂ કર્યાં. તેની જવાળાઓ મારી ચારે બાજુ ફેલાઇ ગઈ. પરંતુ મારી આજુબાજુ ચક્કર લઇ તે શસ્ત્ર પણ શાંત થઇ ગયું. ત્યારબાદ તેણે વારુણાસ્ત્ર આદિ અનેક શસ્ત્રોનો પ્રયોગ કર્યો. પરંતુ મારી પાસે આવી તે બધા જ નિષ્ફળ બની ગયા. આ જોઈ તે રાજપુત્ર આશ્ચર્ય-ચકિત થઈ ગયો અને કહેવા લાગ્યોઃ નીચ ! તેં ઘણાં પાપ કર્યાં છે. આથી. તને સુખે મૃત્યુ નથી આવતું એમ સમજીને જ આ દિવ્યશસ્ત્રોએ તને મારી નાખ્યો નહિ. આથી હે નીચ ! હવે તને હું દુઃખમૃત્યુથી જ મારીશ.

સુપ્રતિષ્ઠ ! આમ કહી તેણે આ નાગવિદ્યાનું આહ્વાહન કર્યું અને તેનાથી મોટા મોટા ભયંકર સાપ મારા શરીરને વીંટળાઇ વળ્યા. તેનાથી હું એવી રીતે બંધાઇ ગયો કે જેવી રીતે સરાગ જીવ કર્મોથી બંધાય છે. ત્યારે મને ઘણી વેદના થવા લાગી અને હું આકાશમાંથી નીચે ગબડી પડયો અને થોડી પળ માટે બેભાન થઇ ગયો.

મને આવા મોટા સંકટમાં જોઇ મારી પ્રાણપ્રિયાએ કહ્યુ આર્યપુત્ર ! આપના આ અનર્થનું મૂળ હું જ છું.

હા. આર્યપુત્ર ! હવે હું આપના વિરહમાં જીવી નહિ શકું. ધનદેવ ! એ વિદ્યાધરની વાત સાંભળી મારા મનમાં વિચાર આવ્યો કે પહેલાં મેં જે સ્ત્રીનો વિલાપ સાંભળ્યો હતો તે જરૂર તેની કનકમાળાનો જ વિલાપ હશે. અને જે કોઇ પુરુષનો મેં નિષ્ઠુર અવાજ સાંભળ્યો હતો તે શત્રુ નરવાહનનો જ અવાજ હશે. પછી મને બીજો વિચાર આવ્યો કે આ બધા વિચાર કરવાથી શો ફાયદો ? અને તેની જરૂર પણ શું છે ? ચિત્રવેગ હવે પોતાની કથા કહે છે. ફરી હું તેને સાંભળવા લાગ્યો. તેણે કહ્યું : સુપ્રતિષ્ઠ ! વિલાપ કરતી મારી પ્રિયાને પકડીને નરવાહન લઇ ગયો અને હું તેના શોકમાં સંતપ્ત હતો તેટલામાં આપ આવ્યા. અને મણિજળ છાંટીને આપે તે સાપને હટાવ્યા. આથી આપે મને જીવનદાન આપ્યું છે. મણિના પ્રભાવથી સાપ મને ડંખ્યા નથી. હું આ સંકટમાં કેવી રીતે ફસાયો તેનું તમે કારણ પૂછ્યું તે મેં તમને જણાવ્યું.

ધનદેવ ! વિદ્યાધરની વાત સાંભળી મેં મારા મનમાં વિચાર્યું કે લોકો મોહને વશ થઇ, વિષયના લોભી બની આફતોને નોતરે છે. પરલોકની વાત તો દૂર રહી આ લોકમાં પણ રાગાંધ–મોહાંધ લોકો કાર્યાકાર્યને નહિ જાણીને અનેક શારીરિક અને માનસિક દુઃખોને પામે છે. કાંતાના વિયોગથી દુઃખી માણસ અનુચિત કાર્યો કરી નરકથી પણ વધુ વેદનાને અનુભવે છે. રાગથી મોહિત થઇ લોકો વધ બંધન આદિ કષ્ટો આ લોકમાં ભોગવે છે અને અનંતા-

કાળ સુધી ભવભ્રમણ કરે છે. જીવ ત્યારે પરમસુખને પામે છે કે જ્યારે તેવા મનમાં રાગ નથી પ્રવેશતો.

ધનદેવ ! આ પ્રમાણે વિચારતાં મેં કહ્યું : ચિત્રવેગ ! હવે આપ શોક ન કરશો. કારણ આ સંસાર દુઃખોથી પરિપૂર્ણ છે. જન્મ, જરા, મરણ, રોગ, વિયોગ આદિથી ભરપૂર આ સંસારમાં પોતપોતાના કર્મો પ્રમાણે જીવો દુઃખને પામે છે. આથી જ્યારે દુઃખો આવે ત્યારે વિષાદ કરવો વ્યર્થ છે. મારી વાત સાંભળી ચિત્રવેગે કહ્યું કે મને દુઃખ એક જ વાતનું થાય છે કે નરવાહન કનકમાળાનું અપહરણ કરી ગયો છે તો તે બિચારીની હાલત ત્યાં શું હશે ? મારા આ દુઃખને જાણી તે જીવતી હશે કે નહિ ? ધનદેવ ! આ પ્રમાણે તે વિદ્યાધરને હું કહી રહ્યો હતો ત્યાં શું બન્યું તે તમે સાંભળો :—

કમળપત્ર જેવા વિશાળ નેત્રોવાળો, દિશાઓને પ્રકાશિત કરતો એક દેવ એકાએક ત્યાં આવ્યો. તેને આવેલો જોઈ ચિત્રવેગને અત્યંત આનંદ થયો અને ઊભા થઈ વિનયપૂર્વક તેને પ્રણામ કર્યા. આસન પર બેસી એ દેવે ચિત્રવેગને કહ્યું : ભદ્ર ! મઝામાં છો ને ? મણિના પ્રભાવથી તમારા દુઃખ દૂર થયા કે નહિ ? ચિત્રવેગે કહ્યું કે આપના પ્રભાવથી બધું જ બરાબર છે, મને કુતૂહલ માત્ર એટલું જ છે કે પૂર્વભવમાં આપનો મારી સાથે કયા પ્રકારનો સંબંધ હતો ? અને તે સમયે આપ કયા કામ માટે

આટલા ઉતાવળા હતા ? દેવે કહ્યું : હું તે જણાવું છું તે આપ એકાગ્રતાથી સાંભળો :—

આ જંબુદ્વીપના ઐરાવત ક્ષેત્રમાં આર્ય દેશમાં અમરાવતી જેવી વિજયવંતી નામે એક નગરી છે. તેમાં જૈન ધર્મારાધક, દયા દાક્ષિણ્યવાન, મિત્રો પર ઉપકાર કરનાર, ચંદ્રની જેમ બધી કળાઓમાં પરિપૂર્ણ ધનભૂતિ નામે સાર્થવાહ રહેતો હતો. તેને સુદરી નામની અત્યંત રૂપાળી અને પતિવ્રતા પત્ની હતી. શ્રાવક ધર્મનું પાલન કરતા તેમ જ સાધુઓની ભક્તિ કરતા એ બંનેના દિવસો આનંદથી પસાર થતા હતા.

ત્યાર બાદ એક સમયે સુંદર સ્વપ્નોથી સૂચિત શુભ લક્ષણોવાળા એક પુત્રનો તેમને ત્યાં જન્મ થયો. કામદેવ જેવા સુંદર, સૂર્ય જેવા તેજસ્વી, ચંદ્રબિંબ જેવા સૌમ્ય તેમજ જિનધર્મ સમાન સુખદાયી આ પુત્રનું બારમા દિવસે ‘ સુધર્મ ’ નામ રાખવામાં આવ્યું. કાળક્રમે એમને ત્યાં “ ધનવાહન ” નામના બીજા પુત્રનો પણ જન્મ થયો. સુધર્મ આઠ વરસનો થયો ત્યારે તે નગરમાં અપ્રતિબદ્ધ વિહારી, ચૌદ પૂર્વના જ્ઞાતા, શ્રમણોથી પરિવૃત્ત સુદર્શન નામના આચાર્ય પધાર્યા અને નગરની પૂર્વ બાજુના નંદનોદ્યાનમાં ઉતર્યા. તમામ નગરવાસીઓ આચાર્યને વંદન કરવા માટે જવા લાગ્યા. પુત્રોની સાથે ધનપતિ પણ આચાર્યશ્રીની ભક્તિ માટે ગયો. ત્રણ પ્રદક્ષિણા કરી ધનભૂતિએ ગુરુવંદના કરી. ગુરુએ ભવસાગર પાર કરવામાં

પ્રવહણુરૂપ ધર્મલાભ આપ્યા. પછી બીજા શ્રમણોને વંદના કરી ધનભૂતિ નગરવાસીઓની સાથે ભોંય પર બેઠો. સૂરિએ ધર્મોપદેશ આપવા માંડયો. તેમણે કહ્યું કે ચારિત્ર કલ્પવૃક્ષ છે. સમ્યક્ત્વ તેનું મૂળ છે, પંચમહાવ્રત જ તેના સ્કંધ છે. સમિતિ–ગુપ્તિ આદિ તેની ડાળીઓ છે. તે અનેક અભિગ્રહરૂપી ગુચ્છોથી સુશોભિત છે. શીલાંગ તેનાં પાંદડાં છે. લબ્ધિ ફુલ છે. સ્વર્ગ–મોક્ષ સુખ તેનું ફળ છે. તે દુઃખ સંતપ્ત જીવોનું શરણ છે. ચપળ ઈન્દ્રિયો વિષયસંગ દુઃખમાં કારણ છે. ક્રોધાદિ કષાય દુર્ગતિના સાધન છે. એક વાર પણ કરેલો પ્રમાદ જીવોને ભવસાગરમાં ડૂબાડી દે છે. સૂરિની દેશના સાંભળી સંવેગ ધારણ કરી નગરજનો પોતપોતાના ઘરે ગયા. ધર્મોપદેશ સાંભળતાં જ સંસાર ભયથી ઉદ્વિગ્ન બની સુધર્મે પ્રણામ કરી સૂરિને પ્રાર્થના કરી કે જન્મ, જરા, મરણથી મને ભય લાગે છે આથી પિતાજી આજ્ઞા આપે તો હું આપની પાસે પ્રવ્રજ્યા લેવા માંગુ છું. માતાપિતાએ તેને સહર્ષ સંમતિ આપી અને સૂરિએ તેને ભાગવતી દીક્ષા આપી.

ગ્રહણ, આસેવનરૂપ બંને પ્રકારની શિક્ષાનો અભ્યાસ કરી, સંયમ, તપ આદિમાં તત્પર બની તે ગુરુની પાસે અધ્યયન કરવા લાગ્યો. સૂત્રાર્થનું અધ્યયન કરતા કરતા ક્રમશઃ તે ચૌદ પૂર્વનો જ્ઞાતા થઈ ગયો. સૂરિએ તેને યોગ્ય સમજીને શુભ નક્ષત્રમાં પોતાના પદ પર સ્થાપિત કર્યો અને સુદર્શન સૂરિ સંલેખનાથી મોક્ષમાં ગયા. શ્રમણોથી

પરિવૃત્ત સુધર્મસૂરિ ગ્રામનગરાદિમાં વિહાર કરતા કરતા ભવ્યાત્માઓને પ્રતિબોધ કરવા લાગ્યા.

આ બાજુ ધનવાહન પણ અનેક કળાઓનો અભ્યાસ કરી કામિનીજનોના ચિત્તને ચોરવામાં સમર્થ એવો યુવાન થયો. પિતાએ સુપ્રતિષ્ઠ નગરના હરિદત્ત શ્રેષ્ઠીની વિનયવતી ભાર્યાથી ઉત્પન્ન થયેલ અનંગવતી નામની કન્યા સાથે તેનાં લગ્ન કર્યાં ઘણાં ધામધુમથી લગ્ન કરી ધનવાહન તેને પોતાના નગર લઈ આવ્યો અને તેની સાથે અનેક પ્રકારના વિષય સુખને માણવા લાગ્યો. ક્રમશઃ તે એટલો બધો વિષયાસક્ત બની ગયો કે સમય ક્યાં પસાર થાય છે તેની પણ તેને જાણ ન થતી.

એક સમય સાધુઓની સાથે વર્ષાવાસ નિમિત્તે સુધર્મસૂરિ વિજયવતી નગરીમાં પધાર્યા. સાધુઓએ વાસસ્થાનની યાચના કરતા સાર્થવાહે જ્ઞાનશાળામાં તેમનો આવાસ કરી આપ્યો. સાર્થવાહ પોતાના કુટુંબીજનો સાથે આવીને ગુરુની પાસે ધર્મ શ્રવણ કરવા લાગ્યો. ધનવાહન અનંગવતીમાં એટલો બધો આસક્ત બની ગયો હતો કે પિતાજીના કહેવા છતાં પણ તે કદી પણ ગુરુવંદના માટે જતો ન હતો.

નાના ભાઈને વિષયાસક્ત અને ધર્મથી વિમુખ થયેલો જાણી ગુરુના મનમાં ચિંતા થઈ કે દુર્લભ મનુષ્યત્વને પામીને પણ વિષયાસક્ત બનવાના કારણે તે નરક

અને ઘોર તિર્યંચ યોનિમાં પરિભ્રમણ કરશે. આથી કોઈ પ્રકારે પ્રતિબોધ દઈ તેને ધર્મમાર્ગમાં લાવું. આમ વિચારી સૂરિએ તેને બોલાવ્યો. ધનવાહન આવ્યો અને સૂરિને વંદના કરી બેઠો ત્યારે સૂરિએ કહ્યું :

ભદ્ર! અનેક પુદ્‌ગલ પરિવર્તન બાદ મળેલ આ મનુષ્ય ભવને આમ બરબાદ ન કરો. જીવ વિષયમાં આસક્ત બનતા કર્મો બાંધે છે. અને આ સંસારમાં અધમ યોનિઓમાં પરિભ્રમણ કરી નારક તિર્યંચગતિમાં જઈ અનેક યાતનાઓ ભોગવે છે. એક એક ઇન્દ્રિયને વશ રહેનાર જીવ પણ દુઃખ પામે છે તો પછી પંચેન્દ્રિય વશીભૂત માણસની સ્થિતિ શું થાય? આથી સુંદર! વિષય સુખ છોડીને ધર્મમાં તમારું મન લગાવો.

તેમની વાત સાંભળી ધનવાહને કહ્યું કે હું આપની વાત માનું છું પણ તે બિચારી એક ક્ષણનો પણ મારો વિરહ જીરવી નથી શકતી. આથી તો હું તમોને વંદના કરવા માટે પણ આવી નથી શકતો. ત્યારે ફરી ગુરુએ કહ્યું કે ચંચળ ચિત્તવાળી સ્ત્રીઓ માટે જે પોતાનો દુર્લભ મનુષ્ય-ભવ બગાડે છે તે કા-પુરુષ છે તે સુપુરુષ નથી બની શકતો. સ્ત્રીઓ અંદરથી વિષભરી હોય છે. બાહ્યથી ગુંજાફળ જેથી મનોહર દેખાય છે. સત્ય-શૌચ-દયા રહિત, અકાર્યમાં રત સ્ત્રીઓમાં વિદ્વાન ક્યારે પણ ફસાતા નથી. અનુરક્ત સ્ત્રીઓ ધનહરણ કરે છે. વિરક્ત થતા જીવ લેવા પણ તૈયાર થઇ જાય છે. રાગ-વિરાગ બંને સ્થિતિમાં સ્ત્રીઓ ભયંકર

હોય છે. સ્ત્રીઓ મનમાં વિચારે છે કંઇ અને આચરણ કરે છે કાંઇ. જારના લીધે પતિને મારે છે. પોતાના ઉપર વિશ્વાસ મૂકવા કહે છે. અને ખૂદ પોતે કોઈના ઉપર વિશ્વાસ નથી કરતી. આથી વિશેષ સ્ત્રી માટે શું કહેવું ? આથી વત્સ ! રાગ છોડી ધર્માચરણમાં જોડાઈ જાવ.

ગુરુની વાત સાંભળી હસતા હસતા ધનવાહને કહ્યું કે બીજી સ્ત્રીઓ ભલે તેવું આચરણ કરતી હોય પરંતુ મારી પત્ની અનંગવતી તો પતિવ્રતા, સત્યશીલા, દયાળુ, અત્યંત અનુરક્તા અને વિનીતા છે. અને તે મારા પ્રત્યે સ્થિર સ્નેહવાળી છે. ગુરુજન પ્રત્યે ભક્તિભાવ રાખનારી છે તો પછી બીજી સ્ત્રીઓની જેમ અનંગવતીને કેવી રીતે ગણી લેવાય ?

ત્યારે ગુરુએ કહ્યું કે હું માનું છું કે તારી પત્ની પતિવ્રતા હશે. તો પણ તેની સાથે ઉપભોગ નરકનું કારણ બનશે. કિંપાક ફળની જેમ સ્ત્રી પણ ઉપભુક્ત હોવાથી વિષમ ફળ દેનારી હોય છે. સ્ત્રીસુરતથી વધીને દુઃખદાયી કર્મ બીજું શું હોઈ શકે ? જે પ્રમાણે ઝેરમિશ્રિત સુંદર-સરસ ભોજન પણ જીવ લઈ લે છે તે પ્રમાણે સુંદર સ્ત્રી પણ ઉપભોગ કરાવનારને દુર્ગતિમાં ધકેલે છે. આથી દુર્ગતિના કારણ સમા કાંતાનુરાગને છોડી પંચમહાવ્રતધારી બની ચારિત્રમાં સ્થિર થાવ. આ પ્રમાણે પ્રતિબોધ પામતાં ધનવાહનનો અનંગવતી પરનો પ્રેમ ઢીલો પડયો. અને એક દિવસ બે હાથ જોડી તેણે ગુરુને કહ્યું કે આપની અમૃતમય

વાણી સાંભળીને પણ ઝેરી સાપના ઝેરની જેમ મારો રાગ છૂટતો નથી. ભગવન્ ! આપની આજ્ઞા હોય તો સુરત સુખની પિપાસા છોડી દયિતાની સાથે દીક્ષા લઇ લઉં કારણ હું તેને જોયા વિના રહી શકતો નથી. સૂરિજીએ વિચાર કર્યો કે સૂત્રાર્થનું અનુશીલન કરવાથી તેનો રાગ છૂટી જશે માટે તે બંનેને દીક્ષા આપી દેવી જોઈએ. આમ વિચારીને ધનવાહનને પત્ની સાથે દીક્ષા આપી. ચંદ્રજસા સાધ્વીજી પાસે અનંગવતી સાધુક્રિયા શીખવા લાગી.

સૂત્રાર્થનું અનુશીલન કરવા છતાં પણ અનંગવતી પરનો ધનવાહનનો રાગ છૂટયો નહિ ત્યારે ગુરુએ તેને સમજાવ્યું કે ભદ્ર ! પરસ્ત્રીમાં રાગ રાખવાથી દુર્ગતિ મળે છે પરંતુ શ્રમણી પ્રત્યે રાગ રાખવાથી તો અનંત નરક મળે છે. ગુરુની વાત સાંભળી તેને ખૂબ જ પસ્તાવો થયો છતાં પણ બંનેનો એકબીજા માટેનો રાગ નિઃશેષ ન થયો. આમ છતાં ય ગુરુ આજ્ઞાનું પાલન કરતાં તેમનો સમય વીતવા લાગ્યો.

એક દિવસ વસુમતી સાથે અનંગવતી બહાર ગઈ. તે સમયે એક સ્ત્રી સાથે એક પુરુષને જતાં જોઇને વસુમતીને કહ્યું કે આર્યે ! આ સ્ત્રી તો બહેન સુલોચના જેવી લાગે છે. તેની આ વાત સાંભળી વસુમતીએ કહ્યું કે આ મારી બેન સુલોચના જ છે. મેખલાવતીમાં સુબંધુ સાથે લગ્ન થયા હતા. એક દિવસ રાજકુમાર કનકરથે તેને જોઈ લીધી અને તેને પોતાના અંતઃપુરમાં રાખી લીધી. તે

અંતઃપુરમાં પટરાણી બની ગઈ. આ બધી વાતની તો તને ખબર છે. આ પુરુષ તે જ રાજકુમાર કનકરથ છે. અનંગવતીએ કહ્યું કે હું તેની સાથે વાત કરી જોઉં. જેથી ખબર પડે કે તે મને ઓળખે છે કે નહિ. ત્યારે બંનેએ તેની સાથે વાત કરી જોઈ પરંતુ તેણે બધા અસંબદ્ધ જવાબ આપ્યા. આ જોઇ દયાથી પ્રેરાઇને તે બંનેને સુધર્મસૂરિ પાસે લઈ ગઈ અને તેમને કહ્યું : ભગવન્! આ અમારી મોટી બહેન છે. તે પાગલ કેમ થઈ ગઈ છે?

ગુરુએ કહ્યું : આ એ જ સુલોચના અને એ જ રાજકુમાર કનકરથ છે. ઇર્ષાથી ગુસ્સામાં આવી એક સપત્નીએ આ બંને સૂતા હતા ત્યારે તેમના ઉપર ઉન્માદકારી ચૂર્ણ છાંટી દીધું. તેનાથી બંને ગાંડા થઇ ગયા. રાજાએ માંત્રિક–તાંત્રિક બધાને બોલાવી ઘણા ઉપચાર કર્યા પરંતુ તેમનું ગાંડપણ દૂર ન થયું. એ પછી બંને જણ એક દિવસ નગરની બહાર નીકળી ગયા.

આ સાંભળી વસુમતીએ કહ્યું કે ભગવન્! આપ જો તેનો ઉપાય જાણતા હો તો તેમના ઉપર આપ દયા કરો. ગુરુએ ઉન્માદ નાશકારી ઉપચાર કર્યો અને બંને સ્વસ્થ થઇ ગયા. બંને જણા તેથી આશ્ચર્યમાં પડી ગયા. બંને બહેનોને જોઈ સુલોચનાએ કહ્યું કે આ સ્વપ્ન છે કે ઇન્દ્રજાળ છે? ક્યાં છે એ નગરી? ક્યાં છે એ અલંકાર? ત્યારે વસુમતીએ એ બંનેને ગાંડપણનું કારણ બતાવ્યું અને કહ્યું કે ગુરુ કૃપાથી હવે તમે બંને સારા થઈ ગયા છો.

એ પછી વસુમતીએ કહ્યું કે ભદ્રે! જે સમયે કનકરથે તને અંતઃપુરમાં રાખી લીધી તે સમયે માયાથી સુમંગલ વિદ્યાધરે ધનપતિના વેશમાં મારી સાથે સંભોગ કર્યો. ધનપતિ દેવે પ્રતિબોધ આપ્યો અને મેં ચંદ્રજસા આર્યા પાસે દીક્ષા લીધી. આ અનંગવતી પણ ધર્મશ્રવણ કરીને સંસાર ભયથી ઉદ્વિગ્ન બની સ્વામી સાથે સાધ્વી બની. અને જો આ અમારા ગુરુ સુધર્મસૂરિ છે.

બંનેએ વિનયપૂર્વક ગુરુવંદના કરી. ઉપદેશ સાંભળી બંનેએ તેમની પાસે દીક્ષા લીધી. આ પ્રમાણે ત્રણેય બેનો કનકરથ તથા ધનવાહનનો ઘણો સમય વીતી ગયો. ચિત્રવેગ! એ સમયે મુનિ ધનવાહન તથા કનકરથ વચ્ચે પરસ્પર ઘણો જ પ્રેમ હતો. ગુરુની આજ્ઞાથી બંને પંચ મહાવ્રતના પાલનમાં લીન હતા. ત્યારબાદ પોતાનું આયુષ્ય થોડું જાણીને સૂરિએ સંલેખના કરી અનશન વિધિથી દેહત્યાગ કર્યો અને બીજા દેવલોકમાં ચંદ્રાર્જુન વિમાનમાં વિમાન સ્વામી શશિપ્રભ દેવ બન્યા. ધનવાહન મુનિ પણ રાગ છોડયા વિના શ્રામણ્ય ધર્મનું પાલન કરતાં વિધિપૂર્વક કાળધર્મ પામી બીજા દેવલોકમાં શશિપ્રભદેવના વિમાનસ્વામી બન્યા. તેમનું નામ વિદ્યુત્પ્રભ દેવ હતું. અનંગવતી સાધ્વી પણ તેમની દેવી ચંદ્રરેખા બની.

પૂર્વ વૈરને યાદ કરી સુબંધુજીવ અગ્નિકુમાર દેવે અનેક ઉપસર્ગ કરી સુલોચના આર્યાની સાથે કનકરથ સાધુને ઘણી

નિર્દયતાથી મારી નાખ્યા. કાળધર્મ પામી બંને બીજા દેવલોકમાં ઉત્પન્ન થયા. કનકરથ ચંદ્રાર્જુન વિમાનમાં વિદ્યુત્પ્રભ સામાનિક દેવ બન્યા અને સુલોચના તેમની દેવી સ્વયંપ્રભા બની. આર્યા વસુમતી પણ કાળધર્મ પામી પૂર્વવલ્લભ ચંદ્રાર્જુન નામના દેવની ચંદ્રપ્રભા દેવી થઇ. આ પ્રમાણે એક જ વિમાનમાં દિવ્ય સુખનો અનુભવ કરતાં આઠ પલ્યોપમ સમય પસાર થઇ ગયો.

વિદ્યુત્પ્રભ દેવ ત્યાંથી ચ્યવીને આ વૈતાઢયની દક્ષિણ શ્રેણીમાં રત્નસંચય નગરીમાં બકુલાવતી ભાર્યાથી પવનગતિ વિદ્યાધરના પુત્ર રૂપે ઉત્પન્ન થયો. તે ધનવાહનજીવ વિદ્યુત્પ્રભદેવ આપ ચિત્રવેગ છો દેવી ચંદ્રરેખા પણ સ્વર્ગથી ચ્યવીને વૈતાઢય પર્વત ઉપર કુંજરાવર્ત નગરમાં અમિતગતિ વિદ્યાધરની ભાર્યા ચિત્રમાળાની કુક્ષિથી કનકમાળા રૂપે ઉત્પન્ન થઈ. ચિત્રવેગ! પૂર્વજન્મમાં શ્રમણાવસ્થામાં પણ આપે રાગ ન છોડયો આથી આપને રૂપ, બળ, કાંતિ, ઋદ્ધિ બધું જ અલ્પ મળ્યું. દેવભવમાં પણ તમારું આયુષ્ય ઓછું હતું. આ મનુષ્યભવમાં પણ પરસ્પર દર્શનથી આજ સુધી અસહ્ય વિયોગજનિત દુ:ખ ભોગવવું પડે છે. ચિત્રવેગ! આથી વિશેષ શું કહું? દીક્ષા લઇને પણ આપે રાગ ન છોડયો આથી આ આપત્તિ તમારા ઉપર આવી છે. દેવભવમાં આપનો મિત્ર જે ચંદ્રાર્જુન દેવ હતો તે ત્યાંથી ચ્યવીને ચિત્રગતિ રૂપમાં ઉત્પન્ન થયો. વસુમતી આર્યા જે ચંદ્રપ્રભા દેવી હતી તે ત્યાંથી ચ્યવીને પ્રિયંગુમંજરી રૂપે ઉત્પન્ન થઇ. આપના પૂર્વભવના મિત્ર ચિત્ર-

ગતિએ જ ઉપાયથી આપને કનકમાળા મેળવી આપી હતી. કર્મવશના કારણે તમને કનકમાળાનો વિયોગ થયો છે.

ચિત્રવેગ ! વધુ કહેવાથી શો લાભ ? તમે જે પૂછયું હતું તેનો મેં જવાબ આપ્યો. અન્યભવમાં કનકરથ નામે સાધુ જે આપના પ્રિય મિત્ર હતા તે દેવલોકમાં વિદ્યુત્પ્રભ નામે દેવ થયા. તે હું છું. આજ પણ હું તે દેવલોકમાં છું આથી તમારો મિત્ર હોવાથી મેં તમને આ સહાય કરી છે.



ચિત્રવેગે ત્યાર પછી પૂછ્યું : સુરવર ! તે સમયે મને મણિ આપીને આપ ઉતાવળથી ક્યાં જઈ રહ્યા હતા તે જણાવવા મહેરબાની કરશો ?

દેવે કહ્યું : સુંદર ! એ વાત પણ તમે સાંભળો. શશીપ્રભ દેવે મને આજ્ઞા કરી કે વિદ્યુત્પ્રભ ! તમે તુરત જ જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં કુશાગ્રપુર નગરમાં ધનવાહન મુનિવરની પાસે જાવ. તેમના દુશ્મને તેમને ધ્યાન ધરતાં જોઈ લીધા છે. વૈરનો બદલો લેવા તે મુનિ પર ઘણાં ઉપસર્ગ કરશે. હું પણ ઈન્દ્રની આજ્ઞા લઈને અહીં આવ્યો છું.

'ભલે જઉં છું' એમ કહીને હું તુરત જ ત્યાંથી નીકળી પડયો. ત્યાં રસ્તામાં મેં પ્રિયા સાથે ભાગતા તમને જોયા. અવધિજ્ઞાનના ઉપયોગથી મને જાણ થઈ કે આ તો મારો મિત્ર વિદ્યુત્પ્રભ છે અને નરવાહનના ભયથી તે ભાગી રહ્યો છે. અવધિજ્ઞાનથી મને એ પણ જોવા મળ્યું કે નરવાહન તેનો પીછો કરી રહ્યો છે. ત્યારે મને મારા પૂર્વ મિત્રને ઉપકાર કરવાનો વિચાર આવ્યો અને તમારી પાસે આવ્યો. પ્રાણરક્ષા માટે તમને દિવ્યમણિ આપીને હું સીધો ધનવાહન મુનિવર પાસે ગયો.

ત્યાં તેમને ઉપસર્ગ કરનાર દેવને મેં કહ્યું : રે નીચ ! દેવેન્દ્રો પણ જેને વંદના કરે છે, અને જેના હૈયે મિત્ર અને શત્રુ બંને સમાન છે તેવાં મુનિવરને તું ઉપસર્ગ કરીને કેવી રીતે તું બચી શકીશ ? મારા આ કડક શબ્દો સાંભળી તે ભવનપતિ દેવને આશ્ચર્ય થયું અને પળનાય વિલંબ વિના તે ત્યાંથી ભાગી ગયો. એટલામાં શુકલધ્યાનમાં મોહ નષ્ટ થઈ જતાં મુનિવરને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. દેવોએ દુંદુભી વગાડી. આ સાંભળી કેવળી ભગવંતને વંદના કરવા અનેક દેવો અને મનુષ્યો ત્યાં આવ્યા. મેં પણ વિનયપૂર્વક કેવળીની વંદના-પૂજા કરી. કેવળીએ મોક્ષસુખને માટે ધર્મોપદેશ આપ્યો. સમય જોઈ મેં પૂછ્યું. ભગવન્ ! આપે એ દેવનો કયો અપરાધ કર્યો હતો. જેથી તે પાપી આપને મારવા માટે આવ્યો હતો ? ત્યારે કેવલી ભગવંતે કહ્યું : "અન્ય ભવમાં તેની સાથે શું બન્યું હતું તે તમને કહું છું તે સાંભળો :

ધાતકી ખંડ વિદેહમાં ચંપા નામની નગરી છે. તેમાં પદ્મ નામે રાજા અને અમરકેતુ નામે યુવરાજ બંને સહોદર ભાઈઓ દેશવિરતિ અને નીતિથી રાજ્યધુરા સંભાળતા હતા. તે બંનેને જિન વચનમાં શ્રદ્ધા હતી અને બંને વચ્ચે ઘણો જ પ્રેમ હતો.

એક વખતે તેમની સભામાં નાસ્તિકવાદી કપિલ આવ્યો. તેણે જીવ, સર્વજ્ઞ અને મોક્ષની વાતોનું ખંડન કર્યું. યુવરાજે અનેક દાખલા દલીલોથી અને તર્કથી તેના મતનું ખંડન

કર્યું. જ્યારે કપિલ યુવરાજને જવાબ ન આપી શક્યો ત્યારે મંત્રી, મહંત અને સામંતોએ તેની મશ્કરી કરી.

સભામાં આમ પોતાનું અપમાન થવાથી કપિલ સભા છોડીને ચાલ્યો ગયો. બહાર આવીને તે વિચારવા લાગ્યો કે આજ સુધી મારો ક્યાંય પરાભવ થયો નથી. યુવરાજે મને કેવી રીતે પરાજય આપ્યો ? યુવરાજના વિચારથી કપિલને તેના પર ગુસ્સો આવ્યો. તેણે વિચાર્યું કે રાતના તેના ઘરે જઈ તલવારથી તેનું માથું કાપી નાંખીશ. એમ કરીશ ત્યારે જ મારા મનને શાંતિ થશે. આમ રૌદ્ર ધ્યાનમાં હિંસક વિચારો કરતો તે રાતના યુવરાજના ઘરમાં જઇ શૌચાલય આગળ સંતાઈ ગયો.

યુવરાજ રાતના શૌચાલય જવા માટે હાથમાં દીવો લઇ ત્યાં ગયો તો તેણે કપિલને ત્યાં હાથમાં તલવાર લઇને ઊભેલો જોયો. અંગરક્ષકોએ તુરત જ તેને પકડીને બાંધી લીધો. યુવરાજ સમજી ગયો કે પોતાની હાર થઈ છે તેથી તેનું વૈર વાળવા તે મને મારી નાંખવા માટે એ અહીં આવ્યો છે. પરંતુ તેની કાકલૂદી સાંભળીને તેમજ તેને મરણ ભયથી ધ્રૂજતો જોઈ યુવરાજને દયા આવી.

અપરાધી કપિલને યુવરાજે કહ્યું : નીચ ! તને તો નિર્દય રીતે મારી નાંખવો જોઈએ પણ મને તારી દયા આવે છે. તને હું જીવતો છોડી મૂકું છું પણ તું અહીંથી મારો દેશ છોડીને ચાલ્યો જા. યુવરાજે કપિલને જીવતો

છોડી દીધો એટલે તે એકદમ ત્યાંથી ભાગ્યો અને દૂર દેશમાં જઇને ભીલોની પલ્લીમાં રહેવા લાગ્યો.

થોડા વરસો બાદ પદ્મ રાજાએ પોતાના પુત્રને રાજ્ય આપીને યુવરાજની સાથે ગુરુની પાસે દીક્ષા લીધી. ગુરુની સાથે બંને ભાઈ વિહાર કરતાં એક સાર્થની સાથે રત્નપુર જઈ રહ્યા હતા. રસ્તામાં બંને ગુરુભાઈ સાર્થથી છૂટા પડી ગયા. માર્ગ ભૂલી ગયા. અને ફરતાં ફરતાં પાણી પીવા માટે એક પલ્લીમાં ગયા.

આ પલ્લી કપિલની હતી. મુનિઓને જોઈ કપિલે તેમને ઓળખી લીધા. તેણે મનમાં વિચાર કર્યો કે આ પાપીએ મને દેશ બહાર હાંકી કાઢયો હતો. આથી આજે તેનો બદલો લેવાની તક છે. કોઈ બનાવટ કરી તેને જરૂર મારી નાંખવો જોઇએ. આમ વિચારી ખૂબ જ વિનયથી તેણે મુનિઓને વંદના કરી અને પોતાના ઘરે જઇ ઝેરમિશ્રિત ભોજન વહોરાવ્યું તે પછી તેણે કહ્યું: "ભગવન્! આપ ખૂબ જ થાકેલા છો આથી ઘરના એકાંત સ્થાનમાં ભોજન અને વિશ્રામ કરો. અને સવાર પડે આપ અહીંથી વિહાર કરજો."

કપિલની ભક્તિને માન આપી બંને મુનિઓએ થોડો સમય આરામ કર્યો. આરામ કરીને સ્વાધ્યાય કર્યો અને જ્યાં તેઓ ભોજન લેવા બેઠા કે સન્નિહિત દેવતાએ અનુકંપાથી ભોજન ભેળવેલું વિષ કાઢી લીધું. ભોજન કરી ફરી તેઓ સ્વાધ્યાય કરવા લાગ્યા.

મુનિઓને મરેલા ન જોઈ કપિલ વિચારવા લાગ્યો કે ઝેર આપવા છતાં ય આ મરી કેમ ન ગયા ? લાગે છે કે મંત્રબળથી તેઓએ ઝેરની તાકાત નષ્ટ કરી નાંખી હશે. ભલે તેઓ ઝેરથી બચી ગયા. રાતના તેમને બીજી રીતે મારી નાંખીશ. પણ જ્યાં સુધી યુવરાજને મારી નહિ નાંખું ત્યાં સુધી મારા જીવને ચેન નહિ પડે.

રાતના સ્વાધ્યાય કરી મુનિઓ સૂઈ ગયા ત્યારે કપિલ તેમનો વધ કરવા તલવાર લઈને તેમની પાસે ગયો. પરંતુ મુનિઓની રક્ષા કરતી દેવીએ ગુસ્સામાં આવી એ જ તલવારથી કપિલને મારી નાંખ્યો.

રૌદ્ર ધ્યાનમાં મરીને કપિલ બીજી નરકમાં ગયો. મુનિ પણ નિરતિચાર શ્રમણ ધર્મનું પાલન કરી સૌધર્મ કલ્પમાં અપ્સરાઓથી સુશોભિત વિમાનમાં ઉત્પન્ન થયા. પદ્મ રાજા ત્યાં એક સાગરોપમ આયુષ્ય ભોગવીને ઐરવતદ્વીપમાં વિજય નગરીમાં ધનભૂતિ શ્રેષ્ઠીને ત્યાં સુધર્મ નામે પુત્રરૂપે ઉત્પન્ન થયો. અને દીક્ષા લઈને બીજા ભવમાં ચંદ્રાર્જુન વિમાનમાં શશિપ્રભ નામે દેવ થયો. તેનું આયુષ્ય પૂરા બે સાગરોપમનું થયું.

ભદ્ર ! વિદ્યુત્પ્રભ ! આજ પણ તે દેવ આપના વિમાનસ્વામી છે. જેની આજ્ઞાથી આપ આજ મારી પાસે આવ્યા છો. સમરકેતુ દેવલોકમાં આઠ પલ્યોપમથી પણ વધુ એક સાગરોપમનું આયુષ્ય ભોગવીને ત્યાંથી ચ્યવી આ ભરત-

ક્ષેત્રમાં કુશાગ્રપુર નગરમાં ભદ્રકીર્તિ રાજાની પ્રિયપત્ની સુબંધુદત્તાની કુક્ષીએ પુત્રરૂપે ઉત્પન્ન થયો. તેનું નામ ધનવાહન રાખવામાં આવ્યું.

યુવાન ધનવાહનને રાજ્ય સોંપીને તેના પિતા નરવાહને દીક્ષા લીધી. ધનવાહને પણ અનેક પૂર્વલક્ષ રાજ્યનું પાલન કરી પોતાના પુત્ર નરવાહનને રાજ્ય સોંપીને દીક્ષા લીધી. ભદ્ર ! વિદ્યુત્પ્રભ ! હું એ જ ધનવાહન છું. વિહાર કરતો કરતો આ નગરમાં આવ્યો છું.

પેલો કપિલ નરકમાં એક સાગરોપમથી વધુ સમય સુધી અનેક દુઃખોને ભોગવીને મગધ દેશમાં સામડ નામનો ભરવાડ બન્યો. બાલતપ કરી ઉપરુદ્ર નામનો તે દેવ બન્યો. મને અહીં જોઈ તેને પૂર્વ ભવનું વૈર યાદ આવ્યું. અને મારો વધ કરવા તે અહીં આવ્યો. આમ ટૂંકમાં મેં તમને તમારા પ્રશ્નનો જવાબ આપ્યો.

ચિત્રવેગ ! ત્યારબાદ મેં ફરી કેવળીને પૂછ્યું કે ભગવન્ ! મારું આયુષ્ય કેટલું છે ? અને મારો જન્મ ક્યાં થશે ? મારા પિતા કોણ હશે ? જૈન ધર્મનો ઉપદેશ મને કોણ આપશે ?

કેવળીએ કહ્યું : “ હવે એકવીસ કોડાકોડી વર્ષ આયુષ્ય તમારું બાકી છે. દેવલોકમાંથી ચ્યવીને હસ્તીનાપુરમાં શ્રી અમરકેતુ રાજાની દેવી કમલાવતીની કુક્ષીમાં પુત્રરૂપે ઉત્પન્ન થશો. પૂર્વભવનો વૈરી દેવ માતાની સાથે

તમારું અપહરણ કરશે. વિદ્યાધરનાં ઘરમાં મોટા થશો. દેવલોકથી આવતા તમે જેને દિવ્યમણિ આપ્યો તે તમારા પિતા હશે. સુપ્રતિષ્ઠ સૂરિની પાસે શ્રાવક ધર્મને સ્વીકારી સમ્યક્ત્વ પામી સંસારનો તમે અંત કરશો. કેવળીની આ વાત સાંભળી ત્રણ પ્રદક્ષિણા કરી મેં ફરીથી તેમને વંદના કરી અને ત્યાંથી ઉડીને આપની પાસે આવ્યો છું. હવે આપની આજ્ઞા પ્રમાણે કરું.

ત્યારે ચિત્રવેગે કહ્યું : સુરવર ! આપ મારી વાત સાંભળો. કાળો કકળાટ કરતી અને રડતી મારી પત્નીનું નરવાહન અપહરણ કરી ગયો છે. તેથી હું ખૂબ જ વ્યથિત છું. અવધિજ્ઞાનથી આપ તો બધું જ સ્પષ્ટ જોઇ શકો છો. આથી આપ મને એ જણાવશો કે તે અત્યારે કેવી હાલતમાં છે ? જીવે છે કે મરી ગઈ છે ?

થોડુંક મુશ્કરાઇને દેવે કહ્યું : "રડતી તમારી પત્નીનું અપહરણ કરી નરવાહન ગંગાવર્ત લઈ ગયો છે અને ત્યાં તેને પોતાનાં અંતઃપુરમાં રાખી છે. અંતઃપુરમાં તમારી પત્ની વિચારવા લાગી કે મારો પ્રિયતમ સર્પના ડંખથી મરી ગયો હશે. અને કદાચ જીવતો હશે તો પણ તેમનું દર્શન હવે થવું શક્ય નથી. આથી મારું જીવવું વ્યર્થ છે. આમ વિચારી તેણે ઉગ્ર ઝેર ખાઈ લીધું. ઝેર ખાતાં જ તે બેહોશ થઈ પૃથ્વી પર ઢળી પડી. અંતઃપુરમાં આથી હાહાકાર થઈ ગયો. આ સાંભળી નરવાહન વિદ્યાધર અંતઃ-પુરમાં આવ્યો. મંત્ર–તંત્રના પ્રયોગ કર્યા. તેના શરીર

પર વિષનાશક મણિ પણ બાંધ્યો. તેનાથી પણ ઝેર ન ઉતર્યું. ત્યારે નરવાહને વિષમંત્રના જાણકાર વિદ્યાધરોને બોલાવ્યા. તેમનાથી પણ કંઇ સુધારો ન થયો એટલે તેને મરેલી સમજીને નરવાહન તેનો અગ્નિસંસ્કાર કરવા સ્મશાનમાં લઇ ગયો. અને ચિતા પર મૂકી તેને આગ ચાંપી દીધી.

આટલું સાંભળતા તો ધનદેવ ! ચિત્રવેગના સાંધેસાંધા ઢીલા પડી ગયા. વજ્રાઘાત થયો હોય તેમ તે ભાંગી પડયો. મુદ્‌ગરનો જોરદાર ઘા ન પડયો હોય તેમ તે પરાણે દીર્ઘ નિઃશ્વાસ નાંખવા લાગ્યો. તેની આવી અવદશા જોઇ પેલા દેવે તેને શિતળ જળના છાંટા નાંખ્યા. ઉત્તરીય વસ્ત્રથી પવન નાંખ્યો. એક ક્ષણ બાદ તેની મૂર્ચ્છા ઉતરી ગઇ પરંતુ ત્યાં તો તે ફરીથી બેહોશ થઇ ગયો. પછી ઘણાં પ્રયત્ને તે સ્વસ્થ થયો. તેને નીચા મોઢે રડતો જોઇને દેવે તેને સમજાવ્યો કે "એક સ્ત્રી માટે તમે આટલું બધું શું રડો છો ? સુંદર ! અનંત સંસારમાં પરિભ્રમણ કરનાર જીવોના જીવનમા સંયોગ અને વિયોગના પ્રસંગો તો સો સો વખત આવે છે આથી ડાહ્યા જનોએ તો સંયોગમાં હર્ષ અને વિયોગમાં વિષાદ નહિ કરવો જોઇએ.

પૂર્વ ભવમાં શ્રમણત્વ પ્રાપ્ત કરીને પણ આપે અનુરાગ ન છોડયો આથી તેના પ્રભાવથી સ્વર્ગમાં પણ આપનું તેજ અને બળ ઓછા રહ્યા. અને આ જન્મમાં પણ વિયોગનું દુઃખ મેળવ્યું તો ય તમે તેના ઉપરનો રાગ નથી છોડતા ? આ બધા જ દુઃખોનું કારણ રાગ જ છે.

દેવની વાત સાંભળી ચિત્રવેગે કહ્યું : સુરવર ! મારી

જમણી આંખ ફરકે છે અને આપ પણ હસી રહ્યા છો. આપ મારા અન્ય જન્મમાં મિત્ર હતા તો તમે સાચેસાચુ કહો કે મારી પ્રિયા જીવે છે કે મરી ગઈ છે? જીવતી હોય તો તેના મને દર્શન કરાવો. નહિ તો હવે હું જીવી નહિ શકું.

ત્યારે દેવે હસતાં હસતાં કહ્યું. ભદ્ર! તમે તમારી પાછળ જુઓ. તમારી પ્રિયા પાછળ જ ઊભી છે.

ચિત્રવેગે પાછળ જોયું તો અલંકારોથી સજેલી પોતાની પ્રિયતમાને જોઈ. પણ તેનું મન તે માનવા તૈયાર ન થયું આથી તેણે ફરીથી પૂછ્યું : સુરવર! આપ મજાક છોડી સાચું કહો. નરવાહન હરી ગયો હતો તે જ મારી આ પ્રિયતમા છે કે આ તમારી દેવમાયા છે? કારણ મારા વિરહમાં ઝેર ખાઈને તે મરી ગઈ હોય તો પછી તે જીવતી કેવી રીતે હોઇ શકે?

દેવે કહ્યું : એ તમારી જ પ્રિયતમા છે તેમાં મારી કોઈ દેવમાયા નથી. હું જે રીતે તેને લઈ આવ્યો તેની વાત તમને કહું. કેવળી મહિમા કરીને જ્યારે હું આપની પાસે આવી રહ્યો હતો ત્યારે અવધિજ્ઞાનથી મેં જાણી લીધું હતું કે આપની પત્નીએ મરવાનો નિર્ણય કરી લીધો છે. ત્યારે મેં તેને લઈ તમારી પાસે આવવાનો નિર્ણય કર્યો.

ગંગાવર્ત જઈને જોયું તો તેના અંગો ઢીલા પડી ગયા હતા. મેં બધાની મંત્રશક્તિનો નાશ કરીને ઝેરને

થંભાવી દીધું. મરેલી જાણી નરવાહન તેનો અગ્નિસંસ્કાર કરવા સ્મશાન લઈ ગયો અને તેને ચિતા પર મૂકી તેનો અગ્નિ સંસ્કાર કરવા લાગ્યા ત્યારે તેનું ઝેર કાઢી લઈ તેને તમારી પાસે લઈ આવવા નીકળ્યો. તમારો તેના ઉપર કેટલો પ્રેમ છે તેની કસોટી કરવા મેં આ વાત કહી હતી. અને તેને સંતાડી રાખી હતી. પરંતુ હવે તમે મારામાં વિશ્વાસ રાખો. આ એ જ તમારી પ્રિયતમા કનકલતા છે.

દેવની વાત સાંભળી ચિત્રવેગ ખૂબ જ પ્રસન્ન થયો. દેવને પ્રણામ કરી હાથ જોડી તેણે કહ્યું: " આપે મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. આપની કૃપાથી હું હવે તદ્દન સ્વસ્થ છું. હવે આપ ફરમાવો હું આપના માટે શું કરું ?

દેવે કહ્યું: દેવ દર્શન અમોઘ છે. આથી તમે કહો તે તમને આપું. ચિત્રવેગે કહ્યું: આપ આપવા ઈચ્છો છો તો આપ એવી વસ્તુ આપો કે જેથી નરવાહન મને ફરીથી પરાભવ ન કરી શકે. દેવે કહ્યું: એ સમયે સ્ત્રીસહિત આપ ઉપર પ્રહાર કરી તેણે વિદ્યાધરની મર્યાદાનો ભંગ કર્યો છે આથી તેની વિદ્યા નષ્ટ થઈ ગઈ છે. હવે તે આપને હરાવી શકે તેમ નથી.

બીજી વાત એ છે કે તે સમયે મારા ભાવિ ભવને બતાવતા કેવળીએ કહ્યું હતું કે પૂર્વ વૈરી દ્વારા અપહરણ થનાર વિદ્યાધરેન્દ્રના ઘરે તમે વધશો હું માનું છું કે તે

વિદ્યાધરેન્દ્ર આપ જ છો. આથી હું આપને વૈતાઢયની દક્ષિણ શ્રેણીમાં બધા વિદ્યાધરોના રાજાઓનો સ્વામી બનાવું છું. મારા પ્રભાવથી આપને બધી વિદ્યાધર વિદ્યાઓ પઠિત સિદ્ધ થશે. વચન માત્રથી આપ બીજાની વિદ્યાઓ અને ઔષધિઓ વિફળ બનાવી શકશો. મોટા મોટા અભિમાની વિદ્યાધર વિનયપૂર્વક આપની આજ્ઞાનું પાલન કરશે આથી હમણા વૈતાઢયના સિદ્ધકૂટ શિખર પર જઈને શાશ્વત જિન પ્રતિમાઓનો અષ્ટાહ્નિકા મહોત્સવ કરી ધરણે-ન્દ્રને પ્રાર્થના કરી આપને બધી વિદ્યાઓ આપીને હું મારા સ્થાને જઈશ.

ચિત્રવેગે તે દેવને પ્રણામ કરીને કહ્યું : સુરવર! આ આપનો મહાન ઉપકાર ગણાશે. ત્યાર પછી મારી સાથે પ્રેમથી વાતો કરી. ઘણા જ આનંદથી આ મણિ આપીને એ દેવની સાથે કનકમાળા સહિત તે વિદ્યાધર આકાશમાં ઉડી ગયો. અને ધનદેવ! ત્યાર પછી હું ત્યાંથી ચાલીને મારા સ્થાને આવ્યો. "

ધનદેવ! આમ આ મણિની રોમાંચક કથા છે. આ બધા જ દુઃખોને દૂર કરનાર મણિ છે. ખાસ કરીને તે ઝેરને નષ્ટ કરે છે માટે ધનદેવ! મારી વિનંતીને માન આપી તમે આ દિવ્ય મણિનો સ્વીકાર કરો.

તેની વાત સાંભળી બોલવામાં ચતુર ધનદેવે કહ્યુ : આપના દર્શન અને આપનો પ્રેમ જ મારા માટે લાખો

મણિથી વધુ છે. ત્યારે સુપ્રતિષ્ઠે કહ્યું : આપ આ મણિનો સ્વીકાર કરશો તો હું મારા જીવનને ધન્ય માનીશ. આથી મારા સંતોષ ખાતર, મારું મન રાખવા પણ આપ આ મણિનો સ્વીકાર કરો. આમ સુપ્રતિષ્ઠનો ઘણો આગ્રહ જોઈ ધનદેવે તે દિવ્યમણિ લઈ લીધો.

ત્યારપછી સુપ્રતિષ્ઠે ફરી કહ્યું : ધનદેવ ! કુશાગ્રપુરથી પાછા ફરતા આપ અહીં જરૂરથી પધારશો. આ સ્થાન તો રસ્તામાં જ આવે છે માટે પાછા ફરતાં અહીં રોકાવાનું જરૂર રાખજો. આમ વાતોમાં રાત વીતાવી સવાર પડતાં ધનદેવ સાર્થની સાથે ત્યાંથી આગળ જવા નીકળી પડયો.

પરિજનસહિત પલ્લિનાથ ધનદેવને થોડે સુધી વળાવવા ગયો. પછી ધનદેવે તેને પ્રેમ અને વિનયથી પાછા જવા કહ્યું. વેસર પર ચઢીને ધનદેવ સાર્થની સાથે ત્યાંથી આગળ વધ્યો. થોડા દિવસમાં તે કુશાગ્રપુર પહોંચ્યો. ત્યાંના રાજા નરવાહનને મળીને તેને બહુમૂલ્ય વસ્તુઓ ભેટ આપી અને તેનો પ્રેમ જીતી લીધો. ત્યાં સાગર શ્રેષ્ઠીનું મકાન ભાડે લઈ પોતાનો સામાન ત્યાં મૂકાવ્યો.

ત્યાં રહી વેપાર ધંધો કરતાં ઘણો સમય પસાર થઈ ગયો. આ અરસામાં વેપાર કરતાં સાગર શ્રેષ્ઠીના પુત્ર શ્રીદત્ત સાથે ધનદેવને ગાઢ સંબંધ થઈ ગયો. એક દિવસ શ્રીદત્ત ધનદેવને ઘણાં પ્રેમ અને આદરથી પોતાના ઘરે જમવા માટે તેડી ગયો. ભોજન સમયે ધનદેવે

શ્રીદત્તની બહેન શ્રીકાંતાને જોઈ. તે પંખો નાંખી રહી હતી. ધનદેવે તેને ધ્યાનથી જોઈ શ્રીદત્તા પણ ધનદેવને જોઇ રહી હતી. ધનદેવે મનમાં વિચાર્યું કે આ લોકો જો મને આ કન્યા આપે તો તેની સાથેના લગ્ન જીવનથી મારો માનવભવ સફળ થઈ જાય. હું પોતે તેની માંગણી કરું અને જો તેઓ ના પાડે તો માનહાની થાય. પણ હું તો તેમની જાતિનો છું. વ્યસનરહિત છું. કન્યાને યોગ્ય પણ છું. આમ વિચારમાં ને વિચારમાં ધનદેવે ભોજન લીધું. શ્રીદત્તે આપેલું પાન ખાધું અને ત્યાંથી નીકળી પોતાના ઘરે આવી ધનદેવ શ્રીકાંતાના વિચારમાં જ સૂઇ ગયો.

આ બાજુ કામાતુર બની શ્રીકાંતા ગૃહોદ્યાનમાં કદલી-ગૃહમાં જઈને સૂઈ ગઈ. તે પણ ધનદેવના વિચાર કરતી હતી. એ સૂતી હતી ત્યાં જ તેને એક સાપે ડંખ માર્યો. વેદનાથી રડતી તે માની પાસે ગઈ અને કહેવા લાગી કે મા ! કોઈ કાળા નાગે મને ડંખ માર્યો છે. આટલું કહેતાં તો ઝેરની વેદનાથી ધડુમ કરીને તે જમીન પર પટકાઇ પડી.

શ્રીકાંતાના આ હાલ જોઇ તેના માતા–પિતા અને કુટુંબીજનો ચિંતાતુર બની ગયા. ઝેર ઉતારનારા માંત્રિક અને તાંત્રિકોને બોલાવ્યા. તેઓએ આવીને મંત્ર જાપ અને જડીબુટ્ટીના પ્રયોગ કર્યાં. માતા તો જોરશોરથી રડવા લાગી. પિતાએ તેને આશ્વાસન આપતાં કહ્યું : સુંદરી નૈમિત્તિકનું વચન યાદ કરી રડવાનું બંધ કરો. શોક છોડો. હમણાં

આપણાં જમાઈ મળશે. કારણુ સુમતિનું વચન કદી જુઠું નથી થતું. કમલાવતી માટે જે કહ્યું હતું તે સાચું પડ્યું છે.

હાજર રહેલા બધા જ માંત્રિકો ઝેર દૂર કરવામાં નિષ્ફળ ગયા ત્યારે દુઃખી થઈ માતા–પિતા, પરિજન બધા જ વિચારવા લાગ્યા કે શું નૈમિત્તિકનું વચન અસત્ય થશે ? છતાં ય નગારું વગડાવી ઘોષણા કરી કે શ્રીકાંતાને સાપ કરડયો છે છતાં કોઈ સાપનું ઝેર ઉતારી શક્યું નથી. કોઈ ઉતારનાર હોય તો જલ્દી આવે.

એટલામાં કોઈ કારણુસર ધનદેવ ત્યાં આવી પહોંચ્યો. મિત્રના પરિવારને વ્યાકુળ અને ચિંતાતુર જોઈ તેણે શ્રીદત્તને પૂછ્યું : “ તમે બધા આજ આમ આટલા બધા ચિંતામાં કેમ છો ? તમારાં મોં પડી કેમ ગયા છે ? શ્રીદત્તે કહ્યું : ‘ મારી બહેન શ્રીદત્તાને સાપ કરડયો છે. કોઈ માંત્રિક તેનું ઝેર ઉતારી શકયો નથી. આથી અમારી ચિંતાનો કોઈ પાર નથી. એક નૈમિત્તિકે કહ્યું હતું કે સાપનું ઝેર ઉતારી જે વ્યક્તિ શ્રીકાંતાને જીવતી કરશે તે તેના ભરથાર બનશે. લાગે છે કે નૈમિત્તિકનું વચન જુઠું સાબિત થવાનું છે. ધનદેવ ! હવે તેના જીવનની આશા અમે છોડી દીધી છે. બહેન મને ઘણી વહાલી છે. બધાને તે વ્હાલી છે. આથી અમે તેના આ હાલથી ચિંતામાં છીએ.

શ્રીદત્તની વાત સાંભળી ધનદેવના હૈયે આનંદ થયો. તેણે કહ્યું : “ તમે લોકો ચિંતા છોડી દો. નૈમિત્તિકનું વચન

સત્ય સાબિત થશે. પહેલાં તમે મને તમારી બહેન બતાવો. શ્રીદત્ત ધનદેવને શ્રીકાંતા પાસે લઈ ગયો. ધનદેવે પોતાના માણસને કહ્યું કે સુપ્રતિષ્ઠે આપેલો મણિ લઇ આવો. માણસ તુરત મણિ લઈ આવ્યો. નિર્મળ જળમાં મણિને ડૂબાડી તેનું પાણી શ્રીકાંતા પર છાંટતા જ શ્રીકાંતા જાણે ઊંઘમાંથી જાગતી હોય તેમ બેઠી થઈ ગઈ.

શ્રીકાંતાને જીવતી જોઈ આનંદથી શ્રીદત્ત સાગર શ્રેષ્ઠીએ કહ્યું : ધનદેવ ! હુવે આ કન્યા આપને આપી. પછી શુભ દિવસે બંનેના લગ્ન થયાં. શ્રીકાંતાની સાથે ધનદેવે કેટલાય મહિનાઓ સુધી વિષયસુખ ભોગવ્યું. ત્યાં સુધીમાં ધનદેવના માણસોએ ઘણો લાભ જોઈ પોતાનો બધો માલ સામાન વેચી દીધો. એક દિવસે ધનદેવે સસરાની વિદાય માંગી. શ્રેષ્ઠીએ પૂરતું ધન અને દાસ–દાસી આપી શ્રીકાંતાને વિદાય આપી.

ધનદેવે પ્રથમના માર્ગે જ કુશાગ્રપુરથી વિદાય લીધી. થોડા દિવસ બાદ તે સિંહગુફા પાસે આવી પહોંચ્યો. સુપ્રતિષ્ઠે કહ્યું હતું કે વળતી સમયે આ માર્ગે જ પાછા ફરજો. આમ વિચારી કેટલાક પરિજન સાથે ધનદેવ સિંહગુફા તરફ ગયો. ત્યાં પહોંચતા જોયું તો સિંહગુફાનું કોઈ નામનિશાન ન હતું. ક્યાંક આગમાં ખાખ થઇ ગયેલ ગાય ભેંસના શીંગડા વગેરે પડયા હતા. ક્યાંક સળગી ગયેલ ઘોડાઓની દુર્ગંધ હતી. ક્યાંક કૂતરાઓએ કોરી ખાધેલી વીરોની લાશ પડી હતી. ક્યાંક કૂતરાઓના ભયથી

શિયાળો ફેં ફેં કરતા હતા. ક્યાંક શિયાળોના અવાજથી ગીધો અહીંથી તહીં ઉડાઉડ કરી રહ્યા હતા. ક્યાંક ભીલોના બાળકોના હાડકા દેખાતા હતા. આ જોઇ ધનદેવને હૈયે અત્યંત દુઃખ થયું. તે વિચારવા લાગ્યો: હાય! આ શું થયું? આ ગુફા કોણે સળગાવી મૂકી હશે?

એટલામાં ઢગલા નીચે દટાયેલા કોકે કહ્યું: 'ધનદેવ! અહીં આવો. હું દેવશર્મા છું. મારા હાથ–પગ કપાઇ ગયા છે. મને ખૂબ જ તરસ લાગી છે. મને થોડું પાણી પાવ.' ધનદેવે તેના માટે પાણી લેવા એક માણસને મોકલ્યો. એટલા સમયમાં તેણે પૂછ્યું: 'દેવશર્મા! આ ગુફાને કોણે આગ ચાંપી? અને સુપ્રતિષ્ઠ ક્યાં છે?

દેવશર્માએ કહ્યું: "આજથી ત્રણ દિવસ પહેલાં સિદ્ધ-પુરથી એક માણસ આવ્યો હતો. તેણે એકાંતમાં સુપ્રતિષ્ઠને કહ્યું કે મને આપના પિતાના મંત્રી સુમતિએ આપની પાસે મોકલ્યો છે. તેમણે મને કહ્યું કે જઇને કુમા-રને કહો કે તમારા પિતા અત્યંત સંભોગના કારણે ક્ષયથી પીડાઈ રહ્યા છે. અને ટૂંક સમયમાં જ તેમનું મરણ નિશ્ચિત છે. સુરથ જનતાને ખૂબ જ ત્રાસ આપે છે. આથી સામંત મંત્રી તેનાથી નારાજ છે. બધા આપને ચાહે છે. આપને મારવા માટે કનકવતીએ એક સેના મોકલી છે. આથી આપ આપની રક્ષાની વ્યવસ્થા કરજો. આ માણસ આ માહિતી આપતો હતો ત્યાં જ સેના આવી પહોંચી. સેના ચતુરંગિણી હતી. આથી તેણે ગુફાને ઘેરી લીધી. ભીલોને સાથે લઇ સુપ્રતિષ્ઠ

સેનાની સામે યુદ્ધે ચડયો. ભયાનક યુદ્ધ થયું. ઘણાં ભીલ માર્યા ગયા. અમારી હાર થઈ. લેવા જેવી વસ્તુઓ લઈ લીધી અને ગુફાને સળગાવી મારી સેના ચાલી ગઇ. હું પણ યુદ્ધનો ભોગ બન્યો. સુપ્રતિષ્ઠ ક્યાં ગયાં તેની મને ખબર નથી.

ધનદેવે દેવશર્માને સમ્યક્ત્વ વ્રત આપી નવકાર મંત્ર સંભળાવ્યો. તે પણ હૃદયના ભાવથી વારંવાર નવકાર મંત્રનું રટણ કરવા લાગ્યો. એટલામાં માણસ પાણી લઈને આવ્યો. પાણી પીધું અને તે મરી ગયો. ધનદેવે ભારે હૈયે તેનો અગ્નિસંસ્કાર કરાવ્યો. એ પછી પોતાના માણસો દ્વારા સુપ્રતિષ્ઠની શોધ કરાવી. કયાંય તેની ભાળ ન મળતાં ધનદેવને ઘણું દુ:ખ થયું. તેણે દેવના વ્યવહારની અને સંસારની નિંદા કરી.

સુપ્રતિષ્ઠ જીવે છે કે નહિ. જીવતો હશે તો કયાં હશે વગેરે વિચાર કરતાં તે પોતાના રસાલા સાથે એક દિવસ હસ્તિનાપુર આવી પહોંચ્યો. તેને જોઈને માતા-પિતા, ભાઈ, મિત્રો અને કુટુંબીજનો ખૂબ જ ખુશી થયાં. પૂર્વ સ્નેહથી શ્રીકાંતા સાસુની આજ્ઞા લઈ પોતાના પરિજનની સાથે કમલાવતી પાસે ગઈ.

ઘણાં જ પ્રેમથી કમલાવતીએ તેને બાથમાં લઇ લીધી અને કહ્યું કે ઘણાં દિવસે તને જોઈ. સારું થયું તું પણ અહીં આવી ગઇ. દેવીએ તેનું ઉચિત સન્માન કર્યું. થોડી વાર વાતચીત કર્યા બાદ શ્રીકાંતાએ કહ્યું: હમણાં હું મારા ઘરે જઉં છું. કમલાવતીએ કહ્યું કે અહીં

રોજ આવતી રહેજે. 'જરૂર આવીશ' એમ કહી શ્રીકાંતા પોતાના ઘરે ગઇ.

સાસરામાં કમલાવતી સાથે પ્રેમાલાપ કરતાં અને ધનદેવ સાથે વિષયસુખ ભોગવતાં ઘણો સમય પસાર થઈ ગયો. એક દિવસે ઋતુસ્નાન કરી સ્વામીની સાથે સૂતાં રાતે પાછલા પહોરે તેણે એક સ્વપ્ન જોયું. સ્વપ્ન જોતાં જ તે જાગી ગઈ અને ધનદેવને કહ્યું : પ્રિયતમ! મેં મારા મોંમાં ચંદ્રને પ્રવેશ કરતો જોયો. એ જોતાં જ હું જાગી ગઈ."

ધનદેવે કહ્યું : સુંદરી! સ્વપ્ન પ્રમાણે સકલ વણિક-વર્ગમાં તને શ્રેષ્ઠ પુત્ર થશે. શ્રીકાંતાએ કહ્યું શાસન દેવના પ્રભાવથી એમ જ થાય. એમ કહી તેણે સાલ્લાના છેડાની ગાંઠ બાંધી. એ રાતે શ્રીકાંતાની કુક્ષીમાં ગર્ભ ઉત્પન્ન થયો. એ વાતને બે મહિના થયા. ત્રીજા મહિને તેને અભયદાનનો દોહદ ઉત્પન્ન થયો. ધનદેવને તેણે વાત કરી. ધનદેવે તેનો દોહદ પૂરો કર્યો. ક્રમશઃ સમય પૂરો થતાં શુભ ગ્રહો ઉચ્ચ સ્થાને હતા ત્યારે શુભકરણ મુહૂર્તમાં શ્રીકાંતાએ પુત્રને જન્મ આપ્યો.



પ્રસૂતિ કર્મમાં કુશળ સ્ત્રીઓએ સરળતાથી પ્રસૂતિ પતાવી દીધા બાદ તેમ જ ગૃહદાસીઓએ પ્રસન્ન મનથી તાત્કાલિક કામ પતાવી દીધા બાદ, કુટુંબીજનો જ્યારે આનંદથી ગીતો ગાવા લાગ્યા ત્યારે શેઠે વધાઇની શરૂઆત કરી. નગરની સ્ત્રીઓ હાથમાં અક્ષતપાત્ર લઇને મહેલમાં આવવા લાગી. રમણીઓ મુખ મંડનના કામમાં લાગી ગઈ, મુખ્ય દ્વાર પર વંદનમાળા લગાવી. લોકો પરિપૂર્ણ કળશ લઈ દરવાજા પર ઊભા હતા. નટનટીઓનો સંગીત કાર્યક્રમ જોનાર તથા સાંભળનારાઓને પાન અપાતા હતા. શેઠે અહિંસાની ઘોષણા કરાવી. કેદીઓને છોડાવ્યા. ગરીબ અને અનાથોને દાન આપ્યું. દરેક જિનમંદિરમાં સ્નાત્ર પૂજા ભણાવી. વસ્ત્રાદિથી સાધુઓનું સન્માન કર્યું. સ્વજનોને ભોજન કરાવ્યું. નગરના શ્રીમંતોનું ગૌરવ કર્યું. આ પ્રમાણે આનંદ ઉલ્લાસપૂર્વક પુત્રજન્મનો મહોત્સવ ઉજવાયો.

બારમા દિવસે ઉપહાર લઈ રાજાની પાસે જઇને ધનદેવે વિનયપૂર્વક રાજાને કહ્યું : મહારાજ! શેઠની વિનંતીનો સ્વીકાર કરી દેવી સાથે આપ આજ અમારે ત્યાં ભોજન માટે પધારો. હસતાં હસતાં રાજાએ કહ્યું : શું આ શેઠનું ઘર નથી? શેઠજી તો પિતા સમાન છે. સમસ્ત

રાજ્યની તે ચિંતા કરે છે આથી શેઠજી જે કહે તે મારે કરવું જોઇએ.

'આપનો ઘણો ઉપકાર' એમ કહી ધનદેવ પોતાના ઘરે પાછો આવ્યો અને સમયોચિત કામ કરાવ્યા. એટલામાં હાથણી ઉપર સવાર થઈને દેવી સહિત રાજા શેઠના ઘરે આવ્યો બંદીજને જયનાદ કર્યો. માંગલિક કર્યા બાદ રાજા દેવી સહિત હાથણી ઉપરથી નીચે ઉતર્યો અને મુક્તાફળ વિરચિત સિંહાસન પર બેઠો. સુંદર રમણીઓએ તેની આરતી ઉતારી. ત્યારબાદ પોતાના પરિજનો સાથે ઉત્તમ ભોજન કરી રાજા જ્યારે પરવાર્યો ત્યારે ધનદેવે વિનમ્રતાથી કહ્યું · "કહ્યું :" મહારાજ ! દેવીની પ્રિય બહેન કહે છે કે પિતાના ઘરે હોત તો પહેલાં વણિક સ્ત્રીઓ પ્રવેશ કરત પરંતુ કોઈ કારણવશ મારાથી તેમ નથી થયું. આથી દેવી દર્શનથી હું આને જ પિતૃગૃહ માનું છું. આથી દેવી જો અહીં સુધી આવશે તો હું મારી જાતને વધુ ભાગ્યશાળી માનીશ.

ધનદેવની આ વાત સાંભળી રાજાની આજ્ઞાથી કંચુકી સહિત દેવી શ્રીકાંતાની પાસે ગઈ. મનોરમાએ ચંદન, આભૂષણ, વસ્ત્ર આદિથી દેવીની પૂજા કરીને તેના પુત્રનું નામ પાડવાની પ્રાર્થના કરી. દેવીએ કહ્યું કે નામ તો આપ જ પાડો એ જ યોગ્ય છે. છતાંય આપના વચનનું મારે માન જરૂર રાખવું જોઈએ. એમ કહી કોમળ હાથોથી બાળકને પોતાના ખોળામાં લઇ દેવીએ કહ્યું કે ધનદેવ

દ્વારા શ્રીકાંતાએ આ બાળકને જન્મ આપ્યો છે. આથી માતા-પિતા બંનેના નામના આધાર પર બાળકનું નામ 'શ્રીદેવ' જાહેર કરું છું. દેવીએ ઘણું સુંદર નામ પાડ્યું એમ કહીને સ્ત્રીઓએ મંગળગીતો ગાયા.

ત્યારબાદ અત્યંત સુકુમાર હાથપગવાળા તે સુંદર બાળકને જોઇ રાણી મનમાં ને મનમાં વિચારવા લાગી કે મારી બેનપણીને ધન્ય છે કે તેણે આવા સુંદર પુત્રને જન્મ આપ્યો. મારું જીવન તો સર્વથા બેકાર છે. મને જો પુત્ર નથી તો મારું રાજ્ય પણ વ્યર્થ છે. આમ વિચારતી સખીથી વિદાય લઈ રાજાની સાથે તે પોતાના ઘરે ગઈ.

પુત્રજન્મ માટે રાણી વ્યાકુળ બની ગઈ. ખિન્ન પણ રહેવા લાગી. મૂર્છિત, ધ્યાનસ્થ યોગિનીની જેમ તે બધા કામોથી ઉદાસીન થઇ ગઈ. તેનું શરીર નબળું પડતું ગયું. મોં કાળું પડી ગયું. રાજાએ તેના આવા હાલ જોઈ પૂછ્યું : દેવી! આપનું શરીર આમ કેમ ગળતું જાય છે? સ્વાધીન મારા જેવો સેવક હોવા છતાં આપની કઈ ઇચ્છા પૂરી નથી થતી?

આંસુથી સ્તનને સીંચતી દેવીએ કહ્યું : પ્રિયતમ! આપની કૃપાથી મારી બધી ઈચ્છાઓ પૂરી થઈ છે. કોઈ એવું સુખ નથી જે મને આપની કૃપાથી ન મળ્યું હોય. પરંતુ એક પુત્ર દર્શનનું સુખ મને સ્વપ્નમાં પણ નથી મળતું. તે સ્ત્રીઓ ધન્ય છે કે સ્તનપાન કરાવતી પોતાના

પુત્રને રાત દિવસ જુવે છે. શ્રીકાંતાના લગ્ન મારા પછી થયા. તેને ત્યાં આજે પુત્ર પારણે ઝુલે છે. આથી દેવ ! આપ મને પુત્ર આપો નહિ તો હું પ્રાણત્યાગ કરીશ.

રાજાએ કહ્યું : દેવી ! એ માટે તમે ચિંતા ન કરો. દેવતાઓની આરાધના કરી હું તમારો મનોરથ જરૂર પૂરો કહીશ. એમ કહી જિનેન્દ્ર પ્રતિમાની પૂજા કરી, બધા આભૂષણો ઉતારી, સફેદ વસ્ત્ર પરિધાન કરી, પૌષધ-શાળામાં જઈ, વિધિપૂર્વક અષ્ટમભક્ત લઇ કુશાસન પર બેસી રાજા કહેવા લાગ્યો કે જિનશાસનમાં ભક્તિ રાખનાર દેવ કે દાનવ જે હોય તે જલ્દી આવી મારા મનોરથ પૂર્ણ કરે. આ પ્રમાણે ચિંતનમાં રાજાએ ત્રણ દિવસ પસાર કર્યા. ત્યારે રાતના ચોથા પ્રહરમાં પોતાના તેજથી અંધકારનો નાશ કરનાર એક પુરુષને જોઈ રાજા વિચારવા લાગ્યો કે માનવ શરીરમાં આવું તેજ હોઈ ન શકે. બીજું તેના ચરણ ધરતીને પણ અડતા નથી આથી આ જરૂર દેવ હશે. આમ રાજા વિકલ્પ કરતો હતો ત્યાં દેવે રાજાને કહ્યું : અમરકેતુ રાજન્ ! ઉગ્ર તપથી શું આપ કલાન્ત નથી ? રાજાએ પૂછ્યું : આપ કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? દેવે કહ્યું : રાજન્ ! આશ્ચર્ય થતું હોય તો સાંભળો !

હું ઇશાન કલ્પવાસી દેવ છું. ચ્યવનનો સમય નજીક જાણી પરલોકના હિત માટે તીર્થંકરને વંદના કરવા માટે વિદેહમાં ગયો. ત્યાં મેં ભગવાનને પૂછ્યું "ચ્યવન

થયા બાદ મારો જન્મ ક્યાં થશે ? ત્યારે તીર્થંકરે કહ્યું કે ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નગરમાં પુત્રની ઈચ્છાથી પૌષધ શાળામાં પૌષધ લઈ બેઠેલા શ્રી અમરકેતુ રાજાના તમે પુત્ર થશો. તેમનું વચન સાંભળી રાજન્ ! હું આપની પાસે આવ્યો છું. હવે આપ ચિંતા ન કરશો. હું આપનો પુત્ર થઈશ રાજન્ ! આપ આ કુંડલ લો. જે દેવીથી પુત્ર ચાહતા હો તેને આ કુંડલ આપજો. એમ કહી કાનથી કુંડલ ઉતારી રાજાને આપી દેવ અદૃશ્ય થઈ ગયો.

રાત પૂરી થતાં દેવીની પાસે જઈ ઘણા આનંદથી દેવદર્શન વગેરેની બધી વાત કરી. રાણીને કુંડળ આપીને પ્રાતઃકર્મ કરીને આહાર દાનથી સાધુઓનો સત્કાર કરી રાજાએ પારણું કર્યું. તે બાદ બીજા દિવસે ઋતુ સ્નાતા દેવીએ રાતના પાછલા પ્રહરમાં સ્વપ્ન જોયું. તેનું શરીર ધ્રૂજવા લાગ્યું. રાજાએ પૂછ્યું : આમ એકાએક ધ્રુજો છો કેમ ?

રાણીએ કહ્યું : પ્રિયતમ ! હમણાં મેં એક સ્વપ્ન જોયું કે એક સુવર્ણ કળશ મારા મોંમાં પ્રવેશીને બહાર નીકળે છે. કોઇ તેને ફોડવા દૂર લઇ જાય છે. પછી ઘણા સમય બાદ દૂધથી ભરેલા તે કળશને મેળવીને મેં સફેદ માળાથી તેની પૂજા કરી. આ પ્રમાણે આરંભમાં દુઃખદાઇ પરંતુ સુખદ પરિણામવાળા સ્વપ્નને જોઇ મારું શરીર કંપી રહ્યું છે.

રાણીની વાત સાંભળી શોકિત થઇ રાજાએ કહ્યું : દેવી ! આ સ્વપ્ન પુત્ર લાભ સૂચવે છે. આ સ્વપ્નફળ જાણકારોને

પૂછીને વિશેષ માહિતી પછી જણાવીશ. તમે જરા ય ચિંતા ન કરશો.

સવારે સભામાં જઈને રાજાએ સ્વપ્ન ફળના જાણકાર વિદ્વાનોને બોલાવ્યા. સામંત, મંત્રી આદિથી ભરેલી સભામાં સ્વપ્ન ફળના જાણકારો રાજાની પાસે બેઠા. રાજાએ તેમને દેવદર્શનથી માંડી સ્વપ્નદર્શન સુધીની બધી માંડીને વાત કહી અને કહ્યું કે તમે લોકો સારી રીતે જોઈને સ્વપ્નનું ફળ જણાવો. આ સાંભળી તે લોકો સ્વપ્ન ફળનો વિચાર કરવા લાગ્યા. ત્યાં ધનદેવે કહ્યું : રાજન્! આપ સ્વપ્નફળ જાણવા માટે આ વૃત્તાંત ધ્યાનથી સાંભળો :–

જંગલમાં મેં ભીલપતિને જોયો. સાપોથી બંધાયેલા ચિત્રવેગને તેણે મણિના પ્રભાવથી બચાવ્યો. તે પોતાની જીવનકથા કથા કહી રહ્યો હતો ત્યાં એક દેવ આવ્યો. તે દેવે કુશાગ્રનગરમાં કેવળીના દર્શન કર્યાં. ભાવિ ભવનો પ્રશ્ન પૂછતાં કેવળીએ તેને કહ્યું કે આપ શ્રી અમરકેતુ રાજાનાં પુત્ર થશો. પૂર્વવૈરી તમારું દેવમાતા સાથે અપહરણ કરશે અને આપ ચિત્રવેગ વિદ્યાધરના ઘરમાં મોટા થશો.

મારું માનવું છે કે તે વિદ્યુત્પ્રભ દેવ દેવીની કુક્ષીમાં આવ્યો છે. કારણ કેવળીનું વચન ક્યારેય મિથ્યા થતું નથી. પૂર્વવૈરી દેવ પુત્રનું અપહરણ કરશે. વિદ્યાધરના ઘરમાં તે મોટા થશે. અનેક વિદ્યાઓની સાધના કરી પોતાની માતાને મેળવશે. ઇષ્ટ કન્યાનું દાન માલાપૂજન હશે. રાજન્! મારા મતે આ સ્વપ્નાફળ હોય એમ જાણાય છે.

ધનદેવની વાત સાંભળી સ્વપ્ન ફલના જાણકાર વિદ્વાનો ચકિત થઇ ગયા. તેમણે કહ્યું : રાજન્! શ્રેષ્ટીપુત્રે બરાબર સત્ય ફળ બતાવ્યું છે. પછી રાજાએ પાન આદિ આપી આદર પૂર્વક સૌને વિદાય આપી. રાજાએ ફરી ધનદેવને પૂછ્યું કે દેવીના વિરહને અટકાવવાનો કોઇ ઉપાય નથી ?

ધનદેવે કહ્યું : કેવળીનું વચન મિથ્યા નહિ થાય, છતાં પણ કંઇક ઉપાય તો જરૂર કરવો જોઇએ. પલ્લી-પતિએ મને આ દિવ્યમણિ આપ્યો હતો. તેની શક્તિ અગાધ છે. તેના ફળ અનેક વખત જોવા મળ્યા છે આથી આ મણિ દેવીને આપી દો. જેથી પૂર્વ વૈરી અપહરણ ન કરી શકે અને કદાચ તે દેવીનું અપહરણ કરી પણ જાય તો તે દેવીનું કોઈ નુકસાન નહિ કરી શકે. માટે રાજન્! આપ કોઇ વાતની ચિંતા કે શોક ન કરો.

સ્વપ્નના અનિષ્ટ ફળને દૂર કરવા માટે જિનમંદિરોમાં અષ્ટાહ્નિકા મહોત્સવ કરાવો. વસ્ત્રાદિથી સાધુઓની ભક્તિ કરો. અભયદાનની ઘોષણા કરાવી અભિગ્રહ તથા તપમાં પ્રવૃત્ત થાવ. એમ કહી ધનદેવે રાજાને વીંટી ભેટ આપી. તેમને પ્રણામ કર્યાં અને વિનયથી વિદાય લઇ પોતાને ઘરે આવ્યો.

દેવીભવનમાં જઇ રાજાએ બધી જ વાત દેવીને કહી અને વીંટી આપી કહ્યું : દેવી! આ વીંટી હંમેશાં પહેરી રાખજો. ક્યારેય તેને કાઢશો નહિ. તેના પ્રભાવથી ક્ષુદ્ર શત્રુ સામે નથી આવી શકતો. રાજાએ જિનમંદિરમાં પૂજા

ચાત્રાદિ માંગલિક કાર્ય કર્યાં. કમલાવતી ગર્ભિણી બની. સાતમે મહિને દેવીને દોહદ થયો. શરમના લીધે પોતાનો દોહદ કોઇને કહી શકી નહિ આથો તેનુ શરીર સૂકાવા લાગ્યું. રાણીની આ દશા જોઈ રાજાએ પૂછ્યું કે તમારી કઈ ઈચ્છા પૂરી નથી થતી જેથી તમે આમ રોજ નકાતા જાવ છો? ત્યારે દેવીએ કહ્યું કે હાથી પર ચઢી તમારા ખોળામાં બેસી યાચકોને દાન દેવાની મને ઇચ્છા થઇ છે. અને આપ તે સમયે છત્ર ધારણ કરતા હો તેમ મન થાય છે. રાજાએ કહ્યું: ભલે તમારા દોહદને હું સત્વરે પૂરો કરું છું.

ત્યાર બાદ એક હાથીને અલંકારો વગેરેથી શણગારવામાં આવ્યો. રાજા તેના પર ચડયો અને રાણી તેની ગોદમાં બેઠી. રાજાએ પોતાના હાથમાં મુકતાફળથી સુશોભિત ધવલ આતપત્ર લીધું. લોકો સ્તુતિ ગાવા લાગ્યા. અનેક પ્રકારના વાજા વાગવા લાગ્યા. રાણી નગરનાં સમસ્ત યાચકોને દાન આપવા લાગી. નર–નારીઓ રાણીની પ્રશંસા કરવા લાગ્યા.

સમય જતાં હાથી નગરની બહાર આવ્યો ત્યાં તે એકાએક ગાંડો થઇ ગયો. અને લોકોને ભય પમાડતો ખૂબ વેગથી ઇશાન દિશા તરફ દોડયો. લોકોએ “દોડો દોડો, પકડો પકડો”ની બૂમો મારી હાથીનો પીછો પકડયો, રાજાએ રાણીને કહ્યું કે હાથી ગાંડો થઈ ગયો છે. આથી આપણે

નીચે ઉતરી જઈએ, નહિ તો જંગલમાં ક્યાંક લઈ જઈ તે આપણને નીચે ગબડાવી દેશે.

રાણીએ કહ્યું કે હું કેવી રીતે નીચે ઉતરું ? રાજાએ કહ્યું કે જુઓ ત્યાં એક વડનું ઝાડ દેખાય છે. તેની નીચેથી હમણાં હાથી પસાર થશે. ત્યારે વડની ડાળ પકડી લેજો. રાજા આમ કહી રહ્યો હતો ત્યાં હાથી વડ નીચે આવી ગયો. રાજાએ ડાળ પકડી લીધી પણ રાણી ડાળ પકડી શકી નહિ. અને રાજા કંઇ વિચારે તે પહેલાં તો હાથી આકાશ માર્ગે ઉડયો. હાથીને આકાશમાં જતો જોઈ રાજા વિચારવા લાગ્યો કે કેવળીનુ વચન મિથ્યા નથી થતું. જરૂર કોઇ પૂર્વ વૈરી દેવ હાથીનું રૂપ ધારણ કરીને આવ્યો હશે અને હવે તે દેવીનું અપહરણ કરી જાય છે. એટલી વારમાં તો હાથી અદૃશ્ય થઈ ગયો.

થોડીવારમાં હાથીનો પીછો કરતી સેના રાજા પાસે આવી પહોંચી. રાજાએ રાણીનો પત્તો મેળવવા માટે સમરપ્રિય આદિ મોટા મોટા વીરોને સેનાની સાથે હાથી જે રસ્તે ગયો હતો તે રસ્તે મોકલ્યા. રાજાના શોકનો પાર ન હતો. સામંત મહંત આદિ સૌએ રાજાને ખૂબ આશ્વાસન આપ્યું અને તેમને સમજાવીને નગરમાં લાવ્યા. દેવીના વિરહથી રાજાનું મન રાજ્ય પરથી વિરક્ત થઈ ગયું. તે સતત કમલાવતીને મેળવવાની આશામાં જ ઝૂરતો હતો. થોડા સમય બાદ સમરપ્રિય આદિ વીરો સહિત સેના અત્યંત દીન તથા મલિનમુખે પાછી ફરી. રાજાએ

તુરત જ પૂછ્યું · શું તે દુષ્ટ હાથી મળ્યો? શું દેવીનો પત્તો મળ્યો? દીર્ઘ નિઃશ્વાસ નાંખી સમરપ્રિયે કહ્યું :

"રાજન્! હાથીની દિશામાં ચાલી જંગલમાં પહોંચી અમે ઘણી શોધખોળ કરી પરંતુ ક્યાંય હાથી કે દેવીની ભાળ ન મળી. ભીલોને પૂછી ઘણે દૂર ગયા. ત્યાં એક જીર્ણવસ્ત્રધારી યાત્રીએ કહ્યું કે સાત દિવસ પહેલાં પદ્મોદર નામના સરોવરમાં આકાશમાંથી મહિલા સહિત પડતાં એક હાથીને મેં જોયો હતો. પછી ગાઢ જંગલમાં સરોવરના કિનારે વિચરતા હાથીને જોયો હતો પણ કોઈ મહિલાને ત્યારે મેં જોઈ ન હતી. તેની વાત સાંભળી મેં કહ્યું : ભદ્ર! તમે મને જલ્દીથી એ સરોવર બતાવો. તે અમને પદ્મોદર સરોવર પાસે લઈ ગયો. આખું સરોવર અમે ઉલેચી જોયું. ક્યાંય હાથી કે દેવીનો પત્તો ન લાગ્યો. પછી ત્યાંથી એક જોજન દૂર ગયા તો હાથી મળ્યો. પણ શોધવા છતાંય દેવી જોવા ન મળ્યા. રાજન્! દેવી ક્યાં તો સરોવરમાંથી બહાર નીકળી કોઈ વસ્તીમાં ગયા હશે. અથવા સરોવરમાં ડૂબી ગયા હશે, અથવા એમ પણ બન્યું હોય કે જંગલી જાનવરોએ તેમને ફાડી ખાધા હોય.

સમરપ્રિય આમ પોતાનો શોધ અહેવાલ આપી રહ્યો હતો ત્યાં દ્વારપાળે આવી વિનય પૂર્વક કહ્યું રાજન્! દરવાજે સુમતિ નૈમિત્તિક ઊભા છે. એ સાંભળતાં જ રાજાએ કહ્યું : શું તે એ જ સુમતિ નૈમિત્તિક છે કે જેમના

આદેશથી નરવાહને મને દેવી આપી હતી? મંત્રીએ કહ્યું કે રાજન્! હા, તે જ સુમતિ છે. રાજાએ કહ્યું: તેમને જલ્દી અંદર લઈ આવો. તેમને હું દેવીની વિગતો પૂછીશ.

સુમતિ નૈમિત્તિક રાજસભામાં આવ્યા ત્યારે રાજાએ સત્કારથી પૂછ્યું "શું દેવી જીવે છે? સુમતિએ ઉપયોગ મૂકી કહ્યું કે "હા, દેવી જીવે છે." રાજાએ પૂછ્યું:" તેમનું મિલન મને ક્યારે થશે?" ફરી ઉપયોગ મૂકી સુમતિએ કહ્યું: રાજન્! સ્વપ્નમાં જ્યારે આપ પુષ્પમાળા જોશો તે પછી એક મહિના બાદ તેમનું મિલન થશે." "રાજાએ ફરીથી પૂછ્યું: ગર્ભમાં શું છે?" સુમતિએ કહ્યું: "પુત્ર થશે પરંતુ જન્મ થતાં જ તેને માતાનો વિયોગ થશે" રાજાએ ફરી પૂછ્યું. "માતાના વિયોગથી તે જીવશે કે નહિ? અને તે ક્યાં મોટો થશે?" અને તેનું મિલન મને ક્યારે થશે?" સુમતિએ કહ્યું." પુત્ર ઘણું લાંબુ જીવશે એ હું કહી શકું પરંતુ તે ક્યાં મોટો થશે તે કહી શકતો નથી. કુસુમાકર ઉદ્યાનમાં એક કન્યા ગબડશે તે બાદ તુરત જ તમને તમારા પુત્રનું મિલન થશે."

સુમતિનું નિમિત્ત સાંભળી રાજા પ્રસન્ન થયો. લાખ સોનામહોર આપી સુમતિનું સન્માન કર્યું અને રાણી તેમ જ પુત્રના મિલનની આશાથી હવે તેનું મન ફરી સ્વસ્થ થઈ ગયું. સુમતિ પણ ચાલ્યો ગયો. થોડા દિવસ બાદ એક રાતે રાજાએ સ્વપ્નમાં જોયું કે ઉત્તર દિશા તરફ જતાં કુવામાં પડેલી અર્ધ મ્લાન સફેદ ફુલોની માળા

પડી હતી. તેને હાથમાં લેતાં જ તે માળા સુગંધિત અને તાજી બની ગઈ. આ સ્વપ્ન જોતાં જ રાજા જાગી ગયો. અને તેણે વિચાર કર્યો કે સુમતિએ કહ્યું હતું તેવું જ સ્વપ્ન મેં જોયું છે. આથી ઉત્તર દિશામાં જવાથી દુઃખમાં પડેલી દેવીનું જરૂર મિલન થશે. આમ વિચારી પરદેશ જોવાના બહાને થોડી સેના લઈ રાજા નગરની બહાર નીકળી ગયો.

કેટલાક દિવસ બાદ એક પર્વતની પાસે ગાઢ જંગલમાં સેનાએ પડાવ નાંખ્યો. ત્યારે રાજાની ચામર-ધારિણી, લાંબા ઘાસથી ઢંકાયેલ એક કૂવામાં ભૂલથી પડી ગઈ. રાજાએ દોરડાથી તેને બહાર કાઢવા આદેશ આપ્યો. એક માણસ દોરડાથી અંદર ઉતર્યો. ત્યાં જઈ આમતેમ દેખતાં તેણે નીચેના ભાગમાં એક યુવતીને જોઇ. તેને જોઈ પૂછ્યું : સુંદરી ! આમ અંધારામાં ભયથી કેમ ધ્રૂજી રહ્યા છો ? તમે કોણ છો ?" અનેકવાર પૂછવા છતાં ય તેણે કોઈ જવાબ ન આપ્યો. તેટલીવારમાં 'ચામરધારિણી જીવતી મળી આવી. એને બહાર લાવી તેણે કહ્યું : રાજન્ ! કૂવામાં એક બીજી યુવતી પણ છે. પૂછવા છતાં ય તે કશો જ જવાબ નથી આપતી. ભયથી તે ધ્રૂજી રહી છે.

એટલામાં રાજાની જમણી આંખ ફરકવા લાગી. રાજાએ વિચાર્યું. શું એ યુવતી દેવી હશે ? પરંતુ આ જંગલમાં અને તે ય કૂવામાં દેવી કયાંથી હોઈ શકે ? પરંતુ કર્માધીન જીવોનું કયાંય પણ હોવું અસંભવિત નથી.

પરંતુ જો દેવી હશે, હોય તો સારું નહિ તો બીજી સ્ત્રીને બચાવવાનો પણ મારો ધર્મ છે. આમ વિચારી રાજાએ ફરી પેલા માણસને કૂવામાં દોરડાથી ઉતરી બીજી યુવતીને બહાર લાવવા આજ્ઞા કરી.

કૂવામાં ઉતરી પેલા માણસે કહ્યું : સુંદરી ! અમરકેતુ રાજાની આજ્ઞાથી તમને આ નરકાગાર જેવા કૂવામાંથી બહાર કાઢવા હું ફરીથી આવ્યો છું અમરકેતુનું નામ સાંભળતાં જ માળખા પર રાણી ચઢીને બહાર આવી ગઈ. તે એટલી બધી સૂકાઇ ગઈ હતી કે રાજા તેને ઓળખી પણ ન શકયો. રાજાને જોઇ રાણી ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. રાજા તેને લઈને પોતાના સ્થાને આવ્યો. ત્યાં તેની દયનિય હાલત જોઈ પરિજન પણ રડવા લાગ્યા. ત્યારબાદ કંઈક સ્વસ્થ થતાં રાજાએ રાણીને પૂછયું : હાથી તમને કયાં લઈ ગયો હતો ? આ કૂવામાં કેવી રીતે અને ક્યારે પડયા ? અને આ ભયાનક જંગલમાં કેવી રીતે આવ્યા ?

કમલાવતીએ કહ્યું : રાજન્ ! સાંભળો. હું મારી વીતક કથા કહું છું. આપે જયારે વડની ડાળી પકડી લીધી ત્યારે હું ડાળ પકડી ન શકી. તે બાદ હાથી આકાશમાં ઉડયો. ત્યારે મને થયું કે હાથીના શરીરમાં દાખલ થઇ કોઇ દેવ મને ઉઠાવી જાય છે. કારણ કે હાથી તો આકાશમાં ઉડી નથી શકતો. આમ વિચારી મેં નીચે જોયું તો લાગ્યું કે મને આ જંગલમાં એકલી જોઇ મારી સહાય માટે બધા જ વૃક્ષો મારી પાછળ પાછળ દોડયા આવે

છે. પાણીથી ભરેલા સરોવર ભૂમિ પર છત્ર જેવા લાગતા હતા. વનરાજીઓ સાપ જેવી લાગતી હતી. ઘણે દૂર જતાં મને વીંટી સાંભરી આવી. ત્યારે ભય છોડીને હાથમાં મણિ લઇ હાથીના કુંભસ્થળ પર માર્યો. જાણે વજ્રનો ઘા પડયો હોય તેમ હાથી નીચે ઉતર્યો. મેં નીચે એક સરોવર જોયું. અનેક પ્રકારની માછલીઓ તેમાં કૂદાકૂદ કરી રહી હતી. કમળોથી તે સુશોભિત હતું. ટિટોડી, ચકવાક આદિ અનેક પક્ષીઓ કલરવ કરી રહ્યા હતા. મકર આદિ અનેક દુષ્ટ જલજંતુ પણ દેખાતા હતા. હાથી આ સરોવરમાં પટકાયો. તે એકદમ નીચે ડૂબી ગયો પરંતુ હું મણિના પ્રભાવથી પાણીની ઉપર જ રહી અને લાકડાના પાટિયાની મદદથી કિનારે આવી ગઈ. ભયભીત બની હું વિચારવા લાગી કે અનેક પ્રકારની સુખ સમૃદ્ધિ હોવા છતાં હું આજ એકદમ એકલી કેવી રીતે થઇ ગઈ? સાચે જ કર્મની ગતિ અત્યંત વિચિત્ર છે. એ ભૃત્યવર્ગ, વિનીત પરિવાર આજ ક્યાં હશે? આ પ્રમાણે વિચારતાં ઉત્તરીય વસ્ત્રથી મોં ઢાંકીને હું રડવા લાગી.

એટલામાં કોઇએ મને કહ્યુ: સુંદરી! કેમ રડે છે? મેં ઝડપથી તેના સામે જોયું. મને એ કોઇ પરિચિત પુરુષ જણાયો. મને જોતાં જ તે મારા પગે પડીને બોલ્યો. "બહેન! મને ઓળખો છો? હું શ્રીદત્ત છું. કુશાગ્રનગરથી સાર્થ લઇ બીજા દેશમાં વેપાર કરવા ગયો હતો. બાર વરસ બાદ ફરી મારા નગર જઉં છું.

સાર્થની સાથે આજે જ અહીં આવ્યો છું. પણ બહેન! તમે અહીં એકલા કેમ? મેં તેને હાથી દ્વારા થયેલ અપહરણની બધી વાત કરી. ત્યારે તેણે કહ્યું: હસ્તિનાપુર ઘણું દૂર છે. દુષ્ટ જંતુ તથા ચોરોથી રસ્તો પણ દુર્ગમ છે, અને કુશાગ્રપુર નજદીક છે. બહેન! તમારો શું વિચાર છે હવે? મેં કહ્યું: 'શ્રીદત્ત! હું કુશાગ્રપુર આવીશ.' ઘણા દિવસે ભાઇઓને જોઈશ. "પછી તે ઘણા આનંદથી મને તેના સ્થાનને લઇ ગયો. અને ખૂબ જ પ્રેમ અને વિનયથી મારી સરભરા કરી. વીંટી સિવાય દેવે આપેલ કુંડળ આદિ બધાં જ આભૂષણ મેં શ્રીદત્તને આપ્યા અને શ્રીદત્તના સાર્થ સાથે હું પણ ચાલવા લાગી. તેની વિનંતીને માન આપી હું પાલખીમાં બેસી ગઇ.

કેટલાક દિવસ બાદ એક જંગલમાં પહોંચતાં અપશુકન થયાં છતાંય તેની અવગણના કરી સાર્થ આગળ વધ્યો. બીજા દિવસે સવારે જ ભીલોએ આક્રમણ કર્યું. કોલાહલ સાંભળી સાર્થના લોકો ભયભીત થઈ ગયા. ભીલોનો માર ખાઇ સાર્થના લોકો ભાગવા લાગ્યા તો હું પણ ત્યાંથી તક જોઇ ભાગી ગઇ અને વિચારવા લાગી કે ફરી સાર્થની સાથે થઇ જઇશ. હું ભાગતી હતી. ત્યાં દિશા ભૂલી ગઇ. સાર્થનો કયાંય પત્તો ન મળ્યો. હું ભયથી ધ્રૂજતી આ દિશા તરફ આગળ વધવા લાગી. ઘણું ચાલ્યા બાદ પાછળ ફરીને એ જંગલમાં સાર્થની શોધ કરી પણ કયાંય તેમાંનું કોઈ માણુસ જોવામાં ન આવ્યું. ભયથી હું આમતેમ

ચાલી રહી હતી ત્યાં મારા પગમાં કાંટો વાગ્યો. ખૂબ થાકી જવાથી વસતીની શોધ માટે હૂં એક ઊંચા ટેકરા પર ચઢી. ત્યાં ચઢીને મેં ચારે તરફ જોયું તો ક્યાંય વસતી ન દેખાઈ. ચારે બાજુ માત્ર જંગલ જ જંગલ હતું.

એ જંગલમાં સિંહની ભયંકર ગર્જનાથી હરણો ધ્રૂજી રહ્યા હતા. તો ક્યાંક મોટી મોટી જંગલી ભેંસો આપસમાં લડી રહી હતી. ક્યાંક વાંદરાઓની ચિચિયારીઓથી દિશાઓ બહેરી બની રહી હતી. ક્યાંક દાવાનળમાં જીવતા ભુંજાતા જીવોની કરુણ ચીસો સંભળાતી હતી. ક્યાંક ક્યાંક ગેંડાથી માર્યા ગયેલા હરણાંના લોહીથી વનભૂમિ રંગાયેલી હતી, ક્યાંક તો સિંહના ભયથી મોટા મોટા હાથી ભાગી રહ્યા હતા. ક્યાંક ક્યાંક શિકારીઓ ધનુષ્ય ચઢાવી હાથમાં મરેલ હરણનું માથું લઇ ફરી રહ્યા હતા.

ચાલતાં ચાલતાં હું થાકી ગઇ. મને જોરથી તરસ લાગી. પાણીની શોધમાં હું થોડું વધુ ચાલી. ત્યાં મેં એક સરોવર જોયું. ત્યાં જઇ પાણી પીને એક તાડના ઝાડ નીચે બેઠી. એટલામાં સૂર્યાસ્ત થયો અને રાત પથરાઈ ગઈ. ત્યારબાદ જેમ જેમ શિયાળોનો અને હિંસક પશુઓનો અવાજ વધતો ગયો તેમ તેમ મારું હૃદય ભયથી ફફડી રહ્યું હતું. અર્ધી રાતે મારા પેટમાં અસહ્ય વેદના થવા લાગી. અને રાજન્! અત્યંત વેદનાથી પીડિત મૃગીની

જેમ ઘણા કષ્ટ પૂર્વક મેં પ્રસવ કર્યો. થોડા સમય માટે હું બેહોશ રહી. બેહોશી દૂર થતાં જમીન પર પડેલ બાળકને પ્રેમથી ઉપાડી તેને જળાશયમાં જઇ સાફ કર્યો. મારા વસ્ત્રો ધોયા અને પછી એકાંત નિકુંજમાં જઇને બેસી ગઇ. તે બાદ દિવ્ય મણિવાળી વીંટી મારી આંગળીથી ઉતારી અને પુત્રના ગળે બાંધી દીધી કે જેથી તેના પ્રભાવથી મારા બાળકના શરીરને કોઈ ભૂત–પિશાચ દુષ્ટ ગ્રહાદિ સ્પર્શ ન કરે. પછી મેં કહ્યું કે વનવાસિન વન-દેવતાઓ! હું આ જંગલમાં આપની શરણાગત છું આથી વાઘ આદિ દુષ્ટ જીવોથી મારી રક્ષા કરો. પુત્ર! આજની રાતે જો હસ્તિનાપુરમાં રહેતી હોત તો રાજા તને વધામણી આપત. તારા જન્મથી ત્યાંના મંત્રી, સામંત, પરિજન અને નગરજનો અત્યંત પ્રસન્ન થાત.

કમનશીબે આ ઘનઘોર જંગલમાં તારો જન્મ થયો છે. એ સંજોગોમાં હું અભાગણ તારા માટે શું કરી શકું? પુત્ર! અહીં તારો જન્મ થવાથી આ જંગલને હું વસતી માનું છું. તું ગોદમાં આવતાં મારો ભય પણ દૂર થઇ ગયો છે. સૂર્યોદય થતાં તારું મુખ જોઇ મારા મનોરથ પૂર્ણ કરીશ.

આ પ્રમાણે બોલ્યા બાદ થાક અને વેદનાથી મને શાંતિથી ઊંઘ આવી ગઇ. થોડી વાર બાદ કોઇનો અવાજ સાંભળી મારી ઉંઘ તૂટી ગઈ. મેં સાંભળ્યું કે "પાપી! કેટલી

બધી શોધખોળ કર્યા બાદ આજ તું મળી ગઈ છે, આજ હું મારૂં વૈર વાળીશ, હવે તું તારા કર્મનું ફળ ભોગવજે" આ કોણુ બોલતું હશે એમ વિચારતી મેં ખોળામાં સૂતેલા પુત્રને લેવા હાથ ઉઠાવ્યો તો ખોળો ખાલી હતો. તો શું પુત્ર ક્યાંક પડી ગયો હશે? કે પછી મને ભ્રમ થયો છે? અને સફાળી બેઠી થઈ મેં ચારે બાજુ પુત્રને શોધ્યો પણ મને ક્યાંય તે જોવા ન મળ્યો, પુત્રને ન જોતાં જાણે મારા પર વજ્ર પડયું હોય તેમ મૂચ્છિત થઈ હું ગબડી પડી.



મૂર્છા દૂર થતાં અત્યંત વેદનાથી હું મારી છાતી કૂટતી વિલાપ કરવા લાગી: હાય! આ જંગલમાં હું આમેય દુઃખથી દુઃખી હતી ત્યાં મારા પુત્રને કોઇ ચોરી ગયું. હાય! હું એ સ્વપ્નાં જોઇ રહી રહી હતી કે કાલ સવારે હું પુત્રનું મોં જોઇશ. પરંતુ દુષ્ટ વિધાતાએ કંઈક બીજું જ કર્યું. હાય રે દેવ! વનવાસનું દુઃખ દઈ તને સંતોષ નહોતો થયો. કે હવે મારા પુત્રનું હરણ કર્યું? રે! ભગવાન! વનદેવતાઓ પણ મારા પુત્રનું રક્ષણ ન કરી શકયા. હાય રે! પુત્ર! જંગલમાં મને એકલી મૂકીને તું કયાં જતો રહ્યો? જરૂર જેના શબ્દો સાંભળી હું એકાએક જાગી ગઇ હતી તે પિશાચ જ મારા પુત્રને ઉપાડી ગયો હશે. જે મણિના પ્રભાવથી પેલો દુષ્ટ હાથી સરોવરમાં પડી ગયો હતો તે મણિ પણ કંઇ કામ ન આવ્યો. હાય! પુત્ર! એ મણિ મેં તારા ગળે બાંધ્યો હતો અને તને ખોળામાં લઇને બેઠી હતી. છતાં પણ તે દુષ્ટ તને ઉપાડી ગયો.

આમ રડતા રડતા મારા દુઃખથી દુઃખી થઈને રાત પણ વીતી ગઇ. મને રડતી જોઈને આકાશ લક્ષ્મી

તારાના આંસુ વહાવા લાગી. એટલામાં મારા પુત્રના ચોરને જોવા માટે અંધકારનો નાશ કરી સૂર્યનો ઉદય થયો. અડધો દિવસ વીતતા રડતા રડતા હું આમતેમ ફરી રહી હતી ત્યાં એક વૃદ્ધા તાપસી આવી પહોંચી. તેના હાથમાં કમંડળ હતું. અને તેણે સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં. એ ગાઢ જંગલમાં મને રડતી જોઇ તે એકદમ મારી નજીક આવી. અને મને પૂછ્યું. 'સુંદરી ! તું કેમ રડે છે ? ક્યાંથી આવે છે ? એકલી આ ભયાનક જંગલમાં કેમ ફરી રહી છે ? પ્રણામ કરી મેં તેને હાથીદ્વારા અપહરણથી માંડી પુત્રચોરી સુધીની બધી વાત કહી.

એ તાપસીએ મને આશ્વાસન આપતાં કહ્યું : કર્મવશ જીવોને અનેક દુઃખો સહન કરવા પડે છે. અન્ય ભવમાં તેં એવા કર્મ કર્યાં હશે જેના લીધે આજ તને આવા દુઃખો અનુભવવા પડે છે. પરંતુ એ માટે રડવાથી શો લાભ થવાનો છે ? અમારો આશ્રમ અહીં નજદીકમાં જ છે. તું ત્યાં રહે. આ સ્થાન તારા માટે રહેવા યોગ્ય નથી. અહીં ઠંડી હવા ફુંકાય છે અને બીજું તું નવપ્રસૂતા છે. માટે તું આશ્રમમાં આવીને રહે, આમ કહી એ તાપસી મને તેના આશ્રમમાં લઈ ગઈ. ત્યાંના લોકોએ મારી ઘણી સાર સંભાળ લીધી. થોડા દિવસ બાદ જ્યારે હું સ્વસ્થ અને તંદુરસ્ત બની ત્યારે મને કુલપતિ પાસે લઈ ગયા. કુલપતિએ મને ધર્મોપદેશ આપી સાંત્વન આપ્યું.

એ સમયે પેલી તાપસીએ મારા કાનમાં કહ્યું કે કુલ-

પતિ વિશિષ્ટ જ્ઞાની ભગવાન છે. તારા મનની વાત તેમને તું પૂછ. આથી મેં પ્રણામ કરીને પૂછ્યું કે મારા પુત્રનું હરણ કોણે કર્યું છે? તે જીવે છે કે મરી ગયો છે? હું તેને હવે ક્યારે જોઇ શકીશ? કુલપતિએ ઉપયોગ મૂકીને કહ્યું: પુત્રી! પૂર્વભાષના વૈરી દેવે તારા પુત્રની હત્યા કરવા માટે તેનું અપહરણ કર્યું છે. અને તેને વૈતાઢ્ય પર્વતની વનનિકુંજમાં શિલાતલ પર છોડી દીધો છે. દૈવ-વશ એક વિદ્યાધર પોતાની પત્ની સાથે ત્યાં આવી પહોંચ્યો અને પુત્ર માની પોતાના ઘરે લઈ ગયો. તારો પુત્ર હવે ત્યાં મોટો થશે. યુવાન થતાં તે તને હસ્તિનાપુરમાં મળશે. કુલપતિની આ વાત સાંભળી મારો ભાર ઉતરી ગયો અને હું આનંદથી ત્યાં રહેવા લાગી.

પ્રિયતમ! એક દિવસ અમે બધાં ધર્મકથા સાંભળી રહ્યા હતાં ત્યાં ઘોડા પર એક રાજપુત્ર આવી પહોંચ્યો. તાપસ કુમારોએ તેનો ખૂબ જ પ્રેમથી સત્કાર કર્યો. પછી વિનય-પૂર્વક તે કુલપતિ પાસે આવીને બેઠો. કુલપતિએ તેને પૂછ્યું કે ભદ્ર! તું ક્યાંથી આવે છે? તેણે કહ્યું: ભગવાન્! મારી કથા આ પ્રમાણે છે, સાંભળો :—

સિદ્ધાર્થપુરના રાજા સુગ્રીવ ખૂબ જ પ્રસિદ્ધ છે. તેમની દેવી કનકવતીનો હું પુત્ર છું. મારા ઉપર અત્યંત પ્રેમ હોવાથી જ્યેષ્ઠ પુત્ર હોવા છતાં પણ તેમણે મને યુવરાજ બનાવ્યો. ક્ષયરોગથી રાજા મરી જતાં મંત્રીઓએ મને

રાજપદે અભિષિક્ત કર્યો. બીજી માતાના પુત્ર સુપ્રતિષ્ઠે કોઈ વિદ્યાધર પાસેથી મેળવેલી નભોગામિની આદિ વિદ્યાઓના બળથી યુદ્ધ કરી પોતાનું રાજ્ય લઇ લીધું. તેમના ડરથી હું માતાની સાથે મારા માતામહ કીર્તિધર્મની ચંપાનગરીમાં આવ્યો. માતા સહિત અત્યારે હું ત્યાં જ રહું છું.

એક દિવસ મારા માણુસોએ જંગલમાં એક વણિકના સાર્થને લૂંટી લીધો. ઘણાં ધનની સાથે લૂંટમાં કેટલાક ઘોડા પણ મળ્યા. તે ઘોડાને ફેરવવા આજે હું બહાર નીકળ્યો. ધીમે ધીમે ઘોડાને ફેરવી રહ્યો હતો ત્યાં એક ઘોડો મને ખેંચીને અહીં લઈ આવ્યો. આ પ્રમાણે સુરથ કુલપતિને પોતાની કથા કહી રહ્યો હતો. ત્યાં તેની સેના પણ આવી પહોંચી. સુરથે કુલપતિને કહ્યું : ભગવન્ ! હવે હું મારા સ્થાને પાછો જઉં છું તો આપ મને મારા કર્તવ્યનો ઉપદેશ આપો. કુલપતિએ કહ્યું કે ગુરૂપૂજા આદિ ધર્મકાર્યમાં યથાશક્તિ પ્રવૃત્ત થવું અને શરણાગતવત્સલ બનવું. બીજું હસ્તિનાપુરના રાજા શ્રી અમરકેતુની આ પત્ની કમલાવતી હાથીથી હરણ થતાં અહીં આવી છે. અહીંથી હસ્તિનાપુર ઘણું દૂર છે. વચલો રસ્તો ઘણો જ ભયંકર છે. આથી આપ જો તેને હસ્તિનાપુર પહોંચાડી દેશો તો ઘણું સારું કામ થશે.

સુરથે કહ્યું : ભગવન્ ! આપ જે કહેશો તે જરૂર કરીશ. હું પોતે જઇને અમરકેતુને આપી આવીશ. કુલપ-

તિએ એ પછી મને કહ્યું : વત્સ ! તું સુરથની સાથે જા. નહિ તો પછી બીજો કોઈ સંગાથ નહિ મળે. હું જવું કે ન જવું તેના વિચારમાં પડી ગઈ. મેં કહ્યું : ભગવન્ ! તમને ઠીક લાગે તેમ કરો. તેમણે કહ્યું : એમ હોય તો ભલે, તમે તેની સાથે જાવ. અને કુલપતિની આજ્ઞાથી હું સુરથની સાથે હસ્તિનાપુર આવવા નીકળી.

ત્યાંથી નીકળી અમે આ પ્રદેશમાં આવ્યા ત્યારે સુરથે કંઈક બહાનું કાઢી અહીં પડાવ નાખ્યો. તે મારી પાસે આવવા લાગ્યો અને મારું બહુમાન કરવા લાગ્યો. એક દિવસ કેટલાક અલંકાર લઈ એકાંતમાં તે મારી પાસે આવ્યો અને કહ્યું : સુંદરી ! તું અલંકાર વિના શોભતી નથી આથી આ અલંકાર પહેરી લે. દેવે દીધેલ કુંડલ આદિ અલંકારોને ઓળખી કાઢી મેં કહ્યું : સુરથ ! આ અલંકારો તો મારા જ છે. તને તે ક્યાંથી મળ્યા ? તેણે કહ્યું : સુંદરી ! કુશાગ્રપુર જતાં એક વણિકના સાર્થને લૂંટીને મેં આપને યોગ્ય એવા આ અલંકાર મેળવ્યા. મેં કહ્યું : મેં તો આ આભૂષણો શ્રીદત્ત વણિકને આપ્યા હતા. તેણે કહ્યું : સુંદરી ! એ તો ઘણું સારું થયું. હવે તમે તમારા અલંકારો લઈ લો.

સુરથના દુષ્ટ ઈરાદાની મને ખબર ન હતી. આથી મેં એ અલંકારો લઇ લીધા. ત્યાર પછી તે રોજ મારી પાસે એકાંતમાં આવીને ઠઠ્ઠા મજાક કરવા લાગ્યો. એક દિવસ તો

કામાતુર એ પાપીએ લાજ–શરમ–વિવેક વગેરે છોડીને એકાંતમાં મને કહ્યું : કામ વાસનાથી હું હવે અત્યંત વિહ્વળ બની રહ્યો છું. આથી તમે તમારું શરીર મને સોંપીને મારું જીવન સફળ બનાવો. મારા પ્રાણ તમારે આધીન છે. આપનો દાસાનુદાસ છું. હું ખૂબ જ અનુરક્ત છું આથી તમે મારી ઇચ્છા પૂરી કરો.

પ્રિયતમ ! તેની આ વાત સાંભળી મને વજ્રાઘાત લાગ્યો હું વિચારવા લાગી કે આ પાપી બળજબરીથી પણ મારું શીલખંડન કરશે. જો હું તેને કડક શબ્દોમાં ધુત્કારી કાઢું તો તે કંઈક અનુચિત કરી બેસશે. આથી મૌન રહેવું તે જ યોગ્ય છે. પછી તક જોઈ અહીંથી ભાગી જઈશ. જ્યારે મેં તેને કંઈ જવાબ ન આપ્યો ત્યારે તે ત્યાંથી ચાલ્યો ગયો. રાત પડતાં બધાં સૂઇ ગયાં ત્યારે અલંકારો લઈ ચોકીદારોને છેતરીને ત્યાંથી હું નીકળી પડી અને એક દિશા તરફ દોડવા લાગી. ગાઢ જંગલમાં અંધારી રાતે હિંસક જાનવરોના ભયાનક અવાજોથી ગભરાતી હું દોડી રહી હતી ત્યાં અચાનક હું પેલા કુવામાં ગબડી પડી. પાપીઓ જે પ્રમાણે પીડા અનુભવે છે તેમ મેં પણ કર્મવશ પીડા અનુભવી. પરંતુ સુરથના ભયથી મુક્ત થઈ તેથી હું મારી જાતને ધન્ય માનવા લાગી અને ભૂખ–તરસથી વ્યાકુળ બની એ કુવામાં ચાર દિવસ સુધી પડી રહી. મેં જીવવાની આશા ત્યારે છોડી જ દીધી હતી. આજ આ સાર્થનો કોલાહલ સાંભળી સુરથની શંકાથી હું ફરીથી ભય-

ભીત બની ગઇ. ત્યાર બાદ તમારા માણસને બરાબર જોવા છતાં ય ભયથી હું કશું જ કહી ન શકી. પછી તેની પાસેથી તમારું નામ સાંભળતાં શંકા છોડી હું કૂવામાંથી બહાર આવી ગઈ. આમ આપના વિરહમાં એટલા બધા દુઃખ અનુભવ્યા છે કે તેની યાદ આવતાં પણ અત્યારે ડર લાગે છે.

કમલાવતીની વ્યથા કથા સાંભળી અમરકેતુની આંખો આંસુથી છલકાઇ ગઇ. અત્યંત દુઃખદ અવાજે તેણે કમલાવતીને કહ્યું : દેવી ! જીવ કર્મવશ અનેક દુઃખોને ભોગવે છે. પોતે કરેલા કર્મનું ફળ જીવ એકલો ભોગવે છે. એ દુઃખમાં માતા, પિતા, ભાઇ, બહેન કોઇ સાથ નથી આપતું. તમારે પણ રાગ-દ્વેષાધીન કરેલ પૂર્વ કર્મનું ફળ ભોગવવું પડે છે. છતાંય હું મારો પુણ્યોદય માનું છું કે કુવામાં પડી ગયા છતાં તમને જીવતી પામી શકયો છું. આ પ્રમાણે અનેક રીતે રાણીને આશ્વાસન આપી રાજા સેનાની સાથે પોતાના નગર હસ્તિનાપુર પાછો આવ્યો. નગરજનોએ રાજા-રાણીનું ભવ્ય સ્વાગત કર્યું. ત્યાર પછી રાણીની સાથે અનેક સુખ ભોગવતાં રાજાએ ઘણો સમય પસાર કર્યો.

એક સમયે રાજા જ્યારે રાજસભામાં બેઠો હતો ત્યારે પ્રતિહારની આજ્ઞા લઇ, સાસંતભદ્ર નામનો ઉદ્યાનપાલ સભામાં આવ્યો. રાજાને પ્રણામ કરી કહ્યું : રાજન્ ! સુમતિ નૈમિતિકના વચન પ્રમાણે આપે મારી કુસુમાકર ઉદ્યાનપાલ તરીકે નિમણુંક કરી. પરંતુ નૈમિત્તિકના કહેવા મુજબ આજ સુધી મેં કોઇ યુવતી એ રીતે ન જોઈ. પરંતુ આજ જ્યારે

ઉદ્યાનના વિકસિત વૃક્ષો હું જોઇ રહ્યો હતો ત્યાં એકાએક ઉદ્યાનના મધ્યભાગમાં પક્ષિયોને ઉડાડી મૂકતો એક વિચિત્ર અવાજ મેં સાંભળ્યો. આશ્ચર્યથી હું તે તરફ ગયો. ત્યાં મેં બકુલવૃક્ષની નીચે જમીન પર પડેલી, રૂપાતિશયથી દેવાંગનાઓને પણ લજ્જિત કરનારી, મનોહર અંગોવાળી, મૂર્ચ્છાથી બંધ આંખોવાળી એક યુવતીને જોઇ. ત્યારે મને થયું કે આકાશમાંથી જમીન પર પડવાનો જ તે અવાજ હતો. આવી સુંદરીને આવું દુઃખ આપનાર વિધાતાને ધિક્કાર છે એમ વિચારતા મેં ઠંડા પાણી અને પવનથી તેને ભાનમાં લાવવાનો પ્રયત્ન કર્યો. જુથભ્રષ્ટ હરિણીની જેમ તે ચારે બાજુ જોઇ રહી હતી. મેં કહ્યું : ભદ્રે ! તું શા માટે ડરે છે ? કોઈ ભય રાખવાની જરૂર નથી. હું તારા પિતા સમાન છું. તું મને એ કહે કે તું કોણ છે ? કયાંથી અહીં આવી પડી ? શું તું શાપવશ સ્વર્ગથી પડેલી કોઈ દેવાંગના છે ? ભ્રષ્ટ વિદ્યાધરની બાલિકા છે ? કે તારા રૂપથી મોહીને તને પકડવા આવેલ કોઈ વિદ્યાધરના હાથમાંથી પડી ગઇ છે ? મારા મનમાં ઘણું જ કુતૂહલ થાય છે કે આકાશમાંથી તું આ ઉદ્યાનમાં શા માટે અને કેવી રીતે ગબડી પડી છો ?

મારા એક પણ સવાલનો તેણે જવાબ ન આપ્યો અને તે રડવા લાગી આથી મને થયું કે સુમતિ નૈમિત્તિકનું વચન સત્ય થયું છે. હવે તેને કંઇ પૂછવાની જરૂર નથી. રાજા સાહેબની પાસે જ સીધો પહોંચી જઉં અને તેમને બધી વાતની જાણ કરું. આમ મનમાં વિચારી તેને

આશ્વાસન આપ્યું. પછી તેને હું મારા ઘરે લઇ ગયો અને તેને મારી પત્નીને સોંપી, તેની સાર સંભાળ લેવાનું કહ્યું. આમ હું એ સુંદરીને મારા ઘરે મૂકી હું આપની પાસે આવ્યો છું.

સમંતભદ્રે કન્યાના આપેલા સમાચાર સાંભળી રાજાના આનંદની સીમા ન રહી. તે સહસા બોલી ઊઠયો. સુમતિનું વચન સત્ય નીકળ્યું. હવે મને જલ્દીથી પુત્ર જોવા મળશે. સમંતભદ્ર ! તું એ કન્યાને સત્વરે રાજદરબારમાં લઇ આવ. તેના પ્રભાવથી હું હવે પુત્રને મળીશ. સામંતભદ્ર ઘરે જઇને કન્યાને લઈ આવ્યો. તેને જોતાં જ રાજાએ કહ્યું : અરે ! આ તો કોઈ ઉત્તમ કુળની દીકરી જણાય છે. પછી તેને ઊંચા આસન ઉપર બેસાડીને કહ્યું : ભદ્રે ! તું ભય અને શોક છોડી દે. તું મને એ કહે કે તું કોની દિકરી છે ? તારું કૂળ કયું ? અને તું ઉદ્યાનમાં કેવી રીતે પડી ગઇ ? કન્યાએ ભયથી કંપતા અવાજે અને નિઃશ્વાસ નાંખતા તેણે કહ્યું : “તાત ! મારી દુઃખદ કથા હું કહી શકું તેમ નથી છતાંય આપની આજ્ઞા અલંઘનીય છે આથી આપને કહું છું :—

જંબુદ્વીપનાં ભરતખંડમાં કુશાગ્રપુર નામનું એક નગર છે ત્યાં નરવાહન રાજા રાજ્ય કરે છે. તેમની દેવી રત્નવતીની હું દીકરી છું. મારું નામ સુરસુંદરી છે. પૂર્વના મારા કોઈ વૈરી પિશાચે મારા કર્મવશ મારું અપહરણ કર્યું. આટલું કહેતાં કહેતાં તો તે ફરી રડવા લાગી.

આથી રાજાના અર્ધાસન પર બેઠેલી રાણી કમલાવતીએ તેને પોતાના ખોળામાં બેસાડી કહ્યું : ભદ્રે ! આ કોઈ બીજો દ્વીપ નથી. આ હસ્તિનાપુર નગર છે. આ અમરકેતુ રાજા છે. મારું નામ કમલાવતી છે. તારા પિતા મારા સહોદર ભાઈ થાય. વત્સે ! મેં પણ તારું નામ સાંભળ્યું છે. કુશાગ્રપુરથી અહીં કામકાજ માટે આવેલાઓ તારા અનેક ગુણોની પ્રશંસા કરતા હતા. આ તારા પિતાનું ઘર છે. આથી નચિંત મને તું અહીં સહેલીઓની સાથે મોજમજા કર. એમ કહી કમલાવતીએ પોતાના પાલવથી સુરસુંદરીનાં આંસુ લૂછ્યા. તેનો બરડો પંપાળ્યો અને તેને પોતાના ભવનમાં લઈ ગઈ. ત્યાં જઈને પણ તેના મનને શાંતિ થઈ નહિ. તે ખૂબ જ શોકાકુળ હતી. લાંબા લાંબા શ્વાસ લેતી હતી. રડતી હતી. ક્યારેક બેહોશ બની જતી હતી. ક્યારેક હસતી હતી તો ક્યારેક એકદમ મૂંગી બની જતી હતી.

સુરસુંદરીના આવા બેહાલ જોઈ કમલાવતી વિચારવા લાગી કે કઈ ચિંતાથી આ સૂકાતી જાય છે ? અહીં દરેક પ્રકારની અનુકૂળતાઓ અને સગવડો હોવા છતાં ય તે કેમ ચિંતામાં રહે છે ? માતા પિતાની યાદથી દુઃખી થતી હોય તો તે મને કહેતી કેમ નથી ? તે એકાંત સેવન કરે છે. વિયોગી ચક્રવાક યુગલને મેળવી આપે છે. પ્રિયમિલનની વાતો તે એકચિત્તે સાંભળે છે. લાગે છે કે તે કોઈના પ્રેમમાં છે. જો એમ જ હોય તો તે મને કશું જ કહેશે

નહિ. આમ વિચારી કમલાવતીએ પોતાની દાસી હંસિકાને બોલાવી અને કહ્યું કે તું તેની ચિંતાનું કારણ શોધી કાઢ. "જેવી આપી આજ્ઞા" એમ કહી હંસિકા સુરસુંદરી પાસે ગઈ.

હંસિકાએ પોતાના મીઠા અને પ્રેમાળ સ્વભાવથી સુરસુંદરીનું હૈયું જીતી લીધું. થોડા જ દિવસમાં તેણે વિશ્વાસ મેળવી લીધો. એક દિવસ તેણે કહ્યું :' સખી! મને તારી વ્યથા જાણવાની ઈચ્છા છે. તું કયા દુઃખે હજી દુઃખી છે? શા માટે તારૂં અપહરણ થયું ? અને એ પછી તારા ઉપર શું વીતી તે મારે જાણવું છે" સુર સુંદરીએ કહ્યું : પિતાજીએ પણ મને પૂછ્યું હતું પરંતુ શરમના કારણે હું કંઈ કહી શકી નહિ. મારૂં જીવન જ એવું છે કે સાંભળનારને અને મને પણ દુઃખ થશે. પરંતુ સખી! તારો આગ્રહ છે તો તને હું મારા દિલની વ્યથા જરૂર કહીશ. તો સાંભળ–

મોટી મોટી ખાઇઓ અને ઉંચા પ્રાસાદોથી સુશોભિત, પુણ્યવાન મનુષ્યોથી પૂર્ણ, અનેક શ્રીમંતોથી વિભૂષિત, હજારો વીરોથી અલંકૃત, ચતુરંગિણી સેનાથી સુરક્ષિત કુશાગ્રપુર નામનું એક નગર છે, તે નગરમાં અત્યંત પરાક્રમી સુવિખ્યાત નરવાહન નામનો રાજા છે. તે રાજાને બાલ્યકાળમાં વૈતાઢય પર્વત પર કુંજરાવર્ત નગરાધીશ ચિત્રભાનુ વિદ્યાધરના પુત્ર ભાનુવેગ સાથે મૈત્રી સંબંધ થયો. ભાનુવેગે પોતાની મૈત્રી કાયમ રાખવા પોતાની બહેન

રત્નવતીના લગ્ન તેની સાથે કરાવ્યાં. તેની સાથે વિષય સુખ ભોગવતાં રાજાને ત્યાં મારો જન્મ થયો. રાજાએ પુત્રજન્મથી પણ વધુ સારી રીતે મારો જન્મોત્સવ ઉજવ્યો. મારું રૂપ સુરસુદરી જેવું હતું આથી મારૂં નામ 'સુરસુંદરી' રાખવામાં આવ્યું.

ઉમર વધતાં હું નૃત્ય-ગીત, વીણાવાદન, વ્યાકરણ, તર્ક આદિ તમામ કળાઓ અને શાસ્ત્રોમાં પ્રવીણ બની. બુદ્ધિમાં હું બૃહસ્પતિ સમાન હતી. લબ્ધિથી એક પદ સાંભળી બાકીના પદો હું કહી શકતી હતી. મને જોઈ માતા-પિતા, કુટુંબીજનોને આનંદ થતો હતો. યુવાન થતાં પિતાજી મારા માટે યોગ્ય વરની ચિંતા કરવા લાગ્યા. એટલામાં એક દિવસ સુમતિ નૈમિત્તિક ત્યાં પધાર્યા. પિતાજીએ તેમને પૂછ્યું : મારી પુત્રીના લગ્ન કોની સાથે થશે ? તેમણે કહ્યું : રાજન્ ! આ કન્યા વિદ્યાધર ચક્રવર્તીની અતિ માનીતી પટરાણી બનશે. તેના આ વચનને સાંભળી રાજાએ હર્ષથી સુમતિને પૂરતું ધન આપીને વિદાય આપી

ત્યારબાદ એક દિવસ હું મારી સખીઓ સાથે નગરની બહાર ઉદ્યાનમાં ખેલતી કૂદતી આનંદથી ફરી રહી હતી ત્યાં ઉદ્યાનના એક ભાગમાં મેં એક વિદ્યાધર કન્યાને જોઈ. કોઈ મંત્રનો જાપ જપતી તે હાથ ફેલાવી આકાશમાં ઉડવાનો પ્રયત્ન કરતી હતી. એ જોઇને મને આશ્ચર્ય થયું.

તેની પાસે જઈને મેં પૂછ્યું : ભદ્રે! તું કોણ છે? અને તું આ શું કરે છે? તેણે કહ્યું : ભદ્રે! સાંભળ. વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણીમાં રત્નસંચય નામનું એક નગર છે. ચિત્રવેગ નામનો વિદ્યાધર ચક્રવર્તી ત્યાંનો રાજા છે. કુંજરાવર્ત નગરમાં ભાનુવેગ નામનો રાજા છે. તેને બે બહેનો છે. મોટી બંધુદત્તા અને નાની રત્નવતી. બંધુદત્તાના લગ્ન ચિત્રવેગની સાથે થયા. હું તેમની પુત્રી છું. મારું નામ પ્રિયવંદા છે. પિતાજીની કનકમાળા નામની બીજી મહાદેવીનો પુત્ર મકરકેતુ છે. તે મારો પ્રિયબંધુ છે. તેનો વિરહ હું એક ક્ષણ પણ સહન નથી કરી શકતી. પિતાજી પાસેથી વિદ્યાઓ મેળવી તેની સાધના કરવા માટે મારો ભાઈ કોઈ પ્રશસ્ત ક્ષેત્રમાં ગયો છે. અને વિધિપૂર્વક વિદ્યાઓની સાધના કરી રહ્યો છે. એ વાતને બે મહિના થઇ ગયા. હવે મારાથી તેનો વિયોગ સહન નથી થતો. ત્યારે પિતાજીને પૂછી હું તેની પાસે જવા નીકળી. અને આ ઉદ્યાનમાં ઉતરી. હમણાં હમણાં જ વિદ્યાભ્યાસ કર્યો છે આથી એક પદ હું ભૂલી ગઈ છું. પૂરું પદ યાદ ન આવવાથી હું ઊડી નથી શકતી. વારંવાર યાદ કરવા છતાં ય પદ યાદ નથી આવતું આથી હું ચિંતામાં છું કે હું મારા સ્થાને કેવી રીતે પહોંચી શકીશ.

ત્યારે મેં તેને પૂછ્યું : તમારી વિદ્યા બીજાની પાસે બોલી શકાય કે નહિ? તેણે કહ્યું કે એમ બોલવામાં કોઈ વાંધો નથી. મેં કહ્યું : તો બોલો. જો પદ યાદ આવી

જશે તો હું તમને કહીશ. તેણે મારા કાનમાં કહ્યું : પદ સાંભળતાં જ મને આખું પદ યાદ આવી ગયું. મેં તેને પૂછયું : શું આ જ પદ છે ને ? સાંભળતાં જ તે અત્યંત પ્રસન્ન થઇ ગઇ અને મારા પગે પડીને કહ્યું કે આપ તો મારી ગુરુણી છો કારણ કે આપે મને વિદ્યા આપી. આથી આપ આપનું નામ કહો.

મારી સખીએ કહ્યું : ભદ્રે ! નરવાહન રાજાની રત્નવતી દેવીની અત્યંત અદ્‌ભુત ગુણવાળી સુરસુંદરી નામે આ પુત્રી છે. તે વિદ્યાધરની પુત્રીની પુત્રી છે. મારી સખીની વાત સાંભળી આનંદથી મારા ગળે વળગીને તેણે કહ્યું કે મારી માતાએ મને કહ્યું હતું કે મારા ભાઈએ મારી નાની બેનને ભૂમિચર રાજાને આપી છે. તો તો ચંદ્રમુખી ! તું તો મારી માસીની પુત્રી થઈ. એમ કહી તેણે મારો ઘણો આદર કર્યો. મેં તેને મારા ઘરે આવવાનો આગ્રહ કર્યો પણ તેણે કહ્યું : કારણસર અત્યારે હું મારા ભાઈ પાસે જઈશ. ત્યાંથી પાછા ફરતાં માસીને મળવા જરૂર આવીશ. એમ કહી જેવી તે જવા તૈયાર થઇ કે મેં તેને પૂછયું : ભદ્રે ! હું એક વાત પૂછવા માગું છું. તેણે કહ્યું : પૂછો. મેં કહ્યું કે તમારી બગલમાં છુપાવેલ ચિત્રપટમાં શું લખ્યું છે ? તે જોવાનું મને ખૂબ જ મન થયું છે. જો તમને વાંધો ન હોય તો તે ચિત્રપટ મને બતાવો.

તેણે આનંદથી ચિત્રપટ બતાવ્યું અને કહ્યું કે આ મેં મારા હાથથી ચિતર્યું છે. એ ચિત્રપટમાં ચિતરેલ

કામદેવ સમાન સુંદર તરુણને જોઈ મારું મન ઝુમી ઊઠ્યું. જાણે શરીરમાં અમૃતની એક લહેર પ્રસરી ગઈ. રોમેરોમ ઝણઝણી ઊઠયા. મારા હોઠ ફફડવા લાગ્યા. હું લગભગ મદહોશ જેવી બની ગઇ.

મારાં અંતરના ભાવને પારખી લેતાં મારી સખી વસંતિકાએ તેને પૂછયું: "પ્રિયંવદે! તમે આ કોનું ચિત્ર દોર્યું છે? આ રતિ વિરહિત કામદેવ જેવો તરુણ કોણ છે? પછી પ્રિયવંદાએ હસતા હસતા કહ્યું કે હમણાં સુધી તો તે રતિ વિરહિત હતો પણ હવે રતિ સહિત આ કામદેવ કોણ છે? એમ કેમ નથી પૂછતી? તેનો આ સવાલ સાંભળી બધી સખીઓ એકદમ હસી પડી અને બોલી શ્રીમતી બરાબર વિચારે છે.

એટલામાં મારી મૂર્છા છૂટી ગઇ અને ગુસ્સામાં હું બોલી: મેં તો હજી તેને જોયો પણ નથી ત્યાં તમે મને રતિ કેવી રીતે બનાવી દીધી? તેણે કહ્યું: સખી! ગુસ્સો ન કરો. ચિત્ર જોતાં જ તારા રોમેરોમમાં રતિ સળવળી ઊઠી આથી અમે તને રતિ કહીએ છીએ. ત્યારે મેં કહ્યું: પ્રિયંવદે! એ લોકોને તો આવું બોલવાની ટેવ છે. તમે મને કહો કે આ કોણ છે? પ્રિયંવદાએ કહ્યું: આ મારો ભાઈ મકરકેતુ છે. કામદેવ સમાન તે સુંદર, શૂરવીર, ત્યાગી અને કળાકુશળ છે. બહેન! હવે મને તમે જવા દો. કારણ ભાઇના વિયોગથી મારું મન વ્યાકુળ થઈ રહ્યું છે. ત્યારે

શ્રીમતીએ કહ્યું કે જો આપનો ભાઈ આટલો બધો સુંદર અને ગુણવાન છે તો તેમના દર્શન અમને જરૂર કરાવજો.

હસીને પ્રિયંવદાએ કહ્યું : હમણાં તો તેને વિદ્યાની સાધના કરવા દો, દૈવ અનુકુળ હશે તો મારા ભાઇનું મિલન સુરસુંદરી સાથે જરૂર કરાવી આપીશ. તેની વાત સાંભળી મેં કહ્યું : તમે અનુચિત શા માટે કહો છો ? ચિત્ર સુંદર હોવાથી આનંદથી મારા રોમ ખડાં થઇ ગયા છે જ્યારે તમે તો કુંઇ મારા વિષે ભળતું જ વિચારો છો ? ત્યારે કુમુદિનીએ મને કહ્યું : સખી ! તું પણ ચિત્ર દોરવાનો અભ્યાસ કર અને બેન પ્રિયંવદા ! તમે આ ચિત્રપટ આપતા જાવ. તે જોઈને તમારી બહેન ચિત્રનો અભ્યાસ કરશે. તેણે કુમુદિનીને ચિત્રપટ આપ્યું અને અમારાથી વિદાય લઇ તે આકાશમાર્ગે ઊડી ગઈ. અમે પણ સૌ પોતપોતાના ઘરે પાછા ફર્યાં.



ઘરે આવીને મેં સખીઓને તેમના ઘરે જવાનું કહ્યું. હું વિશાળ પલંગ પર આડી પડી. સૂતા સૂતા જ મેં કહ્યું કે મારું માથું દુઃખે છે અને અંગે અંગ તૂટે છે. શરીરમાં તાવ જેવું પણ લાગે છે આથી હું હવે સૂઈ જઈશ. ત્યારે કુમુદિનીએ કહ્યું કે 'સૂઈ જાવ.' શ્રીમતીએ હસતાં હસતાં કહ્યું: 'બહેન!' આમ એકાએક તમારી તબિયત કેમ બગડી ગઈ? કંઈક કારણ તો હશે ને? ત્યારે વાસંતિકાએ કહ્યું શ્રીમતિ! તું વૈદુ જાણે છે આથી તું જ રોગનું નિદાન કર. શ્રીમતીએ નાડી જોઈને કહ્યું: બહારથી જોતાં તો કંઈ જણાતું નથી. રોગશાસ્ત્રમાં શરીર અને મન એમ બે પ્રકારના રોગ બતાવ્યા છે. શારીરિક રોગ વાત–પિત્ત–કફની વિષમતાથી ઉત્પન્ન થાય છે. આ રોગો ઉપવાસ આદિથી દૂર થાય છે. ભૂતગ્રહ, શાકિની, નેત્રદોષ આદિથી આગંતુક રોગ થાય છે. તે હોમ, મંત્ર તંત્ર આદિથી મટે છે. શારીરિક રોગ નથી આથી આગંતુક રોગ હોવો જોઈએ. આથી નજર ઉતારો, માંત્રિક–તાંત્રિકોને બોલાવો. રક્ષાબંધન કરો. ત્યારે લલિતાએ કહ્યું કે શ્રીમતિ! ઉપેક્ષા કરવાનો સમય નથી. તેમ કરવાથી રોગ વધશે. શ્રીમતીએ કહ્યું કે હું તો માત્ર રોગનાં લક્ષણ જાણું છું. તેનો

ઉપાય કરવાનું કામ મારું નથી. માધવીએ કહ્યું કે જે રોગનું લક્ષણ જાણી શકે છે તે તેની દવા પણ જાણતો હોય છે. કેમકે જે ચોરને જુએ છે તે તેને મારી શકે છે. એ પછી બધી સખીઓએ શ્રીમતીને આગ્રહ કર્યો અને કહ્યું કે તારા પિતાજી તો મંત્ર જાણે છે? શ્રીમતીએ કહ્યું કે મારા પિતાજી મંત્ર જાણે છે તેથી મને શું? દૂધ મીઠું હોય તેથી ગોબરને શું લાભ? મારી સખી નારાજ ન થાય તો સાચી વાત કહું, કે તેને કોઈ અભૂતપૂર્વ રોગ થયો છે. મંત્રતંત્રથી તે મટે તેમ નથી. ત્યારે કુમુદિનીએ કહ્યું કે એમાં નારાજ થવાની વાત નથી. જે રોગ હોય તે નિઃશંકપણે કહે જેથી તેનો ઉપચાર કરી શકાય.

ત્યારે શ્રીમતીએ કહ્યું કે ચિત્રપટમાં તેણે જેને જોયો છે એ જ તેનો વૈદ છે. તે જ તેનો રોગ દૂર કરી શકે તેમ છે. આ સાંભળીને ચિત્રપટને ઉઘાડી, તે વ્યક્તિની પૂજા ભક્તિ કરતાં હોય તેમ બધી સખીઓ પ્રાર્થના કરવા લાગી: "હે ચતુર! મહાયશ! ચિત્રસ્થિત મહાનુભાવ! આપ અમારી વિનંતી સાંભળો! આપને જોઈને અમારી સખી બેચેન બની ગઈ છે આથી આપ એવો કોઈ ઉપચાર કરો કે જેથી તેને ચેન પડે." ત્યારે મેં ગુસ્સામાં કહ્યું કે શું તમે બધી પાગલની જેમ બકબક કરો છો? અચેતનને વિનંતી કરવાથી શો લાભ? શું આ ચિત્ર મારી બિમારીને દૂર કરી શકશે?

ત્યારે શ્રીમતીએ કહ્યું: સુરસુંદરિ! આ ચિત્રગત

અચેતને જ તારી આ હાલત કરી નાંખી છે. ત્યારે મેં કંઇક શરમાઇને તેને કહ્યું કે તું આ જાણે છે તો પછી તેનો તું ઉપાય શા માટે નથી કરતી? આ સાંભળી શ્રીમતી ચિત્રપટ લઈ મારી માતાની પાસે ગઈ અને તેમને બધી વાત કહી. ચિત્રપટમાં ચિતરેલ કામદેવ જેવો તરુણ પણ તેમને બતાવ્યો. મારી માતાએ એ ચિત્રપટ મારા પિતાજીને બતાવી બધી વાત કરી.

પિતાજી ચિત્રપટ જોઈ પ્રસન્ન થયા અને કહ્યું કે મારી દિકરીએ યોગ્ય વરની જ પસંદગી કરી છે, કારણ રાજહંસી રાજહંસ છોડી બીજે કયાંય જતી નથી. અનેક વિદ્યાઓથી સંપન્ન તેને જ હું મારી વહાલી દીકરી આપીશ. ભાનુવેગ વિદ્યાધર મારી પાસે અવારનવાર આવે છે. 'તેના મારફત આ કામ સરળતાથી થઇ શકશે. પિતાજીની આ વાત મને કહેવા માતાએ શ્રીમતીને કહ્યું. તેમણે કહ્યું : શ્રીમતિ! તું જઇને સુરસુંદરીને કહે કે આ બાબતમાં તે જરાય ચિંતા ન કરે." શ્રીમતીએ આવીને મને કહ્યું. મારા આનંદનો પાર ન રહ્યો. હું વિચારવા લાગી કે એ દિવસ કયારે આવશે કે હું તેમનાં દર્શન કરી શકીશ. તેમના મિલનની આશામાં હું મારા મનને મનાવતી દિવસો પસાર કરવા લાગી.

એ અરસામાં એક દિવસ એક તાપસી આવી. તેણે ભગવાં વસ્ત્ર પહેર્યાં હતાં હાથમાં ચામર હતી. ગોરોચનાનું તિલક કર્યું હતું નાસ્તિક દર્શનોમાં તે

નિષ્ણાત હતી. આશીર્વાદ આપીને તે મારી પાસે બેઠી. પછી તેણે કહ્યું કે પોતાની ઇચ્છા થાય તે પ્રમાણે ઉપભોગ કરવો જોઈએ. કારણ આ લોક સિવાય સ્વર્ગ-નરક જેવું કશું નથી. પરલોકના માટે જેઓ કેશમુંડનાદિ કરે છે તેઓ ભોગવિલાસથી વંચિત બને છે. દેહ સિવાય જીવ પદાર્થ નથી કારણ કે પ્રત્યક્ષ પ્રમાણથી જીવનું ગ્રહણ થતું નથી અને પ્રત્યક્ષથી બીજું કોઇ પ્રમાણ નથી. પ્રત્યક્ષ સિવાય અનુમાનાદિ પ્રમાણ માનવાથી પણ જીવ સિદ્ધ થતો નથી. કારણ અનુમાન પણ પ્રત્યક્ષ પૂર્વક હોય છે. લોકોને છેતરવા ધૂર્તોએ શાસ્ત્રોની રચના કરી છે. આથી પંચભૂત સમુચ્ચય જ જીવ છે. જીવ સાબિત નહિ થતાં લોક પણ સાબિત નથી થતો. પછી બ્રહ્મચર્યવ્રત આદિ વ્રતોના પાલનની કોઇ જરૂર નથી. જે મૂર્ખ પોતે નષ્ટ છે તે બીજાને નષ્ટ કરવા માટે ગમ્યાગમ્યનો વિચાર કરે છે. આથી જરા પણ શંકા રાખ્યા વિના મન ફાવે તેમ મોજમઝા કરો. વિષય સુખ ભોગવો. માંસ ભક્ષણ કરો. દારૂ પીવો. આ પ્રમાણે તાપસીને બોલતી સાંભળી મેં તેને કહ્યું: પાપિણી તું આમ ન બોલ. વિદ્વાનોથી નિંદનીય એવા તારા આ બોલ ઉપર કોણ વિશ્વાસ કરશે? પ્રત્યક્ષ પ્રમાણથી જીવ ગ્રહણ નથી થતો એમ કહેવું અસંગત છે કારણ જીવનું અગ્રહણ તારા પ્રત્યક્ષથી છે કે બધાનાં પ્રત્યક્ષથી? જો તારા પ્રત્ય-ક્ષથી છે તો જે જે વસ્તુને તું જોતી નથી તેનો અભાવ થઈ જશે. જો બધાના પ્રત્યક્ષથી તો પછી ચિત્તનું જ્ઞાન નહિ હોવાથી જીવ કોઇને પ્રત્યક્ષ છે કે નહિ તેનું જ્ઞાન થઈ શકતું

નથી. અનુમાન પ્રમાણુથી જીવનું જ્ઞાન થઇ શકે છે. પ્રત્યક્ષ સિવાય પ્રમાણુ જ નથી એમ કહેવું જરા પણુ બરાબર નથી. કારણુ વીતરાગ સર્વજ્ઞોએ પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રમાણુ બતાવ્યા છે. રાગદ્વેષ રહિત સર્વજ્ઞપ્રણીત શાસ્ત્ર અપ્રમાણુ કેવી રીતે હોઈ શકે? સર્વજ્ઞપ્રણીત શાસ્ત્રમાં જીવ અને સ્વર્ગ-નરક આદિને સિદ્ધ કર્યાં છે. પરલોક સાબિત થવાથી બ્રહ્મચર્યવ્રતાદિ પાલનની જરૂર છે. ગમ્યાગમ્ય વિભાગ પણુ સર્વથા શાસ્ત્રસંમત છે,-આમ અનેક પ્રકારની યુક્તિઓથી એ તાપસીના મતનું મેં ખંડન કર્યું. તાપસી તે પછી તેનો ઉત્તર આપી શકી નહિ આથી મારી સખીઓએ તેની મશ્કરી કરી. આથી તે ગુસ્સે થઈને ચાલી ગઇ. હું સખીઓ સાથે સુખેથી દિવસો પસાર કરી રહી હતી ત્યાં એક દિવસ રાજા મારી માતાના ઘરે ગયા. માતાએ પૂછ્યું: આપ આમ ચિંતાતુર કેમ જણાવ છો? પિતાજીએ કહ્યું: તમે સાચું કહો છો. મારી ચિંતાનો પાર નથી. મારી ચિંતા આ પ્રમાણે છે. સાંભળો:

"સુરસુંદરીએ વાદમાં જે તાપસીને જીતી હતી તે તાપસીએ વૈર બુદ્ધિથી સુરસુંદરીનું એક ચિત્ર તૈયાર કર્યું. એ ચિત્રપટ લઈ તે ઉજ્જયનિમાં શત્રુંજય રાજા પાસે ગઈ. તેને ચિત્રપટ બતાવી એ તાપસીએ કહ્યું: રાજન્! હું તમારા કામ માટે પૃથ્વીપર બધે ફરું છું. જે રત્ન જોઉં છું તે આપને જણાવું છું. હમણાં મેં કુશાગ્રપુરમાં એક કન્યારત્ન જોયું છે. નરવાહન

રાજાની પુત્રી સુરસુંદરીનું ચિત્ર હું લાવી છું. તમે તેને તમારી પત્ની બનાવો. બીજી વાત એ મહત્ત્વની છે કે તેના જન્મસમયે વિશિષ્ટ જ્ઞાનીઓએ કહ્યુ કે આ કન્યા સાથે જે લગ્ન કરશે તે ભરતાર્દ્ધનો સ્વામી બનશે. આમાં કોઈ સંદેહ નથી આથી રાજન્! આ કન્યા આપના માટે જ યોગ્ય છે.” રાજાએ ઘણું દ્રવ્ય આપીને એ દુષ્ટાને વિદાય આપી. આ વાત મને આપણા ગુપ્તચરોએ કરી છે. ત્યાર બાદ શત્રુંજય રાજાએ પોતાના મંત્રી રત્નચૂડને મારી પાસે મોકલ્યો. તેણે આવીને મને કહ્યું કે ‘આપ આપની કન્યા શત્રુંજય રાજા સાથે વરાવો.’ મે કહ્યું કે ભદ્ર! નૈમિત્તિક સુમતિના વચનાનુસાર મારી પુત્રી વિદ્યાધરની પત્ની બનશે. આથી વિદ્યાધરની સાથે હું તેના લગ્ન કરાવીશ. ત્યારે મંત્રીએ કહ્યું કે મને ઘણો આગ્રહ કરીને તમારી પાસે મોકલવામાં આવ્યો છે. તમે જો તમારી કન્યા મારા રાજાને નહિ વરાવો તો તેનું પરિણામ સારું નહિ આવે “તેની વાત સાંભળી મેં ગુસ્સાથી કહ્યુ. હુ મારી પુત્રી તેમને નહિ આપું. તેમને જે કરવું હોય તે કરે. તમે તો મારા ઘેર આવેલા મહેમાન છો આથી હું તમને શું સજા કરી શકું ? “ મંત્રીએ આ વાત શત્રુંજયને કરી. હવે તે પોતાની સેના લઈ મારા પર આક્રમણ કરવા આવી રહ્યો છે. લાખો ઘોડા, લાખો હાથી, લાખો રથ, તથા લાખો પાયદળવાળી ચતુરંગી સેના સાથે તે આપણા રાજ્યના સીમાડા સુધી આવી પહોંચ્યો છે. આ વાત મને ગુપ્તચરોએ કહી છે. આથી હું ચિંતામાં પડયો છું..

આ સાંભળી માતાએ કહ્યું : એમાં ચિંતા કરવાનું કારણ નથી. સુરસુંદરી કહીને કનકાવલીની પુત્રી મદનલેખા સાથે તેના લગ્ન કરી નાખો. તે ખુશ થઈને પોતાના નગરે પાછો ફરી જશે. નહિ તો તે પોતાની જંગી સેનાથી આપને હેરાન કરશે. રાજાએ કહ્યું : દેવી ! આ વાત તો મને મંત્રીઓએ પણ કહી હતી. પરંતુ આ વિચાર મતિસાગરને બરાબર લાગ્યો ન હતો. તેણે કહ્યું કે પહેલાં એને અહીં આવવા દો. સુમતિએ કહ્યું હતું કે અહીં આવ્યા બાદ તેનું મોત થશે. તેનો પ્રવાસ પણ બરાબર થયો નથી. અને શનૈશ્વર આદિ ગ્રહ પણ પરાજય આપનારા છે. તે અહીં આવશે તો તેનો પરાભવ જ થશે. દેવી ! તમે તેની જરા પણ ચિંતા ન કરો. તેને આવતો રોકવા માટે બધા જ ઉપાય કરવામાં આવ્યા છે. છતાંય બળવાન દુશ્મન આવે છે તેથી ચિંતા તો થાય જ ને ?”

હંસિની ! આમ સુખેથી દિવસો પસાર થતા હતા ત્યાં તેની સેનાએ નગરની બહાર ઘેરો નાંખ્યો. નગરનાં દરવાજા બંધ કરી દેવાયા. ખાઈઓમાં પાણી ભરી દેવાયું. ઠેકઠેકાણે કવચધારી યોદ્ધાઓ ગોઠવવામાં આવ્યા. અનેક યંત્રો તૈયાર કરાયા. શસ્ત્રો તેજ થવા લાગ્યા. વીરોનું સન્માન કરાયું બંને પક્ષના સૈનિકો યુદ્ધમાં મરવા લાગ્યા. સામંત નાગરિક બધા ભયભીત થઇ કિંકર્તવ્યમૂઢ થઈ ગયા. પરંતુ પિતાજી સુમતિના કથનમાં શ્રદ્ધા રાખી હિંમત રાખી રહ્યા હતા.

ત્યાર બાદ એક દિવસ હું જ્યારે મહેલમાં ઉપર સૂતી હતી ત્યાં મને કોઇ ઉપાડી ગયું. ઊંઘ ઊડી તો હું રડવા લાગી. હાય માતાજી ! હાય પિતાજી ! કોઇ દેવ કે વિદ્યાધર મને ઉપાડી જઇ રહ્યો છે. વીરગણ ! તમે લોકો મને આ પાપીથી છોડાવો. મને રડતી જોઇ તેણે મને આશ્વાસન આપ્યું : સુંદરી ! હું તારી સાથે કોઈ અઘટિત વર્તાવ નહિ કરું. તને હું મારા પ્રાણથી ય વધુ ચાહું છું. તારું રૂપ જોઈને હું તારા પ્રેમમાં પડયો છું. આથી તારું અપહરણ કર્યું છે. હું વૈતાઢય પર્વત પર રહું છું. મારું નામ મકરકેતુ છે અને હું વિદ્યાધર છું. મારી સાથે અનેક પ્રકારના સુખને તું ભોગવીશ. તું જરા પણ દુઃખી નહિ થાય. તું શા માટે રડે છે ?

મકરકેતુ નામ સાંભળી મારો જીવ કંઇક ટાઢો પડયો. પણ મને વિચાર આવ્યો કે અત્યારે તો તે વિદ્યાની સાધના કરે છે તો પછી તે અહીં કેવી રીતે આવ્યો ? અને તેને પ્રત્યક્ષ જોવાનું મારું ભાગ્ય કયાંથી ? આમ હું વિચારમાં અટવાઈ રહી હતી ત્યાં તે ધરતી પર ઉતર્યો અને મને કદલીવનમાં મૂકી. પછી તેણે મને કહ્યું : વત્સે ! જરા ધ્યાનથી જો. શું તારો આ વલ્લભ નથી ? સવાર થઇ ગઈ હતી. સૂર્યનાં પ્રકાશમાં તેનો શ્યામ દેહ જોયો. એ જોતાં જ મને થયું કે આ મારો વલ્લભ નથી કારણ ચિત્રમાં તો કામદેવથી પણ તે વધુ સુંદર દેખાતો હતો.

આમ વિચારી હું રડવા લાગી. મને રડતી જોઈ તેણે કહ્યું : પ્રિયે ! સાંભળ !

"વૈતાઢય પર્વત ઉપર ગંગાવર્ત નામનું પ્રસિદ્ધ વિદ્યાધરોનું એક નગર છે. તેમાં શ્રી ગંધવાહન રાજા ખૂબ જ પ્રસિદ્ધ છે. મયણાદેવીથી તેમને નરવાહન, મકરકેતુ અને મેઘનાદ નામનાં ત્રણ પુત્ર થયા. નરવાહને યુવાવસ્થામાં અનેક વિદ્યાઓ મેળવી. તેમનાં લગ્ન કનકમાળા નામની સુંદરી સાથે કરવામાં આવ્યાં. લગ્ન સમયે ચિત્રવેગે તેનું અપહરણ કર્યું અને તેની સાથે લગ્ન કરી લીધા. નરવાહને તેનો પીછો કરી નાગિની વિદ્યાથી તેને બાંધી કનકમાળાને પકડીને પોતાના નગરમાં લાવ્યા. મહિલા સહિત વિદ્યાધર ઉપર આક્રમણ કરવાથી તેમનો વિદ્યાચ્છેદ થઇ ગયો. પૂર્વ પરિચિત દેવે ચિત્રવેગને વિદ્યાઓ આપી. તેનાથી તે વિદ્યાધર ચક્રવતીં બન્યો. બધા વિદ્યાધરેન્દ્ર તેને પ્રણામ કરતાં એ જોઇ મારા પિતાજીએ કહ્યું કે જોયું ને માણસના મનોરથ કેવી રીતે નષ્ટ થઈ જાય છે ! મેં વિચાર્યું હતું કે મારા પુત્રને વિદ્યાધર ચક્રવતીં બનાવી હું કેવળી પિતા પાસે દીક્ષા લઈશ, પરંતુ બીજું જ કંઈ બની ગયું. આથી આવા રાજ્યથી હવે શો લાભ ? આથી તો કેવળ નરક જ મળશે માટે દીક્ષા લઈ પિતાજીનાં ચરણોની સેવા કરીશ. સંસાર અત્યંત અસાર છે. કિંપાક ફળની જેમ અત્યંત પરિણામે દુઃખદ છે. જીવન અને લક્ષ્મી અત્યંત ચંચળ છે. સંસારમાં મૃત્યુથી કોઈ બચી શકતું નથી. ચારે ગતિના

અનેક દુઃખોથી સંતપ્ત જીવો માટે જિનધર્મ સિવાય બીજો કોઈ ધર્મ બચાવનાર નથી. આથી હુ તો પિતાજી પાસે જઈ ને મારાં જીવનને સફળ કરીશ. પિતાજીની ભાવના જાણી નરવાહને પણ દીક્ષા લેવાનો વિચાર કર્યો. પોતાના પુત્રની સાથે સુરવાહન કેવળી પાસે નિર્મળ ચારિત્ર્ય લઈ આઠે કર્મોને નિર્મૂળ કરી કેવળી બન્યા. ત્યાર બાદ ચિત્રવેગ વિદ્યાધરેન્દ્રે પોતાના દેશનો એક ખંડ આપી મને રાજા બનાવ્યો.

એક દિવસ કોઈ કારણસર સવારમાં હું નગરથી ચાલીને આકાશ માર્ગે ઊડી રહ્યો હતો ત્યાં મહેલ પર તને સૂતેલી જોઈ. તને જોઈને હું કામાતુર બની ગયો આથી મેં તારું અપહરણ કર્યું છે. આથી સુંદરી ! રડ નહિ. તું તો મારા પ્રાણોની પણ સ્વામિની છે. મારી સાથે વૈતાઢ્ય પર્વત ઉપર તું અનેક ભોગોને ભોગવીશ.

તેવી આ કથા સાંભળી મને વજ્રાઘાત લાગ્યો. દુઃખથી હું વિચારવા લાગી કે મારા માટે મારા પિતાજીએ શત્રુંજય રાજા સાથે દુશ્મની વહોરી અને આ કોઈ બીજો જ મારું અપહરણ કરી ગયો. ખરેખર મારા જીવનને ધિક્કાર છે. મારા જેવી અભાગણુ માટે બધું ઉલ્ટુ જ થયું. હું આમ વિચારતી હતી ત્યાં તેણે મને કહ્યું કે તું અહીં બેસ. હું આ નિકુંજમાં પ્રજ્ઞપ્તિ વિદ્યાના સહસ્ર જાપ કરીને થોડીવારમાં આવું છું.

તેના ગયા બાદ મને અનેક વિચારો આવવા લાગ્યા. યૂથભ્રષ્ટ હરિણીની જેમ હું ચારે બાજુ જોઇ રહી હતી ત્યાં મેં ચારે બાજુ ફેલાયેલ પરિપૂર્ણ એક વિષવૃક્ષ જોયું. તે જોઈ મારું હૈયું નાચી ઊઠયું. હંસિની! મને ત્યારે થયું કે હવે બધાં જ દુઃખોનો અંત આવી જશે. હું તે વિષવૃક્ષ પાસે ગઈ. ફળ તોડયું. "આવા દુઃખો ફરી કોઈ જનમમાં પણ ન મળે." એમ બોલીને મેં એ ઝેરી ફળ ખાધું. ઝેર તીવ્ર હોવાથી મોઢામાં જતાં જ તેની અસર થઇ. હું જમીન પર પડી ગઈ. આખું વન મને ગોળ ગોળ ફરતું જણાયું. ત્યાર પછી મારી વેદના એટલી બધી વધી ગઈ કે મને કશું જ ભાન ન રહ્યું. થોડીવાર પછી મેં જોયું તો હું એક તરુણ પુરુષની ગોદમાં હતી. એ તરુણ મને ઝેર ઉતારનાર મણિજળ મને પીવડાવતો હતો અને તે જળ મારા શરીર પર છાંટી રહ્યો હતો. થોડી થોડીવારે તે મને પવન પણ નાંખતો હતો.

પ્રિયંવદા ચિત્રપટ દર્શનથી માંડીને બધી વાત કરી રહી હતી. તેટલામાં મારી ઝેરની વેદના પણ શમી ગઈ. હું એકદમ સ્વસ્થ થઈ ગઈ. સ્વપ્ન જોતી હોય તેમ હું એકદમ જાગી ગઈ. અને સામે મદન સમાન સુંદર મારા પ્રાણવલ્લભને જોઈ હું વિચારમાં પડી ગઇ કે શું આ સાચું જોઉં છું કે પછી આ કોઇ ઈન્દ્રજાળ છે? કે પછી આ મારો બીજો ભવ છે? આ સ્વપ્ન તો નથી ને? બુદ્ધિનો ભ્રમ તો નથી થયો ને? પણ મારું એવું પુણ્ય ક્યાંથી કે

મારી આંખોએ હું મારા મન વલ્લભને આ જગાએ જોઉં ? હું તેના ખોળામાં સૂતી હોઉં એવા તો પુણ્ય મારા નથી. ત્યાં પ્રિયંવદાએ કહ્યું : 'સુરસુંદરિ ! તું આમ ઉદ્વિગ્ન કેમ છે ? આ રત્નદ્વીપ છે. હું તારી બહેન પ્રિયંવદા છું. વિદ્યાઓ સિદ્ધ કરતો આ મારો ભાઈ મકરકેતુ છે. તેની વાત સાંભળી "આ મારો પ્રિયતમ છે." એમ વિચારી હું ભયથી ધ્રૂજવા લાગી અને સંકીર્ણ રસ અનુભવવા લાગી. તેના ખોળામાંથી ઊઠીને હું પ્રિયંવદા પાસે જઈને બેઠી. તે મને જોતો નહોતો ત્યારે મેં તેના તરફ કટાક્ષ દૃષ્ટિથી જોઈ લીધું. એટલામાં એક વિદ્યાધરે આવી વિનયપૂર્વક કહ્યું. "જિનપૂજાનો સમય થઈ ગયો. છે આથી આપ ઊઠો." આથી પ્રિયંવદા પાસે મૂકીને કેટલાકની સાથે તે જિનભવનમાં ગયા. ત્યારે પ્રિયંવદાએ પૂછ્યું : સુંદરિ ! ભૂમિચરો માટે અત્યંત દુર્ગમ એવા આ રત્નદ્વીપમાં તું કેવી રીતે આવી પહોંચી ? અને આ ઝેર કેવી રીતે ખાધું ? મેં મારી બધી વિતક કથા કહી તેને પૂછ્યું : મને ચિત્રપટ આપી તું કયાં ગઈ હતી ? આ ઘોર જંગલમાં તું મને કેવી રીતે મળી ? અને એક ક્ષણમાં મારા શરીરમાંથી ઝેર તેં કેવી રીતે કાઢી લીધું ?

પ્રિયંવદાએ કહ્યું : તને ચિત્રપટ આપી ઝડપથી હું આ રત્નદ્વીપમાં આવી. પોતાના પરિજન સાથે મકરકેતુને જોયો. ભ્રાતૃસ્નેહથી હું થોડા દિવસ રહી. પછી અહીં આવેલા પિતાજીએ કહ્યું કે તું અહીં મકરકેતુની પરિચારિકા બનીને

રહે. "જેવી આપની આજ્ઞા" એમ કહી હું આ દ્વીપમાં ભાઈની પાસે રહેવા લાગી. વિદ્યા સિદ્ધિના સમાચાર સાંભળી પિતાજી અનેક વિદ્યાધરો સાથે અષ્ટાહ્નિકા મહોત્સવ કરવા માટે અહીં આવ્યા. ઘણી ધામધુમ સાથે જિન પૂજા કરી. વિદ્યા પૂજા કરી. યોગ્ય લોકોનું સન્માન કરી, પૂજનીઓની પૂજા કરી. વિદ્યાધરોને દાન આપી, નૃત્ય, ગીત, વાદ્ય આદિ અનેક માંગલિકોથી અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવી પિતાજી આજે જ રત્નસંચય ગયા છે. કોઈ કારણસર મકરકેતુ અહીં રહી ગયા છે.

સવારે શરીર ચિંતા માટે નીકળતા વાંસ નિકુંજની પાસે એક પ્રધાન તલવાર જોઇ. તેને ઉપાડી. તેની પરીક્ષા કરવા એક પ્રહાર કર્યો. વંશજાળી તેથી કપાઈ ગઈ. એ વંશજાળીમાં કોઈ વિદ્યાધર વિદ્યા સાધના કરી રહ્યો હતો. વંશજાળીની ડાળીની સાથે મણિકુંડળ ભૂષિત મસ્તકને જોઈ ભયથી ચકિત થઇ જોયું તો ગંગાવર્તના રાજા ગંધવાહનનો પુત્ર મકરકેતુ હતો. હાય! પ્રમાદવશ આ નિર્દોષને મેં શા માટે મારી નાંખ્યો? અજ્ઞાનને ધિક્કાર છે. જેણે મને આ નિરર્થક પાપ કર્મ કરાવ્યું. આ પ્રમાણે સ્વનિંદા કરતી હું ત્યાંથી ચાલી ત્યાં મારી ડાબી આંખ ફરકવા લાગી. ત્યાં વિષવૃક્ષ નીચે પડેલ તમને જોયા. તમને જોઈ તેનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું. તેમણે વિચાર્યું કે મરેલી છે છતાંય તે મારા મનને કેમ આનંદ આપે છે! શું તે મરી ગઈ છે કે જીવે છે? એમ વિચારી તેમણે જોયું તો તમારા

સુખમાં વિષડંખ જોયા. એ જોઈ તેમને થયું કે ઝેરની અસરથી તમે બેભાન થઇ ગયા છો. આથી પોતાના સ્થાન પર લઈ જઈ તમારો ઉપચાર કરવાનો તેમણે નિર્ણય કર્યો. સ્થાન પર લાવીને તમારો ઉપચાર કરવા માટે મને દિવ્યમણિ યુક્ત વીંટી લાવવા કહ્યું. ત્યાં સુધીમાં મેં તમારી બધી વાત કરી. એ દરમિયાન હું વીંટી લઇને આવું ત્યાં સુધીમાં તેમણે વિદ્યાધર કુમારો પાસે પૂજાની સામગ્રી તૈયાર કરવાનું કહ્યું. વિદ્યાધરના વધથી લાગેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો પણ તેમણે નિર્ણય કર્યો હતો. તેટલામાં હું દિવ્ય વીંટી લઇને આવી. એ મણિના જળથી તમને સજીવન કર્યા. તમારા સંબંધમાં હું તેમને વાત કરી રહી હતી ત્યાં તમે સ્વસ્થ થઈ ગયા. આ પ્રમાણે સુરસુંદરી! તમે મને જે પૂછયું હતું તેનો મેં તમને જવાબ આપ્યો. અને હવે તો તમને ઇષ્ટની સિદ્ધિ પણ થઇ ગઈ.

પછી તેમણે કહ્યું કે દૈવ જો અનુકૂળ હોય તો દ્વીપાંતરથી, સમુદ્રના તળીએથી, દૂર દેશાવરમાંથી પણ પ્રિયજનને લાવી આપે છે. ત્યારે મેં કહ્યું કે એ તો બરાબર છે પરંતુ મારા નિમિત્તે પ્રબળ શત્રુ શત્રુંજય રાજાએ મારા પિતાજીને ચારે બાજુથી ઘેરી લીધા છે, આથી પ્રિયદર્શન થવા છતાં પણ મારું મન શોક સંતપ્ત છે. તો પછી મારા જેવી અભાગણ માટે દૈવ અનુકૂળ કેવી રીતે ગણાય? એમ કહી હંસિની! શોકથી હું રડવા લાગી. એટલામાં તેમના ભાઈ કૃતકાર્ય કરીને ત્યાં આવ્યા. તેણે પૂછ્યું: પ્રિયંવદે!

તારી બહેન ! કેમ રડે છે ? પ્રિયંવદાએ તેમને વધી વાત કહી. ત્યારબાદ તેમણે કહ્યું : સુંદરી ! રડો નહિ. આજે જ જઇને તમારા પિતાજીના શત્રુને યમરાજાને ત્યાં મોકલી આપુ છું, હું જીવતો છું ત્યાં સુધી સુંદરી ! તમારા પિતાજીને કોઈ હરાવી શકે તેમ નથી. આથી હું જઉં છું. તમે અહીં પ્રિયંવદા સાથે પ્રથમ જિનેશ્વર મંદિરમાં રહો. શત્રુંજયને મારીને હું આવી પહોંચું છું. આમ કહી હાથમાં વસુનંદ તલવાર લઈ તે ઊડી ગયા અને હું અને પ્રિયંવદા જિનમંદિરમાં તે દિવસે રહ્યા.

તેમના પ્રત્યે ઉત્કટ રાગ હોવાથી હું વિચાર કરી રહી હતી કે હજી સુધી પણ તે કેમ પાછા ન ફર્યા ? દિવસ પૂરો થતાં આખી રાત વિચારતી રહી કે વિદ્યા પ્રતાપવાન હોવા છતાં પણ શત્રુંજયને મારીને તે હજી સુધી કેમ ન આવ્યા ? એટલામાં એક ભયંકર મુખવાળા કાળા પિશાચને મેં જોયો. તેનો અવાજ ખૂબ જ કઠોર હતો. પોતાના ભીષણ સ્વરૂપથી તે મને ડરાવી રહ્યો હતો. અગનઝાળ જેવા તેના વાળ પીળા હતા, તેનાં મોટા મોટા દાંત હોઠ ફાડીને બહાર નીકળી આવ્યા હતા. મરુકૂપ જેવી તેની આંખો ભયંકર હતી. માનવ ખોપરીઓની તેણે માળા પહેરી હતી. પોતાના ભીમ અટ્ટહાસ્યથી તે બધા પ્રાણીઓને ડરાવી રહ્યો હતો.

તેણે મને કહ્યું : પાપિણી ! એ સમયે પરપુરૂષમાં આસક્ત બની પરદાર લોભી તે પાપી પુરૂષની સાથે સંબંધ બાંધી મને દુઃખ આપ્યું હતું. એ પુરૂષને તો તેનાં પાપનું

ફળ મળી ગયું. હવે તું તારા પાપનું ફળ ભોગવ. એમ કહી હંસિની! મને પકડીને તે આકાશમાં ઉડયો. અને કઠોર વચનથી મને અપમાનિત કરવા લાગ્યો. તેને ગાળો દેતી પ્રિયંવદા પણ તેની પાછળ પાછળ દોડી પરંતુ ભયાનક હુંકારથી તેને મૂચ્છિંત કરી નાંખી અને મને આકાશમાં ખૂબ ખૂબ ઊંચે લઇને એવી રીતે ફેંકી જેથી નીચે પડતાં જ મારા ચૂરેચૂરા થઈ જાય. પરંતુ ભાગ્યવશાત્ હું ઉદ્યાનની લતાઓ પર પડી. સમંતભદ્રે મને જોઈ અને મારી વિતક કથા પૂછી. હું મનમાં વિચારતી હતી કે શું આ ઇન્દ્રજાળ છે? કે હું સ્વપ્ન જોઈ રહી છું? હું ક્યાં આવી ગઈ? એ વૈતાળ ક્યાં જતો રહ્યો? પ્રિયંવદાનું શું થયું? એ પાપીએ મારા વલ્લભને પણ હેરાન કર્યા હશે. આથી જ તે હજી સુધી નહિ આવ્યા હોય. અથવા તો નાની સેનાવાળા મારા પિતાજીનું શત્રુંજયે શું કર્યું હશે? હું ત્યારે એટલી બધી ચિંતા અને ભયમાં હતી કે સમંતભદ્રે વારંવાર પૂછ્યું છતાંય હું કશો જવાબ ન આપી શકી. ત્યાર પછી સમંતભદ્ર મને રાજા પાસે લઈ ગયો. ભય અને ચિંતાથી હું ત્યાં પણ કશું બોલી નહિ. હંસિકે! પણ તારા ઉપર મને અત્યંત પ્રેમ હોવાથી મેં તને મારી બધી વાત કરી. કારણ તેં પણ મને પ્રેમથી જ પૂછ્યું હતું.



હંસિકાએ કહ્યું કે તમે અત્યંત અસહ્ય દુઃખનો અનુભવ કર્યો છે. એ દુઃખની કથા સાંભળીને આજ પણ ભય લાગે છે. પ્રિય સખી ! તમે એવાં દુઃખને યોગ્ય નથી છતાં પણ કર્મની ગતિ વિચિત્ર છે. તેના પ્રભાવથી સુખીમાં સુખી જીવ દુઃખનો અનુભવ કરે છે અને દુઃખીમાં દુઃખી જીવ સુખનો અનુભવ કરે છે.

સુરસુંદરી ! કર્મની આવી વિચિત્રતા જાણીને તમે જરા પણ દુઃખી ન થશો. બીજી બાબત એ છે કે આપનાં શરીરનાં લક્ષણ જોઇને લાગે છે કે આપ જરૂરથી વિદ્યાધર-રાજની પત્ની બનશો. કુશાગ્રનગરથી આવેલા માણસે કમલાવતીદેવીને જે વાત કરી છે તે મેં સાંભળી છે. એ વાત આ પ્રમાણે છે. શત્રુંજય રાજાએ નગરને ઘેરી લીધું તેથી સામંત સહિત નરવાહન રાજા મોટા સંકટમાં મુકોઈ ગયા. અનેક જણ માર્યા ગયા. સુભટોના લોહીની નદીઓ વહેવા લાગી. એટલામાં એક વિદ્યાધર તલવાર લઈ ત્યાં આવી પહોંચ્યો. અને તેણે પોતાની તે જ તલવારથી હાથી પર બેઠેલા શત્રુંજય રાજાનું માથું વાઢી નાંખ્યું. તેનો વધ કરી તે નરવાહન રાજા પાસે ગયો અને કહ્યું :

"રાજન્! આપનો શત્રુ માર્યો ગયો છે. એક વિદ્યાધરે આપની પુત્રી સુરસુંદરીનું અપહરણ કર્યું છે. તે હાલ રત્નદ્વીપ છે. સુરસુંદરીના વચનને માન આપી હું અહીં આવ્યો છું. હુ ચિત્રવેગ વિદ્યાધરેન્દ્રનો પુત્ર છુ. મારૂં નામ મકરકેતુ છે. આપની પુત્રી પ્રિયંવદા પાસે સુખેથી રહે છે." આમ કહી એ વિદ્યાધર ત્યાંથી ચાલ્યો ગયો.

શત્રુનો વધ થતાં નરવાહન રાજાએ પોતાની સેના પાછી ખસેડી લીધી. આથી સુરસુંદરી! તમે તમારા પિતા માટે જરા પણ ચિંતા ન કરશો. જેણે આપના પિતાને નિર્ભય બનાવ્યા તેને પિશાચ શું કરી શકવાનો છે? વિલંબ થવામાં બીજું જ કોઈ કારણ લાગે છે. આથી જ તમારા વલ્લભ હજી રત્નદ્વીપ પાછા ફર્યા નથી. ત્યારબાદ હંસિકાએ કમલાવતી દેવીને બધી વાત કરી. દેવીએ તે બધી વાત રાજાને કરી.

સુરસુંદરી પોતાની ફોઈને ત્યાં સુખેથી દિવસો પસાર કરી રહી હતી. એક દિવસ રાજા કેટલાક આપ્તજનો સાથે આભ્યંતર સભામાં બેઠો હતો. સુરસુંદરીની સાથે કમલાવતી પણ ત્યાં બેઠી હતી ત્યાં દ્વારપાળનો આદેશ લઈને રાજાનો અત્યંત પ્રિય વણિક ધનદેવ હાથમાં રત્નોની થાળી લઈને રાજા પાસે આવ્યો. રત્નો ભરેલી થાળી રાજાને ભેટ આપી. રાજાએ એ ભેટ સ્વીકારી તુરત જ પૂછ્યું: ધનદેવ! તમે તો સિંહલદ્વીપ ગયા હતા તો તમે આટલા

ઝડપથી પાછા કેવી રીતે આવી ગયા ? શું વહાણ પર કોઈ સંકટ તો નહોતું આવ્યું ને ? કે તમે આમ મહિનામાં જ પાછા ફરી ગયા ? ખરેખર ! મને આ આશ્ચર્ય લાગે છે. ધનદેવે કહ્યું : રાજન્ ! ત્યાંથી જલ્દીથી પાછા ફરી જવાનું કારણ તમને કહું છું : સાંભળો :–

સિંહલદ્વીપથી આવેલા વેપારીઓથી પ્રોત્સાહિત થઇ, તે દ્વીપને યોગ્ય કરિયાણું વિગેરે લઇ, આપને પ્રણામ કરીને, મોટા સાર્થની સાથે વિશાળ ગંભીર નામે વેલા-કૂલમાં પહોંચ્યો. આ કૂલ સોપારી અને નાળિયેરનાં વૃક્ષોથી અત્યંત રમણીય હતું. ઠેક ઠેકાણે હાથીદાંત હોવાથી તે ગજેન્દ્રમુખ જેવું શોભતું હતું. ક્યાંક ક્યાંક ચંદન અને કપૂર હોવાથી તે સુરગિરિ જેવું દેખાતું હતું. ક્યાંક ક્યાંક તો જાયફળ, ઇલાયચી આદિ હોવાથી તે કામી-જનના ચહેરા જેવું લાગતું હતું. એક વિશાળ જહાજ પર બધો સમાન ચડાવ્યો. તે સમયે તે જહાજ રાજભવન જેવું શોભતું હતું.

શુભ તિથિ નક્ષત્રમાં સમુદ્ર પૂજન, તેમજ જિનપૂજા કરીને, શ્રમણસંઘને દાન દઈને, મિત્રોથી વિદાય લઈ, સકળ પરિવાર સાથે જહાજમાં બેઠો. જહાજ મધદરિયે જઈ રહ્યું હતું. કેટલાક યોજન દૂર ગયા બાદ કૂપક સ્થંભ પર બેઠેલા નિયામકે કહ્યું કે ભાઈઓ આશ્ચર્ય જુઓ ! આશ્ચર્ય ! સુરેન્દ્ર સમાન સુંદર પ્રસન્નમુખ કોઇ મહાનુભાવ પોતાની ભુજાઓથી અગાધ સમુદ્રને શું કરી રહ્યો

છે? તેની વાત સાંભળી કેટલાક લોકોને તેની પાસે મોકલ્યા. ત્યાં જઈ તેને કહ્યું : ભદ્ર! ધનદેવ વેપારીએ અમને તમારી પાસે મોકલ્યા છે. ત્યારે તે મહાનુભાવ અમારા જહાજ પર આવ્યો. કામદેવથી પણ અતિ સુંદર, પૂર્ણિમાના ચંદ્ર સમાન, અત્યંત સૌમ્ય, ગોરો, તમને બરાબર મળતો આવતો તેનો ચહેરો જોઈ મને થયું કે આ તો અમરકેતુ રાજા જેવો લાગે છે. જંગલમાં કમલાવતી દેવીના ખોળામાંથી અપહરણ થયેલો પુત્ર તે શું આ જ હશે? પણ આવું બધું શા માટે વિચારવું જોઇએ? તેમને જ સીધો પ્રશ્ન પૂછું. કે તમે સમુદ્રમાં કેવી રીતે પડી ગયા? અને તમે કોણ છો? એમ વિચારી મેં તેમની ઘણા આદરભાવથી મહેમાનગીરી કરી. પ્રથમ તેમના અંગોને માલીશ કરાવી. સ્નાન કરાવ્યું. સારું ભોજન જમાડયું. પછી સુખાસન પર જ્યારે તે બેઠા ત્યારે મેં પૂછ્યું : ભદ્ર! આપ કયાં રહો છો? અને આ સાગરમાં કેવી રીતે પડયા? ત્યારે તેમણે કહ્યું : ધનદેવ! તમને એ જાણવાનું કુતૂહલ થતું હોય તો તમે તે એકાગ્ર ચિત્તે સાંભળો :

વૈતાઢય પર્વતની દક્ષિણ શ્રેણીમાં રત્નસંચય નામના નગરમાં પવનગતિ–વિદ્યાધર પુત્ર બકુલાવતીની કુક્ષીએ જન્મ પામેલ ચિત્રવેગ નામનો વિદ્યાધર ચક્રવર્તી છે. અમિતગતિ વિદ્યાધરપુત્રી કનકમાળા તેમની પત્ની છે. તેમનો હું મકરકેતુ નામે પુત્ર છું ઉંમર વધતાં હું યુવાન થયો. આ બાજુ વૈતાઢય પર્વતની ઉત્તર શ્રેણીમાં ચમર-

ચંચ નામનું એક નગર છે. ભાનુગતિ વિદ્યાધરપુત્ર ચિત્રગતિ વિદ્યાધરરાજ તે નગરનો સ્વામી છે. તે મારા પિતાનો મિત્ર છે. હું પણ તેમનો લાડલો છું.

એક વખતે હું ચમરચંચ નગર ગયો તો ઘણાં જ પ્રેમથી તેમણે મને રોહિણી વિદ્યા આપી. સાત મહિના ત્યાં રહી મેં તે વિદ્યા સિદ્ધ કરી. તેની સાધના કરતાં અનેક પ્રકારનાં ઉપસર્ગો થયાં. પરંતુ હું અવિચળ અને નિર્ભય રહ્યો. ત્યાંથી હું પાછો મારા નગરમાં આવ્યો. પિતાજીએ વિદ્યાધરોની સમક્ષ મારી પ્રશંસા કરતાં કહ્યું નાની ઉંમરમાં જ મારા પુત્રે અત્યંત રૌદ્ર રોહિણી વિદ્યા સિદ્ધ કરી છે. બાળક સમજી મેં તેને આ વિદ્યા આપી ન હતી. પરંતુ જ્યારે તેણે આ અતિ કઠિન વિદ્યા સિદ્ધ કરી લીધી છે ત્યારે બીજી વિદ્યાઓ સિદ્ધ કરવામાં હવે તેને કોઇ મુશ્કેલી નહિ નડે. એમ વિચારી એક સારા દિવસે સિદ્ધાયતનમાં જિન પ્રતિમાઓનો અષ્ટાહ્નિકા મહોત્સવ કરાવી બધી વિદ્યાઓ મને આપી. તેની વિધિ બતાવી અને કહ્યુ કે રત્નદ્વીપમાં વિદ્યાધર રચિત યુગાદિ દેવમંદિરમાં જઇને આ વિદ્યાઓની સિદ્ધિ કર. ત્યાં જઈને જિન વંદન–પૂજા કરજે. અન્ય સર્વ વિધ વ્યાપારોથી દૂર રહેજે. અને એક યોજનમાં પંચેન્દ્રિય જીવોની હિંસા ન કરીશ. કારણ પ્રમાદવશ થયેલી હિંસાથી પણ મુશ્કેલી ઉભી થશે. આમ કહી પિતાજીએ સર્વ દોષ નિવારણ માટે પોતાની વીંટી આપી. થોડાક પરિજન સાથે મને રત્નદ્વીપ મોકલ્યો.

છ મહિનામાં જ મેં બહુરૂપા, પ્રજ્ઞપ્તિ, ગૌરી, ગાંધારી, મોહિની, ઉત્પાદિની, આકર્ષણી, ઉન્મોચની, ઉચ્ચાટની, વશીકરણી વગેરે વિદ્યાઓ સિદ્ધ કરી લીધી. એટલામાં રાતના પાછળના પ્રહરમાં ધરતી ધ્રૂજવા લાગી. દિગ્ગજ ગર્જવા લાગ્યા. આકાશ ઝળાંઝળાં થઇ ગયું. પંચભૂત જાણે હસવા લાગ્યા. ત્યાર પછી સુગંધિત કોમળ હવા વહેવા લાગી. દિવ્ય કુસુમ વર્ષા થઈ. ત્યાં જ પોત પોતાના નામથી અંકિત વિચિત્ર ચિહ્નોવાળી, અનેક અલંકારોથી અલંકૃત, વિચિત્ર વાહનો પર આરૂઢ, વિચિત્ર વેશવાળી, એકબીજાના રૂપથી અત્યંત સ્વરૂપવાન અનેક સ્ત્રીઓ પ્રકટ થઇ. તેમણે કહ્યું કે તમારી વિદ્યાઓ સિદ્ધ થઈ ગઇ છે. તેમનું આ વચન સાંભળી પ્રસન્ન થઈ મેં તે બધાની યથાયોગ્ય પૂજા કરી. વિદ્યાસિદ્ધના સમાચાર સાંભળતાં જ અનેક બેન્ડવાજાં સાથે અષ્ટાહ્નિકા મહોત્સવ કરવા મારા પિતાજી વૈતાઢ્ય પર્વતથી રત્નદ્વીપ આવી પહોંચ્યા. પિતાજીએ ખૂબ જ ધામધુમથી અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવ્યો. ઉત્સવ પૂરો કરી તે વૈતાઢ્ય પાછા ફર્યાં. અને હું ખાસ કારણ માટે ત્યાં જ રહી ગયો.

જિનપૂજા, જિનવંદન કરીને સૂર્યોદય થતાં હું પ્રાત. કર્મ માટે બહાર નીકળ્યો. પ્રાતઃકર્મ પતાવી ત્યાંથી થોડેક આગળ જતાં વાંસના વનમાં જમીન પર પડેલી એક તલવાર મેં જોઈ. તલવાર ઉઠાવી મેં તેને વાંસ પર વીંઝી. તલવારના ઘાથી વાંસ કપાઇ ગયો. વાંસ નિકુંજમાં તે

અગાઉ ગંગાવર્તનાં સ્વામી ગંધવાહન રાજાનો પુત્ર મકરકેતુ બેઠો હતો. નિકુંજ કપાતા જ મેં ધરતી પર કપાએલું માથું જોયું. તે જોતાં જ મને આશ્ચર્ય થયું અને મને થયું કે મેં ખરેખર આ અઘટિત કર્યું. જરૂર કોઈ આપત્તિ આવશે. એ સાથે જ બીજો વિચાર પણ આવ્યો કે વિદ્યાઓ સિદ્ધ થઈ ગઈ છે આથી હવે કોઈ મુશ્કેલી આવે તેવો સંભવ નથી. છતાંય સંભવિત આપત્તિ દૂર કરવા માટે જાપ-પૂજાદિ કરવા જરૂરી છે. ત્યાં જ મારી જમણી આંખ ફરકવા લાગી.

હું વિચારવા લાગ્યો કે આ સુનિમિત્ત શું ફળ આપશે? ધનદેવ! ત્યાં હું થોડે દૂર ગયો ત્યાં કિંપાક વૃક્ષની નીચે મૂર્છિત થયેલી એક કુળલક્ષ્મી જેવી યુવતીને મેં જોઇ. લાંબા કાળા વાળથી ઢંકાયેલ તેનું માથું ભમરાથી આછન્ન કમળ સમાન સુંદર લાગતુ હતું, કાન સુધી પહોંચેલી આંખ તેમજ લાંબા નાકથી શોભતું તેનું મુખ અસંપૂર્ણ ચંદ્રને પણ ફીક્કો પાડતું હતુ. તેની ગરદન શંખ સમાન ઊંચી અને કોમળ હતી. તેના પીન અને ઉન્નત સ્તન યુગલ ઐરાવતના કુંભસ્થળ જેવાં હતાં. તેનો મધ્યભાગ અત્યંત કૃશ હતો. તેની નાભી એવી ઊંડી અને મનોહર હતી કે જાણે વિધાતાએ કામદેવના મંજન માટે કૂપિકા ન બનાવી હોય! પુષ્ટ અને સુકુમાર નિતંબથી તે યુવાનો અને તરૂણોને કામાતુર બનાવતી હતી. તેને જોતાં લાગતું હતું કે જાણે હું તેને વરસોથી નહિ યુગોથી

ઓળખું છું. તેને જોઈ મારા હૈયે આનંદની હેલી ઉભરાતી હતી. તેનાં મોંમાં આંગળી નાખી જોયું તો અર્ધું આવેલું કિંપાક ફળ દેખાયું. એ ફળ ખાવાથી તે બેભાન બની ગઈ છે, એમ નક્કી કરીને હું મારા સ્થળે જવાનો વિચાર કરવા લાગ્યો.

મને એ પણ વિચાર પણ આવ્યો કે આ કોઈ વિદ્યાધરની પુત્રી છે. કોઈ નિરાશાથી તેણે ઝેરી ફળ ખાધું છે. ભૂમિચર માનવો માટે આ રત્નદ્વીપ અગમ્ય છે, આથી ભૂમિચર મનુષ્યની તો પુત્રી ન જ હોઈ શકે. મેં અનેક વિદ્યાધર પુત્રીઓ જોઈ છે પણ તેને જોઈને મને તેના પ્રત્યે જે અનુરાગ થાય છે તેવો અનુરાગ મને બીજી કોઈ તરફ થયો નથી. આથી લાગે છે કે એ મારી પત્ની જ હશે, આમ વિચારી મેં તેને હાથમાં ઉંચકી. તેના કોમળ શરીરનાં સ્પર્શથી મને અત્યંત વિચિત્ર આનંદનો અનુભવ થયો. તેને ઉપાડીને હું યુગાદિ દેવમંદિરની પાસે મારા પોતાના આવાસ સ્થાન પર આવ્યો. ત્યાં મારી બીજી માતાની પુત્રી બહેન પ્રિયંવદા રહેતી હતી. મેં તેને કહ્યું કે વિદ્યા પ્રદાન સમયે પિતાજીએ જે દિવ્ય મણિવાળી વીંટી આપી હતી તે નિર્મળ જળ સહિત લઇ આવો. કારણ તે ઝેર ઉતારવા માટે સિદ્ધ થયેલી છે.

વીંટીના જળથી હું તેના શરીર પર તે જળ છાંટી રહ્યો હતો ત્યારે પ્રિયંવદાએ મને કહ્યું કે આ મારી બહેન લાગે છે! મેં તેને પૂછ્યું કે તેં એને ક્યારે અને ક્યાં

જોઈ હતી? તેણે કહ્યું કે મારી માતાની નાની બેન રત્નવતી કુશાગ્રપુરમાં નરવાહન રાજાની પત્ની છે. આ તેમની પુત્રી છે. તેનું નામ સુરસુંદરી છે, વૈતાઢ્યથી હું પહેલાં અહીં આવી રહી હતી ત્યારે થાક ઉતારવા કુશાગ્રપુરના બાહ્યોદ્યાનમાં હું ઉતરી હતી, ત્યાં મેં તેને જોઈ હતી. હું વિદ્યાનું એક પદ ભૂલી ગઈ હતી. તેણે લબ્ધિથી યાદ કરીને એ પદ બતાવ્યું હતું. ત્યાં ચિત્રપટ પર અંકિત તમારૂં ચિત્ર જોઇ તેને તમારા પર અત્યંત અનુરાગ થયો હતો.

ત્યારે મેં કહ્યું હતું કે તે ઘણો જ સુદર અને સ્વરૂપવાન છે અને તારો એ પતિ થશે. એ સાંભળી ચિડાઇને તેણે કહ્યું કે તેના દર્શન તો દુર્લભ છે અને તમે મારા પતિ બનવાની વાતો કરો છો? એમ કહી તે નિ:શ્વાસ નાંખવા લાગી. મેં કહ્યુ કે મારાથી બનશે તો તેનો ભેટો કરાવી તને હું જરૂર સુખ આપીશ. આ પ્રમાણે પ્રિયંવદા જ્યારે તેના અંગે વાત કરી રહી હતી ત્યાં તે ભાનમાં આવી. આથી મારા ખોળામાંથી બેઠી કરી તેને પ્રિયંવદા પાસે મૂકીને સંભવિત મુશ્કેલી દૂર કરવાના હેતુથી વિધિપૂર્વક જિનપૂજા, જિનવંદના કરીને ત્યાં દેવતાઓનાં મંત્રોનો જાપ કરીને, સ્તુતિ પાઠ કરીને, કાયોત્સર્ગ વગેરે વિધિ પતાવી પ્રિયંવદા પાસે ગયો ત્યારે તે રડતી હતી.

પ્રિયંવદાને મેં રડવાનું કારણ પૂછ્યું. તેણે કહ્યું કે તેના નિમિત્તે તો બળવાન શત્રુએ તેના પિતા પર આક્રમણ

કર્યું છે આથી ચિંતાથી તે રડી રહી છે. મેં કહ્યું કે હું જીવતો છું ત્યાં સુધી તારા પિતાને કોણ હરાવી શકે તેમ છે? એમ કહી હાથમાં વસુનંદ તલવાર લઈને એકલો જ જવાનો મેં વિચાર કર્યો. તેને પ્રિયંવદા સાથે રહેવાનું કહ્યું અને કહ્યુ કે જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી તેની સાથે જ રહેજે. એમ કહીને હું આકાશમાર્ગે કુશાગ્રપુર પહોંચ્યો.

ત્યાં મોટા મોટા વીરો અનેક પ્રકારે નગરની રક્ષા કરી રહ્યા હતા. ઊંચા ઊંચા મહેલોથી નગર સુંદર લાગતું હતું. અટારીઓ પર ધ્વજો ફરકી રહ્યા હતા, ઠેક ઠેકાણે તોપો મૂકવામાં આવી હતી, વીરોની વીર ગર્જનાઓથી આકાશ ધ્રૂજતું હતુ. હું ઉપરથી આ દૃશ્ય જોઈ રહ્યો હતો. એટલામાં નગરનો નાશ કરવા માટે માલવરાજ શત્રુંજયની સેના આગળ વધી. પથ્થરોથી ખીણોને ભરી દેવા તે પ્રયત્ન કરતી હતી. નરવાહનના સૈનિકોના ભાલા આદિ શસ્ત્રોથી કપાઇને શત્રુંજયના સૈનિકો ધડાધડ ભૂશાયી થતા હતા. ત્યાં રોષમાં આવી શત્રુંજયના અનેક સામંતવીરો પોતાની સેના લઈને આવ્યા. તેમના અનેક પ્રકારના શસ્ત્રોના પ્રહારથી સૈનિકોની હરોળ છિન્નભિન્ન થતી હતી. એ યુદ્ધનું દૃશ્ય ખરેખર રોમાંચક હતું. તેની સેના ખાઇઓને ભરીને માર્ગનાં અવરોધોને સળગાવવા લાગી. શત્રુ સેનાથી નગરજનો અને સૈનિકોને મેં ભયવિહ્વળ થતાં જોયાં એટલે હું તલવાર લઈ હાથી પર ચઢેલા શત્રુંજય પાસે જઈ પહોંચ્યો.

મેં કહ્યું : અરે દુષ્ટ ! તું અકારણ મારી દયિતાના પિતાને પરેશાન કરી રહ્યો છે. હવે તું મારી સામે તારી તાકાત બતાવ. એમ કહી મે તેના માથાનાં વાળ પકડીને તેનું માથું કાપી નાંખ્યું, તેનો વધ થતાં જ તેની સેના હતાશ થઈને ભાગવા લાગી. હું શત્રુંજયનું માથું લઈને ચિંતાતુર રાજા નરવાહન પાસે ગયો. તેમને પ્રણામ કરીને અગાઉની બધી વાત કરી મે તેમને કહ્યું કે હું તમારી પુત્રીને હમણાં લાવી આપું છું. આમ કહી પ્રિયતમાના મુખચન્દ્રને જોવાની અતિ ઉત્કંઠાથી હું તુરત જ આકાશમાર્ગે રત્નદ્વીપ પહોંચ્યો.

ત્યાં મેં એક પિશાચને જોયો. તેની જાંઘ તાડવૃક્ષ જેવી હતી. તેના શરીરનો રંગ ડામર જેવો કાળો હતો. તેના હાથ ભયાનક રીતે લાંબા હતા. તેનાં દાંત હોઠમાંથી બહાર નીકળી આવ્યા હતા. તેની જીભ મુખની બહાર લપકારા મારતી હતી. તેનું નાક મોટું અને ચપટું હતું. તે મોટેથી અટ્ટહાસ્ય કરતો હતો. ભયાનક અવાજથી તે સૌને કંપાવી રહ્યો હતો.

તેણે મને કહ્યું : રે દુષ્ટ ! એ સમયે મારી દયિતાનું અપહરણ કરીને તેં મને જે દુઃખ આપ્યું હતું તે વૈરનો આજે હું બદલો લઈશ. આજે મેં તને જોઇ લીધો છે. હવે તું ક્યાં જઈશ ? બાલ્યવસ્થામાં તું કોઇ કારણસર બચી ગયો પણ હવે તું મારા હાથમાંથી નહિ બચી શકે.

કારણ આજ હું તને સમુદ્રમાં ફેંકવાનો છું. એમ કહી એ વૈતાળ અચાનક અદ્રશ્ય થઈ ગયો અને હું ધડુમ્ કરતો સમુદ્રમાં ગબડયો. નભોગામિની વિદ્યાનું મેં વારંવાર સ્મરણ કર્યું પરંતુ તેના પદ મને યાદ ન આવ્યા. આથી મને થયું કે તેણે મારી વિદ્યાનો પણ નાશ કર્યો છે. અથવા તે કોઇ મારો પ્રચંડ શત્રુ દેવ હશે. ધનદેવ! ત્યારે હું મારા બાવડાના બળે સાગર પાર કરવા લાગ્યો.

રાજન્! જ્યાં તેણે પોતાની આ બધી વિતક કથા કહી ત્યાં એક મોટો અવાજ સંભળાયો. હે નાવિક! તમે લોકો જલ્દીથી સાવધાન થઈ જાવ. કારણ આકાશમાં યમરાજના જેવો અત્યંત ભયાનક ઔત્પાતિક જંતુ દેખાઈ રહ્યો છે આથી તે જરૂર તોફાન કરશે. અને પલવારમાં તે નાવિકો સહિત નાવનો નાશ કરશે. તેની વાત સાંભળી લોકો કૂપ-સ્તંભ ઉપર ચઢીને જોવા લાગ્યા અને જીવવાની આશા છોડી દીધી ત્યાર બાદ લંગર છોડી નાંખ્યું. કૂપસ્તંભ તોડી નાંખ્યો. સફેદ વસ્ત્રથી નાવને ઢાંકી દીધી. ત્યાં ગગન કાળા કાળા વાદળોથી ઢંકાઇ ગયું. સમુદ્ર જોરશોરથી ઉછળવા લાગ્યો. જોરદાર પવન ફુંકાવા લાગ્યો. યમરાજની જીભ જેમ વિજળી ચમકવા લાગી. સમુદ્રનાં મોજાં એટલા જોરથી ઉછળવા લાગ્યાં કે લગર નાંખવા છતાં પણ નાવ પોતાના સ્થાને ઉભી ન રહી શકી. પ્રચંડ પવનના વેગથી તેમજ વિરાટ મોજાઓનાં મારથી લંગર તડતડ તૂટવા લાગ્યું. બંધન છૂટતાં જ તરુણ ઘોડાની જેમ નાવ જોરથી તણાવા લાગી.

નાવ ડૂબવાના ભયથી સૌ પોતપોતાના ઈષ્ટદેવને યાદ કરવા લાગ્યા. ઉન્મત્ત સ્ત્રીની જેમ નાવ સમુદ્રમાં આમથી તેમ ઘૂમરી ખાવા લાગી. કેટલાક કરુણ રીતે રડી રહ્યા હતા. કેટલાક સોનાની પોટલી પોતાની બગલમાં દબાની નાવ ડૂબી જાય તો સમુદ્રમાં કૂદી પડવાની તૈયારી કરી રહ્યા હતા. ત્યાં જ નાવ એક પર્વત સાથે ભટકાઈને તૂટી પડી અને સમુદ્રમાં ડૂબી ગઈ.

લાકડાનાં એક પાટિયાને પકડીને હું પાંચ દિવસ સમુદ્રમાં તરતો રહ્યો અને કિનારે પહોંચ્યો. સૂર્યનાં કિરણથી શરીરની ઠંડી જરાક હળવી થઈ. પાટિયા પરથી ઉતરી પાકા કેળા ખાઈ ભૂખ ભાંગી. સૂકા નાળિયેર તોડી તેલ માલીશ કરી. સરોવરના કિનારે ચંદન વૃક્ષના પાંદડાનાં રસથી સ્નાન કર્યું. જાયફળ, ઇલાયચીવાળું પાન ખાઈને એક રત્નશિલા પર બેસીને વિચારવા લાગ્યો કે હાય! આમ એકાએક ધન અને પરિજનનો કેવી રીતે વિયોગ થઈ ગયો? નાવ તૂટી ગઈ. હવે તે મહાનુભાવ ક્યાં હશે? લાકડાનું પાટિયું મળી જતાં સમુદ્ર પાર કરી ગયા હોય તો ઘણું સારું.

આવા વિચારો ને ચિંતામાં મેં ત્યાં થોડાક દિવસો પસાર કર્યાં. એક દિવસે કોઈએ મને કહ્યું: ધનદેવ! તમે આટલા ઉદાસ કેમ જણાવ છો? મારું નામ સાંભળી મને આશ્ચર્ય થયું. મેં એ દિશા તરફ જોયું તો દેદિપ્યમાન

શરીરવાળો, પ્રસન્ન મુખવાળો, અનેક અલંકારોથી અલંકૃત અને પંચરંગ વસ્ત્રધારી એક દેવને મેં જોયો. તેણે મને ખૂબ જ પ્રેમ અને આદરથી આલિંગન કર્યું અને કહ્યું : ભદ્ર ! શું તમે મને ઓળખતા નથી ! મેં કહ્યું : દેવ ! હું તમને બરાબર ઓળખી શકતો નથી આથી આપ જ કહો કે આપ કોણ છો ? અને આપે મને પ્રથમ ક્યાં જોયો હતો ?

દેવે કહ્યું : આપે હસ્તિનાપુરના ઉદ્યાનમાં દેવશર્માને જોયો હતો અને તેમના કહેવાથી તમે લાખ સોનામહોર આપી સુપ્રતિષ્ઠના પુત્ર જયસેનને બચાવ્યો હતો. જંગલમાં ભીલોએ આપનાં સાર્થને લૂટયો હતો. એ સમયે સુપ્રતિષ્ઠને ત્યાં આપે મને જોયો હતો. કુશાગ્રપુરથી પાછા ફરતાં સિંહગુફા સળગી ગઈ હતી હાડપિંજરોની વચ્ચે તમે મને જોયો હતો. મારા હાથ–પગ કપાઈ ગયા હતા. મને ખૂબ જ તરસ લાગી હતી. આપે પાણી મંગાવી મારી તરસ બુઝાવી હતી. સમ્યક્ત્વ સહિત પંચ નમસ્કાર મહામંત્ર સંભળાવ્યો હતો. એ દેવશર્માનો હું જીવ છું. નવકાર મંત્રનાં પ્રભાવથી વેલંધર નાગરાજના મધ્ય સામાજિક દેવોથી પૂજિત શિવક નામનો દેવ છું.

ત્યારે મેં પૂછ્યું : હવે આપ ક્યાં રહો છો ? દેવે કહ્યું : મેરૂપર્વતના દક્ષિણ ભાગમાં ૪૨ હજાર જોજન પ્રમાણ લવણ સમુદ્રનું અવગાહન કરી, આડત્રીસ જોજન પ્રમાણ

ઊંચાઈવાળા પોતાના રત્નોના તેજથી સાડા સાત જોજન સુધી ચારે તરફ લવણ સમુદ્રને પ્રકાશિત કરનાર 'દંડમારુ' નામનો એક પર્વત છે. તેના શિખર પર બાસઠ જોજન ઊંચું; સુંદર રત્નોથી અલંકૃત મારુ ભવન છે. દસ હજાર સામાનિક મારી સેવા કરે છે. એક પલ્યોપમ આયુષ્યવાળો હું વેલંધર રાજા છું. લવણ સમુદ્રમાં બાર જોજન વિસ્તારવાળી શિવકા નામની મારી રાજધાની છે. ત્યાં અનેક દેવીઓની સાથે દિવ્યભોગનો અનુભવ કરું છું.

ભદ્ર ! આપની કૃપાથી મને આ બધી ઋદ્ધિ પ્રાપ્ત થઈ છે, ગઈકાલે હું 'દંડમારુ' પર્વત પર આવ્યો. ત્યાં અવધિજ્ઞાનથી આપને મેં રત્નદ્વીપ પર જોયા આથી તમારી પાસે આવ્યો. ફરમાવો. આપની હું શું સેવા કરું ?

તે સમયે હું વિચારતો હતો કે જિનધર્મનો આટલો બધો પ્રભાવ છે તો પછી હું દીક્ષા શા માટે નથી લઈ લેતો ? પછી દેવે કહ્યું : દેવદર્શન કદી નિષ્ફળ જતું નથી. આથી આપ તૈયાર થઈ જાવ. રત્નોથી પૂર્ણ દિવ્ય વિમાનમાં હું આપને હસ્તિનાપુર લઈ જઉ છું. ત્યાં પહોંચતાં આપનાં બધાં મનોરથ પૂર્ણ થશે એમ કહીને દિવ્ય વિમાનની રચના કરી ઘણાં રત્નો સાથે મને તેના ઉપર બેસાડી શિવક દેવ મને હસ્તિનાપુર લઈ આવ્યો.



ધનદેવે રાજાને આ પ્રમાણે મકરકેતુના સમાચાર આપ્યા. એ સાંભળી સુરસુંદરી શોકસંતપ્ત બની વિલાપ કરવા લાગી : હાય ! મારું આ હૃદય વજ્ર જેવું બન્યું લાગે છે. નહિ તો આવા સમાચાર સાંભળી તે તૂટી કેમ ગયું નથી ? હવે મારે જીવવાનો શો અર્થ છે ? કારણ જહાજ તૂટતાં હવે તેમનાં જીવતાં રહેવાની કોઈ જ સંભાવના નથી. નાથ ! આપે તો કુશાગ્રપુર જઈ શત્રુંજય રાજાને મારી મારા પ્રત્યેના પ્રેમનો પરિચય આપ્યો. જે દેવે મારું અપહરણ કર્યું હતું તે દેવે આપની વિદ્યાનો નાશ કર્યો. ન જાણે આપની કઈ દશા હશે ? હાય ! ચંદ્ર સમાન આપનાં મુખનાં હું દર્શન ક્યારે કરીશ ? ન જાણે વિધાતાએ શા માટે મારું બધું છીનવી લીધું ? સ્ત્રીઓનો પ્રેમ ચંચળ હોય છે આ કહેવત ખરેખર સાચી લાગે છે. નહિ તો આવા દુઃખદ સમાચાર સાંભળીને હું જીવી કેવી રીતે શકું ? આ પ્રમાણે ચિંતાથી વ્યાકુળ બનતાં સુરસુંદરી કમલાવતીના ખોળામાં ઢળી પડી.

કમલાવતી પણ પુત્રનાં સમાચાર સાંભળી વ્યાકુળ થઇ વિલાપ કરવા લાગી : હાય પુત્ર ! જંગલમાં તારો

જન્મ થતાં જ તારું અપહરણ થયું. હજી પણ મારા દુર્ભાગ્યથી તારું દર્શન થતું નથી. આ બિચારી ધન્ય છે કે તેણે તારું મુખ તો જોયું છે. કુલપતિએ કહ્યું હતું કે યુવાન થતાં તારો પુત્ર તને મળશે. તેમનું વચન પણ સાચું ન નીકળ્યું.

રાજા અમરકેતુ પણ પુત્ર શોકથી વિકળ બની રડવા લાગ્યા. ત્યાં ધનદેવે મૂચ્છિંત પડેલી સુરસુંદરીને જોઈને સંકેતથી હંસિકાને પૂછયું કે આ કોણ છે? હંસિકાએ તેની બધી માહિતી ધનદેવેને આપી. ત્યારે ધનદેવે કહ્યું રાજન્! આપ શા માટે દુઃખી થાવ છો? દેવી! આપ પણ શા માટે વિલાપ કરો છો? શું સુમતિ નૈમિત્તિકે કહ્યું નહોતું કે કુસુમાકર ઉદ્યાનમાં જ્યારે યુવતી પડશે તેના થોડા દિવસ બાદ પુત્રદર્શન થશે. શું આ વચન તમે ભૂલી ગયા છો? તમે સુમતિના વચન પર વિશ્વાસ રાખી ચિંતા છોડી દો. કારણ સુમતિનું વચન ક્યારેય અસત્ય સાબિત થતું નથી. આથી જહાજ ભલે તૂટી ગયું તો પણ તમારો પુત્ર જરૂરથી જીવતો પાછો મળશે.

ધનદેવ રાજા રાણીને આ પ્રમાણે આશ્વાસન આપી રહ્યો હતો ત્યાં એકાએક દુંદુભિનાદ થયો. નગર બહાર આકાશમાંથી ઉતરતાં દેવો દેખાવા લાગ્યા. દેવાંગનાઓના ગીતો સંભળાવા લાગ્યા. ત્યાં પ્રસન્ન સમંતભદ્રે રાજા પાસે આવીને કહ્યું: દેવ! નગરની પૂર્વોત્તર દિશામાં

કુસુમાકર ઉદ્યાનની પવિત્ર ભૂમિ પર શ્રમણોથી પરિવૃત્ત, સર્વ શાસ્ત્રાર્થ વિશારદ, પરવાદી રૂપ હાથિયોને દૂર કરવામાં સિંહ સમાન, અનેક તપસ્યાઓમાં નિરત, વિશુદ્ધ ચારિત્ર્ય સંયમયુક્ત સુપ્રતિષ્ઠસૂરિ સમવસૃત થયા છે. ઘાતી કર્મોને બાળીને હમણાં જ તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે. કેવળી મહિમા માટે આજે દેવગણ અત્રે પધાર્યા છે. તેની વાત સાંભળી વંદના માટે જતાં રાજાએ કહ્યું : દેવી ! આપ પણ સુરસુંદરી સાથે કેવળી ભગવંતને વંદના કરો અને તેમને પુત્ર અંગે પૂછો. રાજા સપરિવાર ઉદ્યાનમાં ગયો. કેવળી ભગવંતને વિનયપૂર્વક વંદના કરી અને યોગ્ય સ્થાને બેસી ગયો. સુર–અસુર–મનુષ્યોથી ભરેલી સભા સમક્ષ કેવળીએ ગંભીર વાણીથી દેશનાનો પ્રારંભ કર્યો :

નારક–તિર્યંચ–મનુષ્ય અને દેવગતિમાં પરિભ્રમણ કરનાર જીવ કોઈને કોઈ પ્રકારે આ સંસારમાં મનુષ્યત્વને પ્રાપ્ત કરે છે? મનુષ્યત્વને પામીને પણ મિથ્યાત્વાદિથી મોહિત અનેક જીવ વિષયલોલુપ બની, પરલોક હિતનું આચરણ કરતા નથી. જિનવાણીથી વંચિત રહી, કાર્ય અકાર્યને પણ જાણતા નથી. પોતાની મર્યાદા છોડી ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય આદિનો વિચાર કરતા નથી.

શાસ્ત્રીય ઉપદેશથી ધર્માધર્મની વ્યવસ્થા કરનાર આચાર્યોને ધૂર્ત કહે છે. પંચભૂત સિવાયના જીવને માનતા નથી. અને જીવના અભાવમાં પરલોકનું પણ ખંડન કરે

છે. નિર્દયતાથી જીવહત્યા કરે છે. મિથ્યા બોલે છે, અદત્ત વસ્તુ લે છે. પરદારાનું સેવન કરે છે, રાગદ્વેષથી મોહિત થઈ માત્ર રાત્રિભોજન જ નહિ મધુ–મદ્ય–માંસ ભક્ષણ પણ કરે છે. ક્રોધ, માન, માયા લોભ રૂપ ચાર કષાયોથી ક્લિષ્ટ કર્મ પણ કરે છે. આ પ્રમાણે જીવન જીવી અંતે તીવ્ર દુઃખદાયી નરકોમાં જાય છે. ત્યાં તેજ તલવારથી કપાય છે. કાંટાળા શેમલ વૃક્ષની ડાળી ઉપર દોરડાથી બાંધવામાં આવે છે અને દોરડાથી નીચે ખેંચવામાં આવે છે. તેમના શરીરને કાપી કાપીને આગમાં શેકવામાં આવે છે અને તેને રાંધીને ખાવામાં આવે છે. અનેક ગંદી વસ્તુઓથી ગંધાતી વૈતરણી નદીમાં પડીને માં–માના પોકારો કરે છે. અસિપત્ર વનમાં તેમને મોકલી દેવાય છે. રક્ષા કરો. બચાવો. શરણાર્થી છે એમ કહી પૂર્વ ભવની વાતો યાદ કરાવી તેમને મારવામાં આવે છે. આ પ્રમાણે નરકમાં અનેક કષ્ટો અને દુઃખો ભોગવી ત્યાંથી તિર્યંચ યોનિમાં એ જીવ ઉત્પન્ન થાય છે. ત્યાં પણ ભૂખ, તરસ, ઠંડી, વધ, રોગ, વેદના, માર, ભાર આદિ દુઃખોને વેઠે છે અને પછી અનેક યોનિઓમાં જન્મ મરણના અસહ્ય દુંખોનો અનુભવ કરે છે.

તે પછી કોઈને કોઈ પ્રકારે મનુષ્યત્વ મળી જાય છે. છતાંય જીવને માનવભવમાં પણ શારીરિક, માનસિક વગેરે અનેક દુઃખો ભોગવવા પડે છે. ગરીબાઇના કારણે ચાકરી સેવા કરવી પડે છે. ધન કમાવવા માટે રાત દિવસ

મહેનત મજુરી કરવી પડે છે તે માટે વતન છોડવું પડે છે. ઇષ્ટ વિયોગ અને અનિષ્ટનો સંયોગ આદિ અનિર્વચનિય દુઃખો સહન કરવા પડે છે. અનેક રોગોથી રીબાવું પડે છે. આમ કયાંય શાંતિ મળતી નથી. ઘડપણ આવે છે. મરીને પછી કોઈ પુણ્યથી દેવભવને પામે છે. ત્યાં પણ બીજા દેવોની સમૃદ્ધિને જોઇને ઇર્ષ્યા, વિષાદ, ભયશોકથી વ્યાકુળ રહે છે. પોતાના સ્વામીના આદેશનું પાલન કરવું પડે છે. ચ્યવન સમયે દેવ પણ અત્યંત દુઃખી થાય છે. આ પ્રમાણે જીવ ચોર્યાશી લાખ યોનિમાં પરિભ્રમણ કરતો અનેક દુઃખોને ભોગવે છે. જીવ જ્યાં સુધી જિનધર્મ નથી પામતો ત્યાં સુધી તેનું આ ભવ-ભ્રમણ ચાલુ જ રહે છે. માટે હે દેવાનુપ્રિય! સૌ જિન-દેશિત ધર્મની આરાધના કરો.

આ જિનધર્મ બે પ્રકારનો છે. શ્રમણધર્મ અને ગૃહસ્થધર્મ. સમ્યક્ત્વ બંનેનો સાર છે. આ સમ્યક્ત્વ તત્ત્વાર્દ્ધશ્રદ્ધાન રૂપ છે. તત્ત્વ જીવ–અજીવ, પુણ્ય–પાપ, આશ્રવ–સંવર, નિર્જરા–બંધ અને મોક્ષ છે. સૂક્ષ્મ, બાદર આદિ જીવના ચૌદ ભેદ છે. ધર્મ–અધર્મ આકાશાદિ અજીવના ચૌદ ભેદ છે. પુણ્ય પ્રકૃતિના બેંતાલીસ ભેદ છે. એ પ્રમાણે પાપ પ્રકૃતિના બ્યાશી ભેદ છે. આશ્રવનાં બેંતાલીસ, સંવરના સત્તાવન, નિર્જરાના બાર અને બંધના ચાર ભેદ છે. જ્ઞાનાવરણાદિ આઠ કર્મોનો ક્ષય શાશ્વત મોક્ષ કહેવાય છે. આ તત્ત્વોથી તીર્થંકર દેવ તથા સાધુઓ

પ્રતિ શ્રદ્ધાથી સમ્યકૃત્વ ઉત્પન્ન થાય છે. મન, વચન અને કાય યોગથી સાવદ્ય કર્મ ત્યાગ આ શ્રમણ ધર્મમાં આવે છે. પૃથિવ્યાદિ છ જીવનિકાયોમાં દયા, વિશુદ્ધ સત્યવચન બોલવું, અદત્તાદાનનો સર્વથા ત્યાગ, નવગુપ્તિ સહિત બ્રહ્મચર્ય વ્રતનું પાલન, સર્વવિધ પરિગ્રહ ત્યાગ, રાત્રિમાં ચતુર્વિધ આહાર ત્યાગ, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિઓનું નિત્ય સેવન, બાવીસ પરિષહોને જીતવા, સૂરિ પ્રમુખ વિશિષ્ટ સાધુઓની સેવા, મનુષ્ય, તિર્યંચ, દેવકૃત ઉપસર્ગોને સહન કરવા, શબ્દાદિ વિષયોમાં રાગ-દ્વેષ ન રાખવાં, બેંતાલીસ દોષોથી રહિત ભોજન લેવું, ધર્મ-ચિંતન, સ્વાધ્યાય સેવન, સર્વવિધ વિકથા ત્યાગ, બાહ્ય તથા આભ્યંતર તપમાં ઉદ્યમ, આર્ત, રૌદ્ર ને છોડીને ધર્મ ધ્યાન તથા શુકલ ધ્યાન સેવન, અનિત્યાદિ ભાવના ભાવવી, વિનય સેવન, સ્વચ્છંદતાનો ત્યાગ, દશ પ્રકારના યતિધર્મનું નિત્ય અનુષ્ઠાન, મુનિઓનાં સંગમાં રહેવું, કુશીલ સંગ ત્યાગ, આ બધું સાધુઓ માટે નિતાંત આવશ્યક છે. રાજન્! આ પ્રકારનો સાધુધર્મ જલ્દીથી મોક્ષ મેળવી આપે છે. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત આ બાર શ્રાવક ધર્મ પણ લાંબા ગાળે મોક્ષને મેળવી આપે છે.

સૂરિજીની દેશના બાદ તક જોઇને રાજાએ કેવળી ભગવંતને પૂછ્યું કે જંગલમાં જન્મ પામતાં જ કમલાવતીના પુત્રનું અપહરણ કોણે કર્યું? તેનું પાલન-પોષણ ક્યાં થયું? અમને અમારો પુત્ર ક્યારે મળશે? કૃપા કરી

અમને આ બધી વિગતો જણાવશો. કેવળીએ કહ્યું : રાજન્ ! સાંભળો :

ધાતકીખંડદ્વીપમાં પશ્ચિમાર્દ્ધનાં ભરત ક્ષેત્રમાં અમર-કંટક નામની એક પ્રાચીન નગરી છે. ત્યાં અંબડ નામના વણિકની અક્ષુતા નામની પત્ની હતી, તેને મંડન, મલ્હણ અને ચંદન નામના ત્રણ પુત્રો હતા. અનુક્રમે લક્ષ્મી, સરસ્વતી, સંપદા નામની ત્રણે ય ભાઈઓની પત્ની હતી. સ્વભાવે તે અલ્પ કષાયવાન હતી અને ત્રણે ય વચ્ચે પરસ્પર પ્રેમ હતો. ત્રણેય ભાઈઓ સુખી અને સંતોષી હતા.

એક સમયે નિમક નામના નોકરે લક્ષ્મીને જોઈ. લક્ષ્મીનાં રૂપ લાવણ્યથી તે મોહિત થઈ ગયો અને વાર-વાર તેને પોતાની સાથે પ્રેમ કરવા વિનવવા લાગ્યો પરંતુ લક્ષ્મી મનથી પણ તેને ચાહતી નહોતી. એક દિવસ લક્ષ્મી પાણી ભરવા તળાવે ગઈ ત્યારે નિમક પણ ઘોડા પર બેસીને તેની પાછળ પાછળ ગયો ત્યાં તેને પકડીને ઘોડા પર બેસાડીને જંગલમાં લઈ ગયો. લક્ષ્મી રડી રહી હતી, ત્યાં ભીલો સાથે ઝપાઝપી થઈ તેમાં નિમક માર્યો ગયો. આભૂષણો લઈને લક્ષ્મી ત્યાંથી ભાગી નીકળી પરંતુ તે માર્ગ ભૂલી ગઈ જંગલમાં ભુખ્યા સિંહે તેને ફાડી ખાધી

મલ્હનની પત્ની સરસ્વતીની પાછળ મોહિલ નામનો વણિક પડયો હતો પરંતુ તેણે બધી વાત પોતાના પતિને

કહી દીધી. મલ્હને જઈને રાજાને ફરિયાદ કરી. રાજાએ તેને દેશમાંથી તડીપાર કર્યો.

ત્રણેય ભાઈઓ લક્ષપૂર્વ સુધી નિયમથી પોતાનું આયુષ્ય પૂર્ણ કરી મરીને ફરીથી મનુષ્યભવ પામ્યા. પુત્ર સુંદનનો જન્મ જંબુદ્વીપનાં ઐરાવત ક્ષેત્રમાં મેખલાવતી નગરીમાં ભીમરથ નામના રાજાની કુસુમાવલી દેવીના પુત્ર રૂપે થયો. તેનું નામ કનકરથ રાખવામાં આવ્યું. યુવાન થતાં વિશુદ્ધ વંશની રાજશ્રી આદિ કન્યાઓ સાથે તેનાં લગ્ન થયા. રાજાએ તેને યુવરાજ બનાવ્યો. અંતઃપુરમાં તે દેવલોકના દેવની જેમ અનેક ભોગોને ભોગવવા લાગ્યો.

તે નગરીમાં સાગરદત્ત અને સમુદ્રદત્ત સહોદરભાઈ એ સાર્થવાહ રહેતા હતા. નિમકનો જીવ જે જંગલમાં ભીલોના હાથે માર્યો ગયો હતો તે અનેક ભવ ભ્રમણ કરતો કરતો સાગરદત્ત નામના સાર્થવાહની ધન્યા નામની પત્નીની કુક્ષીએ ઉત્પન્ન થયો. તેનુ નામ સુબંધુ પાડવામાં આવ્યું. મલ્હનનો જીવ મસુદ્રદત્તની પત્ની સુદર્શનાની કુક્ષીએ પુત્રરૂપે ઉત્પન્ન થયો. તેનું નામ ધનપતિ રાખવામાં આવ્યું.

આ બાજુ ઐરાવત ક્ષેત્રમાં વિજયા નામની નગરી છે. તેમાં ધનભૂતિ નામનો સમૃદ્ધ સાર્થવાહ રહેતો હતો. સુંદરી નામની તેની પત્ની હતી સુધર્મ નામનો તેને એક

પુત્ર હતો. ચંદનનો જીવ પણ સુધર્મના સહોદર ભાઈ ધનવાહન નામે થયો.

એ જ ઐરાવત ક્ષેત્રમાં સુપ્રતિષ્ઠપુરમાં હરિદત્ત નામનો એક શ્રીમંત વણિક રહેતો હતો. તેની પત્નીનું નામ વિનયવતી હતું. વસુદત્ત નામે તેને પુત્ર હતો. જંગલમાં સિંહના હાથે મારી ગયેલી લક્ષ્મીનો જીવ તિર્યંચ યોનિમાં પરિભ્રમણ કરીને વિનયવતીની કુક્ષીએ કન્યારૂપે ઉત્પન્ન થયો. તેનું નામ સુલોચના રાખવામાં આવ્યું.' ચંદનની પત્ની સંપદા પણ મરીને સુલોચનાની નાની બહેન અનંગવતી થઈ. ત્યાં મલ્હનની પત્ની સરસ્વતીનો જીવ પણ બન્ને બહેનોની નાની બહેન વસુમતી નામે થઈ. આ પ્રકારે તે ત્રણેય ભવિતવ્યતાથી એક જ માતાની કુક્ષીએ જન્મ પામી ત્રણેય પ્રેમથી રહેતી હતી. યુવાવસ્થામાં ત્રણેયના યોગ્ય વર સાથે લગ્ન કરવામાં આવ્યા.

સુલોચનાના લગ્ન નિમક જીવ સાગરદત્તના પુત્ર સુબંધુની સાથે, અનગવતીના લગ્ન ધનભૂતિના પુત્ર ધનવાહનની સાથે અને વસુમતીના લગ્ન સમુદ્રદત્તના પુત્ર મલ્હન જીવ સાથે કરવામાં આવ્યા. ભવિતવ્યતાવશ સુલોચના સિવાય બને બહેનોના લગ્ન પૂર્વભવના વલ્લભ સાથે થયા પૂર્વભવનાં સંસ્કારથી સુબંધુ સુલોચનાને ચાહતો હતો. પરંતુ સુલોચનાનો તે વલ્લભ ન હતો.

આ સૌના સુખે દિવસો પસાર થતા હતા. એક સમયે

કનકરથ ઘોડા પર બેસીને નગરનાં રાજમાર્ગેથી જઈ રહ્યો હતો. નગરની સ્ત્રીઓ પોતાના મહેલ પર જઈને કનકરથને જોવા લાગી. કામદેવ સમાન સુંદર કનકરથને જોઈ એક સ્ત્રી વિચારવા લાગી કે એ સ્ત્રી ધન્ય છે કે જે આ કુમારની પત્ની છે. બીજી સ્ત્રી તો કુમારને એકીટશે જોઈ રહી. બીજી એક સ્ત્રી તો હાથમાં મુક્તાહાર લઈ કુમારનું ચિંતન કરતી કરતી યોગિની જેવી બની ગઈ. કુમારને જોઈ મોટા ભાગની સ્ત્રીઓ કામાંધ બની ગઇ. કેટલીક પોતાના બાળકોને ચૂમવા લાગી. કેટલીક પોતાની સખીઓને બાઝી પડી. કેટલીક ગીતો ગાવા લાગી. કેટલીક તો મોટે મોટેથી બોલવા લાગી. આ કુમાર સાગરદત્ત સાર્થવાહના મહેલ પાસેથી પસાર થયો તો તેની નજર સુલોચના પર પડી. પૂર્વભવના સંસ્કારથી બંને એક બીજાને એકીટસે જોઈ રહ્યા. અને બંનેને એકબીજા પ્રત્યે અનુરાગ થયો. સુલોચનાના રૂપથી મોહિત થઇને કુમાર ઘોડા પરથી નીચે ઉતરી ગયો અને બાળમિત્ર સુમતિને તેણે પૂછ્યું કે હાથમાં દર્પણ લઇને ઉભેલી પેલી સ્ત્રી કોની પત્ની છે? તેણે કહ્યું : કુમાર! સાગરદત્તના પુત્ર સુબંધુ વણિકની તે પત્ની છે.

એ સાંભળતાં જ ઘોડાને ફેરવી ઘરે આવી તે વિચારવા લાગ્યો કે તેના વિના મારા રાજ્યથી શું? અંતઃપુરથી ય શું? જો કે આ કાર્ય લોક વિરૂદ્ધ છે છતાં પણ તેના વિના મારાથી જીવવું શક્ય નથી. આથી દૂતીને મોકલી તેનુ મન જાણી લઉં. જો તે મને ચાહતી હશે તો તેને

હું મારા અંતઃપુરમાં લઇ આવીશ. કુમારે એક પરિવ્રાજિકાને બોલાવીને કહ્યું : ભગવતિ ! આપ એવો ઉપાય કરો કે જેથી તે સુલોચના મારી પત્ની બને. પરિવ્રાજિકા સુલોચના પાસે ગઇ અને ખૂબ જ ચતુરાઇથી વાતવાતમાં તેણે કહ્યુ કે તું આમ ઉદાસ કેમ રહે છે? પુત્રી! તારે શેની જરૂર છે? બોલ. મારી મંત્ર શક્તિથી હું તને તે લાવી આપીશ. તેણે કહ્યું : ભગવતિ ! એક ખૂબ જ ગરીબ ચક્રવર્તીના ભોજનની ઈચ્છા કરે છે, તેમ એક કૂતરી સિંહના સંગમની કામના કરે છે. હું પણ તેમ જ કુમારનો સંગમ ચાહુ છું. ત્યારે ભગવતિએ કહ્યું કે મારા મંત્રબળથી આ કોઈ મુશ્કેલ કામ નથી. હું આજે જ તારો સંગમ કુમાર સાથે કરાવી આપીશ. તેણે કહ્યું. ભગવતિ ! આપ એવી રીતે આ કામ કરજો જેથી લોકોમાં મારી બેઆબરૂ ન થાય. પછી તેણે મુક્તાવલી આપીને તે પરિવ્રાજિકાને વિદાય કરી. ભગવતીએ જઇને બધી વાત રાજકુમારને કરી.

રાજકુમારે પોતાનો માણસ મોકલીને સુલોચનાને પોતાના અંતઃપુરમાં બોલાવી લીધી. સુલોચના લોકાપવાદ મર્યાદા વગેરેનુ ઉલ્લંઘન કરી અંતઃપુરમાં પ્રેમથી રહેવા લાગી. નગરજનોએ જઈને રાજા સમક્ષ ફરિયાદ કરી. રાજાએ કુમારને ઘણું સમજાવ્યો. પરંતુ તે ન માન્યો તેથી રાજાએ નાગરિકોને કહ્યું કે કુમારને શિક્ષા કરી નથી શકાતી આથી તમે તેના એક અપરાધની ક્ષમા કરો. રાજાની વાત સાંભળી નાગરિકો દુ:ખી હૈયે પોત પોતાના ઘેર પાછા આવ્યા.

કનકપ્રભ રાજકુમાર રાજ્યની સંભાળ ભૂલીને સુલો ચના સાથે સતત અનેક ક્રીડાઓમાં આસકત રહેવા લાગ્યો. એક દિવસ અપમાનથી ગુસ્સે થયેલી રાણી રાજ્યશ્રીએ એક પરિવ્રાજિકા દ્વારા ઉન્માદકારી ચૂર્ણ મંગાવી, એ બંને જણ એકાંતમાં સૂતાં હતા ત્યારે તેના પર છાંટી દીધું. તેના પ્રભાવથી બંને જણ ગાંડાતુર થઈ ગયાં. ગાંડ-પણમાં બંને જણ હસતાં, ગાતાં અને ગમે તેમ બકવાસ કરતા. રાજા ભીમરથે ઘણાં માંત્રિક–તાંત્રિકોને બોલાવ્યા. ભૂતવિકાર માની તેઓ પોત પોતાના પ્રયોગ કરવા લાગ્યા. કેટલાક મંત્ર બોલીને મારવા લાગ્યા. કેટલાકે કોરડાથી પ્રહાર કર્યો. કેટલાક બિલાડાના બચ્ચાની વિષ્ટાથી મિશ્રિત ગુગલનો ધૂપ કરવા લાગ્યા. પરંતુ કોઇપણ ઉપાયથી તેમનું ગાંડપણ દૂર થયું નહિ. ગાંડપણમાં તે બંને પોતાના દિવસો પસાર કરવા લાગ્યા.

એક રાતે ચોકીદારો સૂઇ રહ્યા હતા ત્યારે બેડીઓ તોડીને બંને જણ નગરની બહાર નીકળી ગયા. ઠંડી, ગરમી આદિ અનેક દુઃખોને સહન કરતાં એક નગરથી બીજા નગરમાં ભીખ માંગતાં ભટકવા લાગ્યા. આ પ્રમાણે સંસા-રમાં રાજા હોવા છતાં પણ ભીખ માંગવાનો સમય આવે છે.

આ બાજુ વિજયા નગરીમાં ધનવાહન અનંગવતીમાં અનુરક્ત થઈ અનેક ભોગોને ભોગવતો હતો. મોટા ભાઈ

સુધર્મસૂરિથી પ્રતિબોધ પામીને તેણે તેમની પાસે પત્ની સાથે દીક્ષા લઈ લીધી. ધનપતિ પણ ઘણાં જ અનુરાગથી વસુમતિ સાથે પંચવિધ મનુષ્ય ભોગને ભોગવતો હતો.

રાજાએ જેને દેશનિકાલ કર્યો હતો તે મોહિલ વણિક કોઇ શુભફળ આપનાર અનુષ્ઠાન કરીને વૈતાઢ્ય પર્વતની ઉત્તર શ્રેણીમાં, વૈજયંતપુરમાં ચિત્રાંગદની પૃથિવી નામની પત્નીની કુક્ષીએ સુમંગલ નામે પુત્રરૂપે ઉત્પન્ન થયો. અનેક વિદ્યાઓ સિદ્ધ કરી. આકાશમાર્ગે ફરતો તે મેખલાવતી પહોંચ્યો. ત્યાં તેણે મહેલ પર સ્નાન કરતી વસુમતીને જોઈ. જોતાં જ પૂર્વ ભવના અભ્યાસથી તેના પર તે મોહિત થઈ ગયો. પૂર્વભવ કર્મના દોષથી ધનપતિ વણિકને તેણે ભરતક્ષેત્રની વિનીતા નગરીમાં મૂકી દીધો અને પોતે ધનપતિના રૂપમાં વસુમતિની સાથે વિષયસુખ ભોગ-વવા લાગ્યો.

વિનીતામાં તેણે ઋષભ જિનેશ્વરનાં કૂળમાં જન્મેલ દણ્ડવીર્ય કેવળી પાસે દીક્ષા લીધી. ત્રીસ લાખ પૂર્વ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી તે ઈશાન કલ્પમાં ચંદ્રાર્જુન નામે દેવ બન્યો. પરદારા ભોગી સુમંગલનો તેણે વિદ્યાચ્છેદ કર્યો અને ગુસ્સામાં એ દેવે તેને માનુષોત્તર પર્વતની બીજી બાજુ છોડી મૂક્યો. તે દેવે વસુમતિને પ્રતિબોધ આપ્યો. તીવ્ર સંવે-ગથી વસુમતિ સુધર્મસૂરિની પ્રવર્તિનીની પાસે દીક્ષા લઈ સાધ્વી બની. આ પ્રમાણે અનંગવતી અને વસુમતિ બંને

સાધ્વીઓ ચંદ્રજસા મહત્તરા પાસે ઉગ્ર તપ કરવા લાગી. એક દિવસ બહાર જતાં બંને સાધ્વીઓએ ઘણાં બાળકોથી ઘેરાયેલ ઉન્મત્ત થયેલ સુલોચના અને કનકપ્રભને જોયાં. તે બંને જણ નાચતા હતા. ગાતા હતા. ધૂળથી તેમનું શરીર ખરડાયેલું હતું.

તેમને જોતાં જ અનગવતીએ દુઃખપૂર્વક કહ્યું: આર્યે વસુમતિ! આ તો બહેન સુલોચના જણાય છે. ફાટેલાં કપડાં પહેરી તે ગૃહગૃહિત એક માણસ પાસે બેઠી છે. ધ્યાનથી જોઇ વસુમતિએ કહ્યું: અરે આ તો કનકરથ અને સુલોચના જ છે. બંનેએ જઈને પ્રેમથી તેમની સાથે વાતો કરી. પરંતુ બંને જણાં તો હસતાં હતાં અને ગમે તેમ ગાતા હતા. આથી દયાથી પ્રેરાઈને બંને જણ તેમને સુધર્મસૂરિ પાસે લઇ આવ્યા. અને તેમનાં ગાંડપણનું કારણ પૂછ્યું.

ગુરુએ પહેલાં પૂર્વ વૃત્તાંત કહ્યો. ત્યારે સાધ્વીઓએ પૂછ્યું: ગુરુવર! તેમને નિરોગી કરવાનો કોઇ ઉપાય હોય તો તે ઉપાય આપ કરો. ગુરુએ તેમનું કહ્યું માનીને કેટલોક પ્રયોગ બતાવ્યો. તેનાથી તેઓ જલ્દીથી શાંત અને સ્વસ્થ થઈ ગયાં. બંનેએ બધી વિગત જાણીને ગુરૂને ભક્તિથી વંદના કરી. ગુરૂએ કહ્યુ કે ભોગસુખની લાલસાથી પરદારા સેવન કરનારાઓની દશા ખૂબ જ ખરાબ થાય છે. તેઓ વધ-બંધન આદિ સજાને પામે છે. કુમાર!

પરદારા સેવન કરવાનું તમે જે પાપ કર્યું તેથી તમારો રાજ્યનાશ થયો અને પરલોકમાં પણ તેનાં ઘણાં જ કડવાં ફળ ભોગવવા પડશે. ગુરૂનો ઉપદેશ સાંભળી બંનેને પોતાના કૃત્યોનું ભાન થયું. અને તેમણે તુરત જ ગુરુ પાસે દીક્ષા લઇ લીધી.

સુલોચના બંને બહેનોની સાથે મહત્તરાની પાસે વિનયપૂર્વક અનેક તપ કરવા લાગી. આ પ્રમાણે ચંદ્રજસાના સાન્નિધ્યમાં ત્રણેયનો અનેક પૂર્વલક્ષ સમય પસાર થઇ ગયો. ધનવાહન સાધુની સાથે કનકરથે પણ કરોડો વરસ પસાર કર્યાં. ત્યારબાદ અનશન કરી કાળધર્મ પામી સુધર્મસૂરિ દ્વિતીય કલ્પમાં ચંદ્રાર્જુન વિમાનાધિપતિ શશિપ્રભ નામે દેવ બન્યા. ધનવાહન મુનિ પણ કાળધર્મ પામી વિદ્યુત્પ્રભ નામના તેમના સામાનિક સુર બન્યા. અનંગવતી તેમની ચંદ્રરેખા નામની દેવી થઈ. વસુમતી પણ ચંદ્રાર્જુન દેવની પત્ની ચંદ્રપ્રભા નામની દેવી બની.

આ બાજુ સુબંધુ દયિતા વિયોગથી અત્યંત સંતપ્ત થઈ ગામ, નગર, જંગલમાં ક્યાંય પણ શાંતિ પામી શક્યો નહિ અને તે કનકરથને મારવાનો વિચાર સતત કરતો રહ્યો. સતત દયિતાનો વિચાર કરવાથી તે ગ્રહગ્રસિત જેવો થઇ ગયો. તેણે ઘર છોડી દીધું. ઉદ્યાન, જંગલમાં તે રખડવા લાગ્યો. "સુંદરી! તું મારાથી કેમ રિસાઈ ગઇ છે? મને તું દર્શન કેમ નથી આપતી? હા. હા. મેં તને જોઈ.

તું પ્રસન્ન થા સુંદરી! અને મને જવાબ આપ." આ પ્રમાણે વિલાપ કરતો નગર છોડી ગાંડો બની ગામ, નગર, જંગલમાં ઘુમતાં ઘુમતાં તે એક તાપસાશ્રમમાં પહોંચી ગયો. ત્યાં તેનું ચિત્ત શાંત અને સ્વસ્થ થતાં કુલપતિએ તેને તાપસ દીક્ષા આપી. ઉગ્ર તપસ્યા કરી તે અંબરીષ નામનો અત્યંત અધર્મી દેવ બન્યો. વિભંગજ્ઞાનથી પૂર્વ વૈરને જાણી પોતાના વૈરી કનકરથનું જ તે ચિંતન કરવા લાગ્યો.

અનુરક્ત એવા મને છોડીને કનકરથમાં આસક્ત બનનાર તે દુઃશીલા જ મારી પ્રથમ શત્રુ છે. તે બંનેએ મને અસહ્ય દુઃખ આપ્યું છે આથી તે બંનેને મારી નાખવા યોગ્ય છે. એમ વિચારી તે ત્યાં પહોંચી ગયો કે જ્યાં કનકરથ મુનિ સંલેખનાથી શરીરનું શોષણ કરી રહ્યા હતા. શ્મશાનમાં પ્રતિમા ધારણ કરી કનકરથ મુનિ ધ્યાનમાં લીન હતા ત્યારે પિશાચ રૂપ ધારણ કરી તે તેનાં શરીરમાંથી માંસને ખેંચવા લાગ્યો. ભીમ અટ્ટહાસ્ય કરી તેમને ઉપાડી ભૂમિ પર પટક્યા. ચાબુકથી મુનિને ફટકાર્યા. તેમના શરીર પર ધૂળ ફેંકી. આગ વરસાવી. હાથીનું રૂપ ધારણ કરી દાંતથી તેના શરીરને ચીરવા લાગ્યો. વધુ શું કહેવું ? એ પાપીએ મુનિએ નરકની વેદના આપી. આટલા બધા કષ્ટો થવા છતાં ય મુનિ પોતાના ધર્મધ્યાનમાં અડગ રહ્યા. તે પોતાના દુશ્ચારિત્રની નિંદા કરતા રહ્યા. અનશનપૂર્વક કાળધર્મ પામી દ્વિતીય કલ્પમાં ચંદ્રાર્જુન વિમાનમાં વિદ્યુ-

ત્પ્રભ દેવ બન્યા. અંબરીષે પ્રાણરહિત મુનિના જડ દેહને ઉચકીને સુલોચના સાધ્વી પાસે ફેંકયો.

સવારમાં સુલોચના સાધ્વી કાયોત્સર્ગ કરી શુભ-ધ્યાનમાં લીન હતા ત્યારે અંબરિષે અગ્નિથી સંતપ્ત લાલ રંગના લોઢાના પુરૂષની વિકુર્વણા કરીને કહ્યું : 'પાપણ! લે આ પુરૂષ સાથે આલિંગન કર." એમ કહીને સળગતા દાંડાથી એ પુરૂષને બાંધીને સુલોચનાને મારી નાંખી. શુદ્ધ ભાવથી કાળધર્મ પામી તે વિદ્યુત્પ્રભ દેવની સ્વયંપ્રભા નામની પ્રિયદેવી બની.

રાજન્! આમ રાગદ્વેષના ભયંકર પરિણામ જોઇને રાગદ્વેષના સંબંધને છોડી દે. અંબરિષ સાધુ–સાધ્વીનો વધ કરીને પ્રસન્નચિત્તે પોતાના સ્થાને ચાલ્યો ગયો.



નારકી જીવોને અસહ્ય પીડા આપી સંતોષ માણનાર તે અંબરીષ દેવ મુનિવધ કરીને ખૂબ જ ખૂશ થયો. મુનિવધનું પાપકર્મ બાંધી સ્વર્ગથી ચ્યવીને વ્યભિચારી વિધવાના ગર્ભમાં ઉત્પન્ન થયો. તે વિધવાએ અનેક પ્રકારનાં કડવા ક્ષાર, ઔષધ વગેરે લઇને ગર્ભપાત કર્યો, રૌદ્ર ધ્યાનમાં મરીને સાત પલ્યોપમનું આયુષ્ય બાંધીને અંબરીષનો જીવ પ્રથમ નરકમાં ગયો. ત્યાં તીવ્ર દુઃખોને ભોગવી પોતાનું આયુષ્ય પૂર્ણ કરીને ત્યાંથી ઉદ્ધૃત થઈ આ ભરતક્ષેત્રમાં દુગ્ધક નામે બ્રાહ્મણનો પુત્ર થયો. ગરીબાઇના દુઃખથી કંટાળી તેણે તાપસ દીક્ષા લીધી. તાપસ બની અજ્ઞાન તપ કરી ધરણેન્દ્રનો એક પલ્યોપમથી થોડાક વધુ આયુષ્યવાળો તે સામાનિક દેવ બન્યો. તેનું નામ કાલબાણ પાડયું. દિવ્ય ઋદ્ધિથી તે સંપન્ન હતો ત્યાં પણ તેને પૂર્વ ભવનું વૈર યાદ આવ્યું આથી વિભંગજ્ઞાનથી એ બે જણનો પત્તો મેળવવા પ્રયત્ન કર્યો. પરંતુ તેનું જ્ઞાન મર્યાદિત હોવાથી જ્ઞાનનો વારંવાર ઉપયોગ કરવા છતાં ય દ્વિતીય કલ્પમાં રહેનાર તે બંનેને તે જોઈ ન શકયો. રાજન્ ! આ પ્રમાણે તે બાકીનું આયુષ્ય પસાર કરવા લાગ્યો.

દિવ્ય ભોગો ભોગવતાં આઠેક પલ્યોપમ આયુષ્ય કંઈક બાકી હતું તે પૂર્ણ કરીને ત્યાંથી ચ્યવીને ઈશાન કલ્પવાસી પેલો વિદ્યુત્પ્રભદેવ કમલાવતી દેવીની કુક્ષીમાં તમારા પુત્રરૂપે ઉત્પન્ન થયો.

ઈશાન કલ્પથી ચ્યવીને વિદ્યુતત્પ્રભદેવ આ જ વૈતાઢયની દક્ષિણ શ્રેણીમાં રત્નસંચય નગરમાં બકુલાવતી દેવીની કુક્ષીમાં પવનગતિ વિદ્યાધરના ચિત્રવેગ નામે પુત્ર રૂપે ઉત્પન્ન થયો. દેવી ચંદ્રરેખા પણ શ્રી કુંજરાવર્ત નગરમાં અમિતગતિ વિદ્યાધરની પ્રિય પત્ની ચિત્રમાળાની પુત્રી કનકમાળાની કુક્ષીમાં પુત્રીરૂપે ઉત્પન્ન થઈ.

આ બાજુ સુલોચના આદિ ત્રણે બહેનોનો ભાઇ વસુદત્ત સંસારમાં પરિભ્રમણ કરતો વૈતાઢય પર્વત ઉપર ગંગાવર્તમાં વિદ્યાધરરાજ ગંધવાહનની મયનાવલી પત્નીની કુક્ષીએ નરવાહન નામના પુત્રરૂપે થયો. તેના માટે કનકમાળાની પસંદગી થઈ પરંતુ ચિત્રવેગે કપટથી તેની સાથે લગ્ન કરી લીધા. નરવાહને નાગિની વિદ્યાથી ચિત્રવેગને બાંધ્યો અને કનકમાળાને પોતાના નગરમાં લઈ આવ્યો. કનકમાળાની ઈચ્છા ન હોવા છતાં તેની સાથે તે ભોગ ભોગવવા ઈચ્છતો હતો, રાજન્! કનકમાળા તેની બહેન હતી! આ પ્રમાણે અજ્ઞાનથી અંધ જીવ, બહેન, પુત્રી, પુત્રવધૂ અને માતાની સાથે ભોગ ભોગવવાની ઈચ્છા કરે છે. આવા સંસારવાસને ધિક્કાર છે.

રાજન્! ધનદેવે બધી હકીકત તેમને કહી છે. પછી એક દેવે ચિત્રવેગને કનકમાળા પાછી લાવી આપી. અને અનેક વિદ્યાઓ આપી તેને વિદ્યાધરેન્દ્ર બનાવ્યો. ત્યારબાદ ચિત્રવેગ વૈતાઢ્ય પર કનકમાળા સાથે વિષયસુખ ભોગવતા ગર્ભ રહ્યો. તેના પ્રભાવથી તેણીને હાથી પર બેસીને નગરમાં ફરવાનો દોહદ ઉત્પન્ન થયો. સાતમા મહિને દોહદ પૂરો કરવા કમલાવતી દેવી હાથી પર નગરમાં ફરી રહી હતી તે સમયે કાલબાણ દેવે ઉપયોગ મૂકી તેને જોઈ. તેને જોતાં જ હાથીમાં દાખલ થઈ લોકોને ડરાવતો તે ભાગ્યો. રાજન્! વડની ડાળી પકડી આપ ઉતરી ગયા આથી તે હાથી આકાશમાં ઉડયો. રાણીએ જ્યારે મણિથી હાથી પર પ્રહાર કર્યો ત્યારે તે દેવ " મારો દુશ્મન હવે આકાશમાંથી પડીને માતા સહિત મરી જશે." એમ વિચારીને પોતાના સ્થાને ચાલ્યો ગયો. દેવી પણ હાથીની સાથે સરોવરના કિનારે પડી. ત્યારબાદ શ્રીદત્ત સાર્થવાહની સાથે કુશાગ્રપુર આવવા નીકળી. જંગલમાં સાર્થ લૂંટાયો. આથી તે ત્યાંથી વિખૂટી પડી ગઇ અને દેવીએ જંગલમાં જ પુત્રને જન્મ આપ્યો.

કાલબાણે ફરી ઉપયોગ મૂકીને જોયું અને તે ગુસ્સાથી લાલચોળ થઈ દેવી પાસે આવ્યો અને ભયાનક અવાજથી બોલ્યો: "પાપ! આજ તું મને ઘણાં દિવસે મળ્યો છું. આજ તો હું મારું વૈર જરૂર લઇશ." એમ કહીને રાજન્! એ દેવે કમલાવતી દેવીના ખોળામાંથી તમારા પુત્રનું અપહરણ કર્યું. બાળકને લઈ જઇને તે વિચારવા લાગ્યો કે

આને હું કેવી રીતે મારી નાખું. હાથથી તેનું કાસળ કાઢી નાખું ? તેના ટુકડે ટુકડા કરી નાખું ? કે પથ્થર પર પછાડી મારી નાખું ? ત્યાં તેને બીજો વિચાર આવ્યો. આમ મારી નાંખવાથી તો તેને વધુ દિવસ દુઃખ કે દર્દ નહિ થાય. આથી તેને નિર્જન સ્થાનમાં જ છોડી દઉં જેથી તે ભૂખ અને તરસથી તડપી તડપીને મરી જાય. આમ વિચારી તમારા પુત્રને વૈતાઢ્ય પર્વતના શિખર પર એક નિર્જન સ્થાનમાં મૂકી તે પોતાના સ્થાને ચાલ્યો ગયો. રાજન્ ! આ કથા અહીં અધૂરી છોડી હવે તને બીજી કથા કહું છું :– ચંદ્રાર્જુન દેવી પણ ચ્યવીને વૈતાઢ્યની ઉત્તર શ્રેણીમા ચમરચંચ નગરમાં ચિત્રગતિ નામે ઉત્પન્ન થઈ. ચંદ્રપ્રભા દેવી પણ પ્રિયંગુમંજરીના રૂપમાં તેની પત્ની થઈ. ચિત્રવેગે વિદ્યાઓ સાથે તેને ઉત્તર શ્રેણી આપી. આ પ્રમાણે વિષયસુખ ભોગવતાં એ બંનેનો ઘણો સમય વીતી ગયો.

એક સમયે કનકમાળાની સાથે ચિત્રવેગ અષ્ટાપદની વંદના કરવા ગયો. ત્યાં ભરતેશ્વર રચિત જિનેન્દ્ર પ્રતિમાઓને વંદના કરીને પાછો ફરતો હતો ત્યાં વૈતાઢ્યની નિકુંજમાં દેહકાંતિથી દેદિપ્યમાન, એક પુત્રને જોયો. તેના ગળામાં બાંધેલી વીંટી જોઇ તેને આશ્ચર્ય થયું. કનકમાળાને તેણે કહ્યું : પ્રિયે ! આ તો એજ મણિ છે જે મને પેલા દેવે આપ્યો હતો. આથી એની માતાએ તેની રક્ષા માટે જનમતાની સાથે જ તેને બાંધી દીધો હશે. અને લાગે

છે કે આ બાળકનું કોઇએ અપહરણ કરી તેને અહીં છોડી દીધો છે. દેવી: આપને પુત્ર નથી તો આ બાળકને જ પુત્રરૂપે સ્વીકારી લો. આ જરૂર કોઇ દેવજીવ હશે. આમ રાજન્! એ બાળકને લઇને બંને પોતાના નગરમાં આવ્યા. વર્ધાપનક કરીને લોકોમાં જાહેર કર્યું કે ગુપ્ત ગર્ભવાળી કનકમાળાને પુત્ર ઉત્પન્ન થયો છે. યોગ્ય સમયે તેનું નામ મકરકેતુ રાખ્યું. રાજન્! આ પ્રમાણે આપનો પુત્ર વિદ્યાધરેન્દ્રનાં ઘરમાં મોટો થયો.

આ બાજુ દેવી સ્વયંપ્રભા દેવલોકથી ચ્યવીને તે સુરસુંદરીરૂપે ઉત્પન્ન થઇ. સમય જતાં તે યુવાન થતાં જે વિદ્યાધર તેનું અપહરણ કરી રત્નદ્વીપ લઈ ગયો તે તેનો પિતા હરિદત્ત હતો રાજન્! સંસારની વિરૂપતા તો જુઓ. જ્યાં પિતા પુત્રીની સાથે ભોગ ભોગવવા ચાહે છે. તે કાલબાણ દેવે પિશાચરૂપ ધારણ કરીને આપના પુત્રની વિદ્યાઓને હરી લઇ તેને સમુદ્રમાં ફેંકી દીધો. સુરસુંદરીને તે આકાશમાર્ગે લઇ જઈ રહ્યો હતો ત્યાં તેનો ચ્યવન સમય થઇ ગયો અને ત્યાં તેનું ચ્યવન થતાં સુરસુંદરી આકાશમાંથી ઉદ્યાનમાં ગબડી. ધનદેવે આપના પુત્રને જહાજમાં મેળવ્યો. જહાજ તૂટતાં પાટિયાના સહારે તે સમુદ્ર તરી રહ્યો હતો ત્યાં પ્રિયંવદાએ તેને જોયો અને પોતાના સ્થાને લઈ આવી. રાજન્! આ છે તમારા પ્રશ્નનો જવાબ. આપનો પુત્ર તમને આજે જ મળશે. સૂરિનું વચન સાંભળી રાજા, દેવી સુરસુંદરી વિગેરે બધાં જ પ્રસન્ન થયાં. ત્યારે રાજાએ કહ્યું:

ભગવન્ ! જ્યાં સુધી મારો પુત્ર નહિ આવે ત્યાં સુધી આપની પાસે રહીને માનવભવ સફળ કરું છું.

ત્યાં ધનદેવે પ્રણામ કરી સુપ્રતિષ્ઠ ગુરુને પૂછ્યું : ભગવન્! કનકવતીએ મોકલેલ સૈનિકોની સાથે યુદ્ધમાં ભીલોના હાથે માર્યા ગયા બાદ આપનું શું થયું હતું ? અને આપે શ્રમણત્વ કેવી રીતે પ્રાપ્ત કર્યું ?

ગુરુએ કહ્યું : સાંભળો. તે સમયે યુદ્ધમાં બાણોથી ઘાયલ થઇ હું ભૂમિ પર પડ્યો હતો ત્યાં ચિત્રવેગે એ પ્રદેશ જોયો અને પ્રેમથી તે મને વૈતાઢ્યપર્વત પર લઈ ગયા. ઔષધના બળથી હું તરત જ સ્વસ્થ થઈ ગયો. પ્રથમનાં ઉપકારને યાદ કરી તેમણે મને પ્રજ્ઞપ્તિ નામે વિદ્યા-આપી. મેં ત્યાં જ તે વિદ્યાની સાધના કરી. ત્યાંથી વિદ્યા-ધરોની સાથે સિદ્ધાર્થપુર ગયો. અને કનકવતી સહિત સુરથને ત્યાંથી કાઢી મૂક્યો. ધનદેવ ! એમ હું સિદ્ધાર્થ-પુરનો રાજા બન્યો.

કરોડો વરસ સુધી રાજ્ય કારભાર કરીને મારા પુત્ર જયસેનને રાજ્ય સોંપીને પાંચસો રાજપુત્રની સાથે ધનવાહન કેવલી પાસે મેં દીક્ષા અંગીકાર કરી. સાધુ ક્રિયાઓનો અભ્યાસ કરતાં તેમજ દ્વાદશાંગીનું જ્ઞાન થતાં ધનવાહન કેવલીએ મને આચાર્યપદથી વિભૂષિત કર્યો. શૈલેશીકરણથી ચાર અઘાતી કર્મોનો ક્ષય કરી મારા ગુરુ નિર્વાણ પામ્યા.

સુપ્રતિષ્ઠસૂરિ આમ પોતાની જીવનકથા કહી રહ્યા હતા ત્યાં એક વિદ્યાધર આકાશમાંથી નીચે ઉતર્યો. વિનય-પૂર્વક તેમને પ્રણામ કર્યા. અને કહ્યું : રાજન્! હું આપને વધાસણાં આપવા આવ્યો છું. પ્રવ્રજ્યા અંગીકાર કરવાની ઈચ્છાથી ચિત્રવેગે સકળવિદ્યા સંપન્ન આપના પુત્રને તેમના પદ પર સ્થાપ્યો છે. અને તેઓ વિદ્યાધરોની સાથે આપને વંદના કરવા માટે આજે જ આ નગરમાં પધારે છે. વિદ્યાધરના આ શુભ સમાચારથી રાજાએ હર્ષાવેશમાં આવી એ વિદ્યાધરને પોતાના શરીરના બધા જ આભૂષણ ભેટમાં આપી દીધા. આ સમાચારથી સુરસુંદરીના આનંદની તો કોઈ સીમા જ ન હતી. તે ખૂબ ખૂબ પ્રસન્ન થઈ.

સૂરિજીને વંદના કરી રાજા સપરિવાર નગરમાં પાછો ફર્યો. રાજમહેલમાં પહોંચતાં જ તેણે કોટવાળને નગર સજાવાનો આદેશ આપ્યો રસ્તામાંથી ઘાસ કચરો હટાવી કસ્તુરી છાટો. કુમકુમ જળથી માર્ગો સુંદર બનાવો. રસ્તા પર ફુલની ચાદર બિછાવો. બજારોને શણગારો, દરેક ભવનમાં સ્વાગતની વ્યવસ્થા કરો. દ્વાર પર નિર્મળ જળના કળશ મુકાવો, મકાનો પર ધ્વજાઓ ફરકાવો. તોરણો બાંધો. રાજાએ આમ પુત્ર સ્વાગત માટે વિવિધ આદેશો આપ્યા. રાજપુત્રના આગમનના સમાચાર સાંભળી નગરજનો પણ આનંદમાં આવી ગયા હતા. આનંદ અને હર્ષથી લોકો આમતેમ ફરી રહ્યા હતા. ત્યાં પ્રિયંવદા રાજાના અંતઃપુરમાં દોડી ગઈ.

પ્રિયંવદાને જોતાં જ સુરસુંદરી સામેથી દોડી જઈ તેને ભેટી પડી અને તેને પ્રેમથી બેસવા આસન આપ્યું. ત્યાર પછી તેણે પછીની કથા પૂછી. પ્રિયંવદાએ કહ્યું : વૈતાળ તમને ઉપર લઈ ગયો, ત્યારે હું મૂર્છાથી જમીન પર ઢળી પડી. એક ક્ષણમાં ભાનમાં આવી અને મારા શોકની કોઈ સીમા ન રહી. હાય! મારી બહેન ક્યાં ગઈ? મારો ભાઈ હજી સુધી કેમ નહીં આવ્યો હોય? જરૂર આ પિશાચે તેમનું કંઇ અનિષ્ટ કર્યું હશે. આ પ્રમાણે વિચારતી આકાશમાર્ગે ઉડી મેં ચારે બાજુ તમારી તપાસ કરી. લવણ સમુદ્રમાં પણ જોયું. ત્યાં તમારો પત્તો તો ન મળ્યો પરંતુ સાગરની મઝધારમાં તરતા ભાઈ મકરકેતુને જોયો. ત્યાંથી ઉપાડી તેને હું જિનમંદિરમાં લઇ ગઈ. ત્યાં તેને મેં પૂછ્યું કે તું સાગરમાં કેવી રીતે પડયો? ભાઈએ વૈતાળ દર્શનથી માંડી વિદ્યાચ્છેદ સુધીની બધી વાત કરી. તેણે મને પૂછ્યું : સુરસુંદરી ક્યાં છે? મેં કહ્યું કે પિશાચ રૂપમાં આવી કોઈએ તેનું અપહરણ કર્યું છે. વજ્રઘાત થયો હોય તેમ આ સાંભળતાં જ તે એકાએક મૂર્છિત થઈ ગયો ત્યાં ઉભેલા અન્ય વિદ્યાધરોએ તેને ભાનમાં લાવવા માટે ઉપચાર કર્યાં તો ય તે ભાનમાં આવતાં ફરી મૂર્છિત થઇ જતો. કોઈએ જઇને પિતાજીને આ સમાચાર આપ્યા. પિતાજી તુરત જ ત્યાં આવ્યાં અને તેને આશ્વાસન આપી વૈતાઢ્ય પર લઈ આવ્યા. પછી પિતાજીએ વિદ્યાધર કુમારોને ષટ્ખંડ ભરતક્ષેત્રના ગામે

ગામ, શહેરે શહેરમાં જઈને સુરસુંદરીની શોધ કરવાનો આદેશ કર્યો. આદેશ મળતાં જ વિદ્યાધર કુમારો તમારી શોધ માટે નીકળી પડયા.

પ્રિયા વિરહથી સંતપ્ત કુમાર ગમે તેમ દિવસો પસાર કરતાં એક દિવસ હસ્તિશીસ નગર પહોંચ્યો. પારણાના દિવસે નગરમાં ભીક્ષા માટે ફરી રહ્યો હતો ત્યાં સાંઢના ધક્કાથી હું ગબડી પડયો. પાપી વિમલના પુત્રે મને એ દશામાં જોઇને મારી મશ્કરી કરી અને લાઠી ઉપાડી મને મારવા આવ્યો. આ જોઈ મને ગુસ્સો ચડયો અને અજ્ઞાન દોષથી એક થાંભલો ઉઠાવીને મેં તેને કહ્યું : શું શિયાળ સિંહનું બળ માપવા નીકળ્યું છે ? એમ કહી એ થાંભલો તેના પર ઝીંકીને તેને યમલોક ભેગો કર્યો. પશ્ચાત્તાપથી અનશન કર્યું. શરમના લીધે ગુરૂને બતાવ્યા વિના પશ્ચાત્તાપ કર્યો આથી મરીને ધરણેન્દ્ર બન્યો. હું એ જ ધરણેન્દ્ર છું અને આજ મુનિ વંદના માટે અહીં આવ્યો છું. આથી કુમાર ! આપ ચિંતા ન કરો. મેં આપેલી પ્રજ્ઞપ્તિ આદિ વિદ્યાઓ સાધના કર્યા વિના આપને સિદ્ધ થઈ જશે. "ઘણી મહેરબાની" એમ કહી કુમાર તેમને પગે પડયો. પિતાજી અને વિદ્યાધરોએ ધરણેન્દ્રનું સન્માન કર્યું ત્યારબાદ તે પોતાના પરિજનો સાથે પોતાના સ્થાને ચાલ્યો ગયો. વિદ્યાધર સહિત ચિત્રવેગ અને ચિત્રગતિએ કુમારને પોતાના પદ પર અભિષિક્ત કર્યો. વૈતાઢય પર્વત પર હવે મકરકેતુ વિદ્યાધર ચક્રવર્તી બની ગયા છે. વિદ્યાધરોએ પોતાની કન્યાઓ

કુમારને આપવા માંડી ત્યારે તેણે કહ્યું કે જ્યાંસુધી નરવાહનની રાજપુત્રી સુરસુંદરી સાથે લગ્ન નહિ કરૂં ત્યાં સુધી કોઈ કન્યા સાથે પાણિગ્રહણ નહિ કરૂં. ત્યારે ભાનુવેગે કહ્યું હું હમણાં જ જઇને કુશાગ્રનગરાધીશ નરવાહનને યાચના કરીને તમારા માટે સુરસુંદરીના લગ્ન ગોઠવું છું. મકરકેતુએ કહ્યું કે તમે જલ્દી કરો. હું પણ પિતાજીની આજ્ઞા લઈ હસ્તિનાપુર જઉં છું. ત્યાં જઇ આજ સુધી નહિ જોયેલા માતાપિતાના ચરણને વંદના કરીશ.

ભાનુવેગ આકાશમાર્ગે ઉપડયા ત્યાં પિતાજીએ મકરકેતુને કહ્યું: પુત્ર ! આજે જ શુભ મુહૂર્તમાં વિદ્યાધરોની સાથે માતપિતા પાસે જાઓ. ત્યાં એક દિવસ તે નગરમાં ચાર જ્ઞાનવાળા દ્વાદશાંગવેત્તા દમઘોષ નામના એક ચારણ શ્રમણે સહસાંમ્રવનમાં સમવસરણ કર્યું. તેમને વંદના કરવા માટે કુમારને લઈ પિતાજી નીકળ્યા. વંદના કરી સૌ ભોંય પર બેસી ગયા. મુનિએ પણ સંસાર સાગર પાર કરવામાં જહાજ સમાન ધર્મ દેશના આપી કે શારીરિક અને માનસિક દુઃખો દૂર કરવા માટે મન, વચન અને કાયાથી જીવોને અભયદાન આપવું જોઈએ. જે જીવ હમેશા સત્ય બોલે છે તે જન્મ, જરા અને મરણના તમામ દુઃખદાયી સંસારને અનાયાસે પાર કરી જાય છે. જે અદત્તાદાન નથી કરતો તેને દુર્ગતિ, રોગ, વૃદ્ધાવસ્થા, મરણ, શોક, વિયોગ વગેરે પ્રાપ્ત થતા નથી. મન, વચન અને કાયાથી અબ્રહ્મચર્યનો ત્યાગ કરે છે તે સકળ કર્મોનો ક્ષય કરીને શાશ્વત સ્થાનને પામે છે. આ પ્રમાણે તેમણે પોતાની ધર્મ દેશના પૂરી કરી.

અવસર જોઈ કુમારે મુનિને પૂછ્યું: ભગવન્ ! તે દેવે મારી વિદ્યાઓનો છેદ કેવી રીતે કરી નાંખ્યો ? મુનિએ દેવ સાથે વૈરનું કારણ જણાવ્યું. એ સાંભળતાં થોડો ઉહાપોહ થતાં જ કુમારને જાતિસ્મરણ જ્ઞાન થયું. કુમારે ફરી પૂછ્યું: તેણે સુરસુંદરીનું અપહરણ કરીને કયાં છોડી દીધી છે ? મુનિએ કહ્યું કે સ્વર્ગથી ચ્યુત થયેલ તે દેવના હાથમાંથી છુટીને આકાશમાંથી તે હસ્તિનાપુરના કુસુમાકર ઉદ્યાનમાં પડી છે. કુમાર ! અત્યારે તે આપની માતા કુસુમાવલીની પાસે છે. કુમારે પૂછ્યું: શું આ મારા પિતા નથી ? અને શું કનકમાળા મારી માતા નથી ? ત્યારે મુનિએ દેવે કરેલ તેના અપહરણની વાત કરી.

મુનિનું વચન સાંભળી ચિત્રવેગે કહ્યુ, કુમાર ! દેવભવમાં રહેતા આપને નહોતું કહ્યું કે દેવ દ્વારા અપહૃત ચિત્રવેગ વિદ્યાધરના ઘરમાં મોટો થશે. પુત્ર ! ફરી એ વિદ્યાઓની સાધના કરો. શોક કરવાની કોઈ જરૂર નથી. કારણ સંસાર સ્થિતિથી ઉદ્વિગ્ન થઈ હવે મને પ્રવજ્યા લેવાની ભાવના થઈ છે. આથી હું તને મારા પદ પર પ્રતિષ્ઠિત કરું છું.

સુરસુંદરી ! આમ પિતાજી કહી રહ્યા હતા ત્યાં દમઘોષ મુનિને વંદના કરવા માટે ત્યાં ધરણેન્દ્ર આવ્યા. ઘણીવાર સુધી મકરકેતુને જોયા બાદ કહ્યું: કુમાર ! આપ મને ઓળખો છો ? પૂર્વભવમાં હું આપનો પિતા ભીમરથ

નામે રાજા હતો. તમે મારી પત્ની કુસુમાવલીની કુક્ષીથી જન્મેલ કનકરથ નામે પુત્ર હતા. ઉન્માદ અવસ્થામાં તમે પત્ની સહિત નગર બહાર નીકળી ગયા. ઘણી શોધ કરવા છતાં તમે ન મળ્યા. ત્યારબાદ તમારા નાનાભાઈ વજ્રરથને મારા પદ પર પ્રતિષ્ઠિત કરી મેં ગુરુ પાસે વૈરાગ્ય ભાવથી દીક્ષા લીધી. ત્યાંથી મૃત્યુ પામી હું સાતપલ્યોપમ આયુષ્યવાળો સૌધર્મ દેવલોકમાં દેવ થયો.

દેવલોકમાંથી ચ્યવીને ભરતક્ષેત્રનાં ચંપાપુરીમાં દધિવાહન રાજાની ભાર્યા કુસુમશ્રીની કુક્ષીએ પુત્રરૂપે ઉત્પન્ન થયો. મારું નામ પ્રભાકર રાખવામાં આવ્યું. ત્યાં રાજ્યના લોભી વિમળમંત્રીએ મદિરામાં આસક્ત મારા પિતાજીની હત્યા કરી નાંખી અને રાજ્યનો અધિકાર પોતાના હસ્તક લઈ લીધો.

હું ત્રણ મહિનાનો હતો. મારી માતા મને લઇને પોતાના ભાઈ શંખ રાજાની પાસે વિજયનગર ગઈ. મોટો થતાં શંખની સાથે જઇને યુદ્ધમાં વિમળમંત્રીને મારીને હું ચંપાનગરનો રાજા બન્યો. વિમળનો પુત્ર ભાગી જઈને હસ્તિશીસમાં જિતશત્રુનો શરણાર્થી બન્યો બળગર્વિત બની હું હાથીઓ સાથે રમતો હતો. તેથી તમામ સ્થળે મારી ખ્યાતિ થઈ ગઈ કે ભરતક્ષેત્રમાં પ્રભાકર જેવો કોઈ મહા બળવાન નથી. કારણ ગાંડા બનેલા હાથીને હું એક હાથે પકડી લેતો હતો. ઘણાં દિવસો રાજ્ય કર્યા બાદ

મારા પુત્રને રાજ્ય સોંપી ગુરુ પાસે મેં દીક્ષા લીધી. મેં અભિગ્રહ કર્યો કે યાવજ્જીવ માસોપવાસ કરીશ.

એ સૌ આવવાની તૈયારી કરી રહ્યા હતા ત્યાં પિતાજીને પૂછી આ શુભ સમાચાર આપવા સુરસુંદરી ! હું તમારી પાસે આવી છું. આ પ્રમાણે પ્રિયંવદાની વાત સાંભળી દાસ–દાસીઓએ તે વાત રાજાને કહી. એ પછી રાજા પુત્રના સ્વાગત માટે સુંદર બેન્ડ વાજાવાળા તેમજ ગીત ગાનારા, નર્તકો સહિત ચતુરંગ સેના લઇને નીકળ્યો. ત્યાં આકાશમાં અનેક પ્રકારના વાહનો પર આરૂઢ થયેલ ધ્વજછત્ર આદિથી સહિત વિદ્યાધર સૈન્ય દેખાયું. તેની વચમાં મણિમય સ્તંભોવાળા વિચિત્રરૂપ વિમાનમાં બેઠેલા મકરકેતુને આગળ આવતો રાજાએ જોયો. મકરકેતુએ આકાશથી ઉતરી પિતાજીના ચરણોમાં પ્રેમ અને ભક્તિથી પ્રણામ કર્યાં. અમરકેતુ રાજાએ પણ પ્રેમથી પુત્રને આલિંગનમાં લીધો અને આનંદાશ્રુ તરબોળ બની પુત્રના મસ્તકને ચૂમવા લાગ્યો. ત્યારબાદ વિદ્યાધરોનું યથાયોગ્ય સન્માન કરી રાજા નગરમાં આવ્યો. અનેક માંગલિકોથી રાજાએ પુત્રને નગર પ્રવેશ કરાવ્યો. અન્ય વિદ્યાધરોને પણ યોગ્ય ઉતારો આપ્યો. થોડા વિદ્યાધરોની સાથે પુત્રને લઈ રાજા અંતઃપુરમાં ગયો. મકરકેતુએ ત્યાં માતા કમલાવતી દેવીને પ્રેમથી પ્રણામ કર્યાં. માતાએ કોમળ હાથોથી પુત્રને પોતાના ખોળામાં બેસાડયો અને કહ્યું કે પુત્ર ! મારું હૈયું જરૂર વજ્રથી પણ કઠોર હોવું જોઇએ કારણ તારો વિયોગ છતાં ય

તે ચૂરચૂર ન થઈ ગયું. મકરકેતુએ કહ્યું: માતાજી ! દૈવાધિનતાના લીધે જીવોને અનેક દુઃખો સહન કરવા પડે છે. ત્યારબાદ અનેક મણિ–મોતીઓથી રચિત ચોકમાં રત્નોથી સુશોભિત સિંહાસન પર પુત્રને બેસાડીને માતાએ તેનું માંગલિક કર્યું. કમલાવતીના હૈયે ત્યારે અવર્ણનીય હર્ષ ઉમટતો હતો.

આ બાજુ કુશાગ્રપુર જઈને ભાનુવેગ વિદ્યાધરે નરવાહન રાજાને બધી વાત કહી. નરવાહને કહ્યું કે તેમના માટે તો આજ સુધી સુરસુંદરીને કુમારી રાખી છે. બીજા રાજાને નથી આપી.કારણકે તેના જન્મ સમયે દિવ્યજ્ઞાનીઓએ કહ્યું હતું કે આ કન્યા વિદ્યાધર ચક્રવર્તીની પત્ની બનશે. શત્રુંજય રાજાને મારી જેણે મને જીવનદાન આપ્યું તેના વિષે બીજું વિચારવાનું શું હોય ? ત્યારબાદ તેણે જ્યોતિષીઓને બોલાવી શુભ લગ્ન જોવાનું કહ્યું. જ્યોતિષીએ કહ્યું· રાજન્ ! આજથી ત્રીજા દિવસની રાતે ચોથા પ્રહરમાં સર્વસુંદર લગ્ન યોગ છે. રાજાએ કહ્યું કે આ તો ઘણો જ નજદીકનો દિવસ છે. તેટલા સમયમાં લગ્નની શું તૈયારી થઈ શકે ? ભાનુવેગ ! આપ જ કંઈ ઉપાય બતાવો. ત્યારે તેમણે કહ્યું· રાજન્ ! આપ હસ્તિનાપુર ચાલ્યા જાવ ત્યાં પહોંચતાં બધું ઠીક થઈ જશે.

ત્યારબાદ ભાનુવેગે દિવ્ય વિમાનની રચના કરી. તેમાં બેસીને વિવાહોચિત સામગ્રી લઈ નરવાહન રાજા હસ્તિના-

પુર આવ્યો. આ સમાચાર સાંભળી ચિત્રવેગ, ચિત્રગતિ પણ વિદ્યાધરો સહિત ત્યાં પહોંચી ગયો. અમરકેતુ રાજાએ તે સૌનું ભવ્ય સ્વાગત કર્યું અને પોતાના કુળાચાર પ્રમાણે ભારે ઠાઠમાઠથી સુરસુંદરીનાં લગ્ન મકરકેતુ સાથે કર્યાં. આ પ્રસંગે સમસ્ત નગરજનોને ભોજન કરાવ્યું. તમામ જિનમંદિરોમાં મહોત્સવ કરાવ્યો. સામંતોને પણ ઘોડા, હાથી, રથ, ગામ, નગર વગેરે ભેટ આપ્યા.

ત્યારબાદ બીજા દિવસે સૂરિજી મહારાજને વંદના કરવા માટે રાજા પરિજનો અને વિદ્યાધરો સાથે ગયો. સૂરિ તથા અન્ય તપસ્વીઓને વંદના કરી રાજા બેઠો. ગુરૂએ ધર્મોપદેશ આપ્યો. ત્યારબાદ ભક્તિ અને વિનયથી કમળાવતીએ પૂછ્યું: ભગવન્! અન્ય જન્મમાં મેં એવું કયું પાપકર્મ કર્યું હતું જેથી આ જન્મમાં મને પુત્ર વિયોગનું અસહ્ય દુઃખ ભોગવવું પડયું: કેવળીએ કહ્યુઃ દેવાનુપ્રિયે! સાંભળો:–

અમરકંટક નગરીના અંબડ વણિકની મેં તમને વાત કરી હતી. જે મંડન આદિનો પિતા હતો. અક્ષુતા તેની પત્ની હતી. અનેક ભવભ્રમણ કરી તે ભરત ક્ષેત્રનાં મરૂદેશમાં 'હરિસંડક' ગામમાં અર્જુન નામના સેહર ગામના માલિક થઇને જન્મ્યો. અક્ષુતા અર્જુનની બંધુશ્રી નામે પત્નીરૂપે ઉત્પન્ન થઈ. બંને વચ્ચે ગાઢ પ્રેમ હતો. તેઓ

ખેતીમાં પોતાનો સમય પસાર કરતા હતા. બંને સ્વભાવથી દયાળુ અને અલ્પકષાયી હતા.

ચોમાસામાં બંને જણ પોતાના ખેતરમાં કામ કરી રહ્યા હતા ત્યાં હરિણી સહિત એક હરણ ત્યાં આવી પહોંચ્યું. આ હરણ તેના ખેતર પાસે જ રહેતું હતું. હરિણી ગર્ભવતી હતી. આ હરણોને ખેતરમાંથી હાંકી કાઢવા અર્જુન દોડયો. અર્જુનના ભયથી હરણી ગબડી પડી. તે સમયે તેનો પ્રસવ નજીક આવી પહોંચ્યો. હરણ ભયથી ભાગી ગયું. પરંતુ પ્રિયા વિયોગથી તે વારંવાર અર્જુન તરફ જોતું હતું. અર્જુન તે હરણીને પોતાના ઘરે લઈ આવ્યો અને તેની સારવાર કરી. હરણીએ પ્રસવ કર્યો. મૃગ શાવક ખૂબ જ સુંદર હતું. તેને જોઈ બંધુશ્રીએ કહ્યુ કે રમકડાંના રૂપે હું તેને મારી પાસે રાખીશ. આમ કહીને તેણે નાજુક દોરીથી હરણના બચ્ચાંને બાંધ્યું. હરણી પણ આ ડરથી ભાગી ગઈ. પુત્ર સ્નેહથી હરણ સાથે તે પણ અવારનવાર ખેતરમાં આવતી હતી. તે બિચારી પોતાના પુત્રના વિયોગથી ઘાસ નહોતી ખાઈ શકતી. પાણી નહોતી પી શકતી હરણીની આ દશા જોઈ બંધુશ્રીને દયા આવી અને તેણે હરણના બચ્ચાંને છોડી મૂકયું. બંધન છૂટતાં જ તે બચ્ચું ભાગીને પોતાના માતપિતાની પાસે દોડી ગયું. હરણીના આનંદનો પાર ન રહ્યો.

દયાવાન અર્જુન મરીને અમરકેતુ રાજા બન્યો અને

બંધુશ્રી મરીને કમલાવતી થઈ. પૂર્વભવાભ્યાસથી તમારા બંને વચ્ચે અત્યંત પ્રેમ છે. હરણીને હરણથી વિયુક્ત કરી આથી તે કર્મના ઉદયથી રાજાની સાથે આપનો વિયોગ થયો. તે હરણીને તેના પુત્ર સાથે આઠ પ્રહરનો વિયોગ કરાવ્યો તે કર્મ ઉદયમાં આવવાથી તમને પુત્રનો આઠ વરસ સુધી વિયોગ સહન કરવો પડયો. એક ક્ષણમાં કરેલ કર્મ જીવને ઘણાં દિવસો સુધી શુભ–અશુભ ફળ આપે છે. આથી કર્મબંધના કારણનો સર્વથા ત્યાગ કરવો જોઈએ.

ગુરૂની આ સત્ય ઘટના સાંભળી સારી સભા સંસાર ભયથી ઉદ્વિગ્ન થઇ દીક્ષા લેવા તૈયાર થઈ ગઇ. રાજા–રાણીને જાતિસ્મરણ થવાથી ચારિત્ર્યાવરણ કર્મ ક્ષય થવાથી ચરણ પરિણામ ઉત્પન્ન થયાં. ત્યારબાદ અમરકેતુ રાજાએ પુત્રને પોતાના પદ પર અભિષિક્ત કર્યો અને રાણી કમલાવતી સાથે દીક્ષા લઈ લીધી. પોતાના પુત્ર શ્રીદેવને કુટુંબભાર સોંપી ધનદેવે પણ પોતાની પત્ની સાથે દીક્ષા લઈ લીધી. ચિત્રગતિ આદિ વિદ્યાધરોએ પણ ચિત્ર-વેગ વિદ્યાધરેન્દ્રની સાથે સૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી. પ્રિયંગુમંજરી આદિ અનેક વિદ્યાધરીઓની સાથે કનક–માળાએ પણ દીક્ષા લીધી. નરવાહન રાજાએ પણ મકરકેતુને પોતાનું રાજ્ય આપી સુપ્રતિષ્ઠ કેવળી પાસે દીક્ષા લીધી. આમ અમરકેતુ રાજાની સાથે હજાર વિદ્યાધર રાજાઓએ

દીક્ષા લીધી. કમલાવતી આદિ વીસ હજાર સ્ત્રીઓએ પણ દીક્ષા લીધી. સુપ્રતિષ્ઠ કેવળીએ ત્યારે ૩૦ હજાર દીક્ષિતોને શ્રમણવેશ આપ્યો !

ત્યારબાદ મકરકેતુએ કહ્યું : ભગવન્! હું હમણાં દીક્ષા લેવા માટે અસમર્થ છું આથી આપ મને શ્રાવક–ધર્મનો ઉપદેશ આપો. કેવળીએ કહ્યું : જે નિરપરાધ સ્થૂળ જીવોને દંડ નથી દેતો તે પણ મોક્ષને પામે છે. જે મન, વચન અને કાયાથી સ્થૂળ અસત્ય નથી બોલતો તે દેવ, મનુષ્ય ભવના સુખો ભોગવીને મોક્ષે જાય છે. જે સ્થૂળ અદત્તાદાન નથી કરતો. જે સ્વદારાથી સંતોષ રાખે છે અને પરદારાગમનનો ત્યાગ કરે છે તે પણ અનેક સુખોને ભોગવી મોક્ષને પામે છે. આ પ્રમાણે શ્રાવક ધર્મનો ઉપદેશ સાંભળી મકરકેતુ, સુરસુંદરી આદિએ ગુરૂ પાસે સમ્યક્ત્વરત્ન મૂળ શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો.

ત્યારબાદ ચિત્રવેગ આદિ મુનિઓ સૂરિજી પાસે ગ્રહણ–આસેવન રૂપ શિક્ષાનો અભ્યાસ કરવા લાગ્યા. કમળાવતી આદિ આર્યાઓએ સુવ્રતા આદિ ગુરૂણી પાસે સાધુક્રિયા તથા અંગોનો અભ્યાસ કર્યો. બધા જ છઠ્ઠ, અટ્ઠમ, દશમ આદિ તપ, વિનય, વૈયાવચ્ચ આદિમાં પ્રવૃત્ત થયા. ચૌદ પૂર્વનું અધ્યયન કરીને ચિત્રવેગ કિંચિત્ ન્યૂન પૂર્વધર બન્યા. ત્યારબાદ સુપ્રતિષ્ઠ સૂરિ ચિત્રવેગને સૂરિ

પદ પર સ્થાપિત કરી અનશન આદિ દ્વારા દેહત્યાગ કરી નિર્વાણને પામ્યા. ત્યારબાદ ચિત્રવેગ સૂરિ ભવ્ય જીવોને પ્રતિબોધ કરવા માટે ગામ નગરમાં વિચરવા લાગ્યા. સુવ્રતાગણિની મોક્ષે જતાં કમલાવતી મહત્તરા બન્યા. સૂરીશ ચિત્રવેગ શ્રમણોની સાથે દેશના દઈ જિન ધર્મનો પ્રચાર કરવા લાગ્યા.

વિદ્યાધરેન્દ્ર 'ચારિત્ર્ય સ્વીકાર' નામનો પંદરમો પરિચ્છેદ સમાપ્ત.



રાજા મકરકેતુએ ત્યારબાદ વિદ્યાધરોની કન્યાઓ સાથે લગ્ન કર્યાં. વિદ્યાધરોને તેમને યોગ્ય ગામ, નગર આદિ આપ્યાં. સમસ્ત ભરતાર્દ્ધનાં રાજાઓને પોતાને વશ કર્યા. તમામ દેશોને તોફાન, ચોરી આદિ ભયથી મુકત કર્યા. આર્ય દેશનાં ઊંચા જિનમંદિરોને શણગાર્યાં. લોકોને કર મુકત કર્યાં. હિંસક જીવોને શાંત કર્યાં. જિન શાસન શ્રમણ સંઘનાં વિરોધીઓને નિર્મૂળ કર્યાં. દેશમાં મુનિજનોનો વિહાર અપ્રતિહત થાય તેવી વ્યવસ્થા કરી. સામંતોને સાધર્મિક વત્સલ બનાવી ઠેકઠેકાણે દાનશાળા, જળશાળા આદિ ઊભી કરાવી. આમ પ્રજા સુખને પોતાનું લક્ષ્ય બનાવ્યું. દુષ્ટો, ધૃષ્ટો અને લૂટારાઓને તે દંડ કરતો હતો. યાચકોને મનવાંછિત આપતો હતો. શત્રુઓને પોતાના વશમાં રાખતો હતો. દુર્ગમ માર્ગને સુગમ બનાવતો હતો. સુરસુંદરી તેમ જ અન્ય રાણીઓ સાથે અપૂર્વ વિષય સુખને ભોગવતો મકરકેતુ હસ્તિનાપુરમાં દેવલોકના ઈન્દ્રની જેમ આનંદથી રહેતો હતો.

તે ક્યારેક દશે દિશાઓમાં ફેલાતા કિરણોવાળી નિર્મળ શિલાઓથી જિનમંદિરો બનાવતો હતો તો ક્યારેક તે સકળ લોક કલ્યાણકારી જિનબિંબો ભરાવતો હતો.

ક્યારેક જિનમંદિરોની પ્રતિષ્ઠા કરાવતો હતો. ક્યારેક કર્પૂર–ગોશીર્ષ–હરિચંદન આદિથી જિનેન્દ્ર પ્રતિમાઓનું વિલેપન કરાવતો હતો. ક્યારેક અત્યંત સુગંધિત પંચવર્ણ ફુલોથી જિનપૂજા કરતો હતો. ક્યારેક તે નગરમાં રથયાત્રા કાઢતો હતો. ક્યારેક અંતઃપુરમાં પત્નીઓ સાથે વિલાસ લીલામાં અનુરક્ત રહેતો હતો. સુંદર ગીતો સાંભળતો હતો. સુંદર–ઉત્તમ નાટક જોતો હતો. આ પ્રમાણે પોતાના પૂર્વજોની પ્રણાલી અનુસાર લોક આગમથી અવિરૂદ્ધ આચરણ કરતો હતો. આમ જિન શાસનની પ્રભાવનામાં રક્ત મકરકેતુ રાજાને સુરસુંદરી સાથે સુખોપભોગ કરતાં લાખો વરસ પસાર થઈ ગયા.

એક સમયે રાતના રાજાની સાથે સુરસુંદરી સૂતી હતી ત્યારે સવારનાં તેણે સ્વપ્નમાં એક કાળાનાગને પોતાને તેમજ રાજાને ડંખ મારતો અને ડંખ મારીને પોતાના ઉદરમાં સમાઇ જતો જોયો. એ જોતાં જ તે જાગી ગઈ. ભયથી તે વિચારવા લાગી કે આ સ્વપ્ન ખરાબ છે. આથી રાજાને તે કહેવું ઠીક નથી- ત્યાં પ્રભાતિયા વાગતાં રાજાની ઊંઘ ઉઘડી ગઈ. શરીર શૌચ, સ્નાન આદિ કરી તે જિન-પૂજા માટે જિન મંદિરમાં ગયો. ઉત્કટ ભક્તિથી જિનેશ્વર ભગવંતોની ભક્તિ પૂજા કરી તે પોતાની સભામાં આવ્યો.

ત્યારબાદ વિદ્યા દ્વારા અને અનેક વિમાનો મંગાવ્યા. સુરસુંદરી અને બીજી અનેક પત્નીઓ સાથે તે વિમાનમાં

આરૂઢ થયો અને ક્રીડા કરવા માટે હિમાલયના શિખર પર નંદનવન સમા એક ઉદ્યાનમાં ઉતર્યો. ત્યાં મણિમય શિલાતળ પર કેળાના વનમાં અંતઃપુરની સ્ત્રીઓ સાથે ગીત નૃત્ય આદિથી આનંદમાં રહેવા લાગ્યો.

જિનબિંબોની પૂજા કરી, ચૈત્યવંદન કરી. વિદ્યાધરોની સાથે ઉત્તમ પ્રકારનું ભોજન લીધું. ત્યારબાદ સુરસુંદરીની સાથે રાજા કદલીવનમાં ગયો. સુંદર શય્યા પર રાજાએ સુરસુંદરી સાથે વિષયભોગ કર્યો. તે પછી સુરસુંદરીએ રાજાને થોડો સમય વાતો કરવાનું કહ્યું. બંને જણ વાતોમાં મશગુલ હતાં. ત્યાં એક કાળો નાગ આવ્યો. તે પૂર્વભવનો વૈરી હતો. તે દુષ્ટે બંનેની પીઠ પર ડંખ માર્યો. સુરસુંદરીએ "સાપ સાપ" કહીને બૂમો પાડી. એ સાંભળી અંગરક્ષકો ત્યાં દોડી આવ્યા અને તલવારથી એ નાગના ટુકડે ટુકડા કરી નાખ્યા. ત્યાં સુધીમાં સાપનું ઝેર બંનેના આખા શરીરમાં પ્રસરી ગયું.

વિષવૈદ્ય બોલાવ્યા. મંત્રજાપ કર્યા. અનેક પ્રકારની ઔષધીઓ મંગાવી. મંત્ર બોલી જળ છાંટવામાં આવ્યું. રાજા અસ્પષ્ટ શબ્દોમાં દિવ્યમણિ લાવવા કહી રહ્યો હતો પરંતુ કોઈ તેની વાત સમજી શકતું ન હતું. તેટલામાં રાજાની બહેન પ્રિયંવદા સમજી ગઈ. તેણે એક વિદ્યાધરને કહ્યું : બાહુવેગ! તમે જલ્દી કુંજરાવર્ત જઈ ભાનુવેગના પુત્ર ચંદ્રવેગને મારું નામ કહી દિવ્યમણિ લઈ આવો.

તેમને કહેજો કે વિદ્યા સાધના સમયે રક્ષા માટે તમને તે દિવ્યમણિ આપ્યો હતો. બાહુવેગ જલ્દીથી કુંજરાવર્ત્ત પહોંચ્યો અને ચંદ્રવેગ વિદ્યાધરની સાથે મણિ લઈને પાછો આવી પહોંચ્યો. મણિ જળ છાંટતાં જ બંનેનું ઝેર ઉતરી ગયું. બધા તેથી પ્રસન્ન થયાં, અને પ્રિયંવદાની પ્રશંસા કરવા લાગ્યા. રાજા પણ ભવસ્વરૂપનું ચિંતન કરતો નગરમાં પાછો ફર્યો.

નગરમાં આવી રાજા વિચાર કરવા લાગ્યો. કે અનેક દુઃખોવાળા જીવો માટે જિનેન્દ્ર ધર્મ સિવાય બીજું કોઈ ઉગારનાર નથી. જીવ તો સર્પ–વિષ, કોલેરા આદિથી એક ક્ષણમાં બીજા શરીરને પ્રાપ્ત કરે છે. જીવન આવું ચંચળ હોવા છતાં પણ જીવ વિષયાસક્ત બની પ્રમાદમાં જીવન વીતાવે છે. આ પછી રાજાનું દુઃખ નષ્ટ થઈ ગયું. આ જાણી વિદ્યાધરોએ હસ્તિનાપુર જઈ રાજાને વધાઈ આપી.

સુરસુંદરી એ દિવસે ગર્ભવતી થઇ અને રાજા પ્રત્યેનો તેનો પ્રેમ એકાએક જ ઓછો થઈ ગયો. ગર્ભ જેમ જેમ વધતો ગયો તેમ તેમ ગર્ભના પ્રભાવથી તેનું હૈયું ઘણું જ કઠોર બનતું ગયું. તે એટલી હદ સુધી કે કયારેક તેને રાજાને મારી નાખવાનો પણ વિચાર આવી જતો હતો. રાજા પૂછતો તો તેના તે ઉદ્ધત જવાબ આપતી. ભોગની ઇચ્છા જ તેણે છોડી દીધી. રાજાને જોતાં જ તે મોં મચકોડતી ગમે તેમ બોલતી. અને બીજી બાજુ મોં ફેરવી લેતી.

સુરસુંદરીના આવા વ્યવહારથી મકરકેતુને દુઃખ થતું. તેણે એક દિવસ પ્રિયંવદાને આ કારણ જાણવા માટે કહ્યું. તેણે પ્રિયંવદાને કહ્યું કે પાપગર્ભના પ્રભાવથી મને તેમના ઉપર ગુસ્સો આવે છે આથી તમે જઈને તેમને કહો કે મારા આવા વ્યવહારથી તે મારાથી નારાજ ન થાય. બીજું એ પણ કહેજો કે જ્યાં સુધી પાપગર્ભનો પ્રસવ ન થાય ત્યાં સુધી મારું—મુજ પાપણનું તે મુખ જુવે નહિ.

પ્રિયંવદાએ રાજા મકરકેતુને આખી પરિસ્થિતિ જણાવી. રાજાને તે સાંભળી આશ્ચર્ય થયું. તેણે કહ્યું: અરે! જે દેવી એક ક્ષણ માટે પણ મારો વિરહ સહી નહોતી શકતી તે જ દેવી ગર્ભનાં પ્રભાવથી મોં જોવા પણ તૈયાર નથી. લાગે છે કે પૂર્વવિરોધી સુબંધુનો જીવ ભવિતવ્યતાવશ રાણીનાં ગર્ભમાં આવ્યો છે. આમ વિચારતો રાજા પ્રિયા વિરહનાં દુઃખમાં સમય પસાર કરવા લાગ્યો.

આ બાજુ અશુભ ધ્યાન ધરતી રાણીનાં સ્તન કાળા પડી ગયાં. ચહેરો સફેદ પૂણી જેવો થઈ ગયો. હાથ–પગ દોરડી જેવા થઇ ગયા. પેટ એકદમ મોટું થઇ ગયું. નિતંબો પણ મોટા થઈ ગયાં. સમય જતાં—સમય પૂર્ણ થતાં ચંદ્રમા જ્યારે મૂળ નક્ષત્રમાં હતો. અને પાપગ્રહથી દૃષ્ટ લગ્નમાં હતો ત્યારે ભદ્રા તિથિમાં સુરસુંદરીએ અસહ્ય વેદના બાદ એક પુત્રને જન્મ આપ્યો.

રાજાએ પુત્રજન્મથી રાજી થઈ જ્યોતિષીને બોલાવ્યો

અને પૂછ્યું કે આ સમયે જન્મનારનું ભાવિ શું હશે? માથુ હલાવતાં જ્યોતિષીએ કહ્યું કે નરનાથ! આ સમયે જન્મનાર સંતાન તેના પિતા માટે નુકશાનકારક છે. પિતાજીના ઘરમાં મોટો થઇ તે કુળ અને રાજ્યલક્ષ્મીનો નાશ કરશે. દેવ! આપ ગુસ્સે ન થશો. જ્યાં સુધી આપે તેને જોયો નથી ત્યાં સુધી આપ કુશળ છો. તેને જોતાં જ આપના પ્રાણ માટે પણ શંકા રહેશે. રાજા આ કથન સાંભળી ઉદ્વિગ્ન બની ગયો. તેણે પ્રિયંવદાને બોલાવીને કહ્યું: પ્રથમ પુત્રના જન્મથી સૌને આનંદ થાય છે જ્યારે મારા માટે બીજી જ પરિસ્થિતિ નિર્માણ થઇ છે. આથી ભદ્રે! ધાવમાતાઓ સહિત બાળકને લઇ તમે તમારા સાસરે જાવ. એ ત્યાં જ મોટો થશે, 'ભલે,' એમ કહી પોતાના સાસરે સુરનંદન જઇને તેણે જ્વલનપ્રભ વિદ્યાધર રાજાની પ્રિય પત્ની ચિત્રલેખાના પુત્ર અને પોતાના પતિ જલકાંતને બધી વિગત માંડીને કહી. તેણે ઘણા આદર ભાવથી પત્નીની વાત સ્વીકારી લીધી. જન્મોત્સવ મનાવી તેનું નામ મદનવેગ પાડ્યું. ઉંમર વધતાં જતાં તે અત્યંત અવિનયી દુઃશીલ અને કૃતઘ્ન બન્યો. કંચનદેવીના પુત્ર જલવેગ સાથે તેની દોસ્તી જામતી ગઈ અને બંને સાથે હરવા ફરવા.

થોડા સમય બાદ સુરસુંદરીએ સિંહ સ્વપ્ન સુચિત શુભ નક્ષત્રમાં એક બીજા પુત્રને જન્મ આપ્યો. તે કામદેવ સમાન સુંદર હતો. તેનું નામ અનંગકેતુ રાખવામાં આવ્યું.

યુવાન થતાં જ રાજાએ તેને યુવરાજ બનાવ્યો. અનેક વિદ્યાઓની તેણે સાધના કરી અને વિદ્યાધર નગરોમાં તે મોજ કરવા લાગ્યો.

મહા મહિનામાં રાજા અંતઃપુર સાથે વૈતાઢ્ય શિખર પર અષ્ટાહ્નિકા મહોત્સવ માટે ગયો. ખૂબ ધામધુમથી મહોત્સવ ચાલી રહ્યો હતો ત્યાં ગંગાવર્તથી અનેક વિદ્યાધરોની સાથે અનંગવતી નામે એક રૂપસુંદર કન્યા ત્યાં આવી. તેને જોતાં જ યુવરાજ અનંગકેતુ તેના પર મોહિત થઈ ગયો. તેણે પોતાના મિત્ર વસંતને પૂછ્યું કે આ કોની કન્યા છે? તેનું શું નામ છે?

વસંતે કહ્યું કે ગંગાવર્તમાં ગંધવાહન નામે રાજા હતો. મયણાવલી તેની પત્ની હતી. તેણે મેઘનાદ, નરવાહન અને મકરકેતુ નામે ત્રણ પુત્રોને જન્મ આપ્યો. પિતા સાથે જ્યેષ્ઠ પુત્ર નરવાહને દીક્ષા લેતાં મકરકેતુ રાજા થયા. વિદ્યા સાધના કરતી વખતે તમારા પિતાના હાથથી અજાણતાં તેનું મૃત્યુ થયું. ત્યારબાદ મેઘનાદ રાજા બન્યો. તમારા પિતાએ તેને અનેક ગામ, નગર આપ્યાં. ચિત્રગતિ વિદ્યાધરની પદ્મોદરા નામની કન્યા સાથે તેનાં લગ્ન થયાં. તેની કન્યા આ મદનવેગા છે. જલકાંતના પુત્ર જલવેગની સાથે તેનાં લગ્નની વાતચીત ચાલી રહી હતી પરંતુ તેનું શું પરિણામ આવ્યું તેની મને ખબર નથી.

આ સાંભળી યુવરાજે વસંતને કહ્યું: મારાથી હવે

આ કન્યા વિના જીવી શકાય તેમ નથી. એના વિનાનું મારુ જીવન શા કામનું ? મારા પ્રત્યે તને પ્રેમ હોય તો તું જઈને પિતાજીને વાત કર અને આ કન્યા મને મળે તેવો પ્રબંધ કર. વસંતે જઈને રાજાને જણાવ્યું. રાજાએ મેઘનાદ સમક્ષ કન્યાનું માગુ કર્યું. પ્રસન્નચિત્તે તેણે તે સ્વીકારી લીધું અને ગંગાવર્તમાં ઘણી ધામધુમથી મદનવેગા સાથે યુવરાજનાં લગ્ન કરવામાં આવ્યાં. તેને લઈ અનંગકેતુ પોતાના નગરમાં પાછો ફર્યો.

મદનવેગાના લગ્નના સમાચાર જાણી જલવેગ અત્યંત દુઃખી થઈ ગયો. મદનવેગાના વિરહથી વ્યાકુળ બની તેણે અનંગકેતુને મારી નાંખવાનો વિચાર કર્યો. એક દિવસ મદનવેગને કહ્યું મિત્ર! શું તમે એ નથી જાણતાં કે આપ મકરકેતુ રાજાના પુત્ર છો અને સુરસુંદરી આપની માતા છે? આપના પિતાએ આપનો જન્મદિન ઉજવવા માટે અહીં મોકલી આપીને તમારું ઘોર અપમાન કર્યું છે. તમારા નાના ભાઈને યુવરાજ બનાવ્યો છે. અને તમને તો જોવાની પણ તેમણે કદી ઈચ્છતા નથી કરી, તમારા પિતા જ્યાં રહે છે એ દિશામાં તો તમે જઈ પણ શકો તેમ નથી. આ પ્રમાણે પિતાનું અપમાન સહન કરી તમારુ જીવવું બેકાર છે.

મિત્રની આ વાત સાંભળી જલવેગની આગમાં ઘી હોમાયું. તેણે ગુસ્સામાં કહ્યું કે તું મને મારા દુશ્મનને

બતાવ: હું તેના અપમાનનો બદલો લેવા માંગું છું. મિત્રે કહ્યું કે તમારા દુશ્મનનું રક્ષણ અંગરક્ષક નાગી તલવારથી કરી રહ્યો છે. આથી આપ રૂપપરિવર્તની વિદ્યા સિદ્ધ કરો. તેમાંથી બધા જ કામ સિદ્ધ થઇ જશે. આમ કહી મિત્રે તેને રૂપપરિવર્તની વિદ્યા આપી. જંગલમાં જઇ તેણે એ વિદ્યા સિદ્ધ કરી લીધી.

હસ્તિનાપુર જઈ સુરસુંદરીની દાસી લલિતાનું અપહરણ કરી દૂર દેશમાં તેને રાખી તેના વેશમાં તે અંતઃપુરમાં રહેવા લાગ્યો. તેનો ઇરાદો રાજાની હત્યા કરવાનો હતો. કદલીવનમાં નાગ ડંખ્યો હતો તે પછીથી સજાગ થઈ રાજાએ દિવ્યમણિવાળી અંગુઠી પોતાની આંગળીએ પહેરી રાખી હતી. એક દિવસ ભોજન કરી રાજા સુરસુંદરીના મહેલમાં સૂવા માટે ગયો. પાપણુ દાસીને તેને જોઇ લીધો.

અંગરક્ષકોને બહાર રાખી રાજા અંદર ગયો. થોડા સમય સુધી બંને જણાએ ઠઠા મજાક કરી. પછી સુરતારંભના સમયે દેવીએ અંગુઠીને આભરણ સ્થાનમાં મૂકી દીધી. રાજા જેવો રતિક્રીડામાં રત થયો કે તુરત જ હાથમાં તલવાર લઈ દુષ્ટ જલવેગ ત્યાં પહોંચી ગયો. માતાની સાથે સંભોગમાં આસક્ત પિતાને મારવા પુત્ર તૈયાર થાય છે. ખરેખર: આવા સંસારને ધિક્કાર છે. સગો દિકરો સગી માને, સગા બાપને સંભોગના સમયે મારવા તૈયાર થાય છે તે પુત્રનો મોટો ગુનો છે. રાગથી દ્વેષ થાય છે. દ્વેષથી વૈર થાય છે. વૈરથી માનવી જીવહિંસા કરે છે અને જીવહિંસાથી મહા

કર્મ બાંધે છે અને ભારેકર્મી જીવ તિર્યંચ અને નરકનાં દુઃખોને ભોગવે છે અને તે જીવ નરકગતિમાંથી તિર્યંચ ગતિમાં અને તિર્યંચગતિમાંથી નરકગતિમાં આવનજાવન કર્યા કરે છે. આથી જીવોએ રાગદ્વેષ છોડી અનંતભય સંસારથી પાર થઇ જવું જોઈએ.

મ્યાનમાંથી નીકળેલ નાગી તલવાર જોઈ રાજા આશ્ચર્યચકિત થઈ ગયો. તેને થયું કે મારી હત્યા કરવા દુષ્ટ લલિતાએ ઘરમાં પ્રવેશ કર્યો છે. એમ વિચારી ભયંકર હુંકાર કરી રાજાએ સ્તંભિની વિદ્યાથી તેને સ્તંભિત કરી દીધો. રાણીએ કહ્યું : લલિતા! તું આમ શા માટે રાજાની હત્યા કરવા તૈયાર થઈ છે? રાજાએ કહ્યું કે દેવી! સ્ત્રી આવું મોટું સાહસ ન કરી શકે. જરૂર કોઈ દુષ્ટ પુરૂષ વિદ્યા શીખીને આવ્યો છે. આથી રાજાએ પરવિદ્યોચ્છેદકારી વિદ્યાનું આવાહન કરીને તેની વિદ્યાનો નાશ કર્યો. એ વિદ્યા નાશ થતાં જ લલિતાનો વેશ દૂર થઇ ગયો અને મૂળ પુરૂષ દેખાયો. તેને જોતાં જ રાજાએ કહ્યું : દેવી! આ તો કુમાર જેવો જણાય છે લાગે છે કે આ આપણો પ્રથમ પુત્ર હશે. રાજાની વાત સાંભળી રાણી ખૂબ જ શરમાઈ ગઈ.

એ જ દિવસે સુરનંદન નગરથી 'સ્ફુટ વચન' નામનો એક દૂત કંઈક રાજકાર્ય માટે આવ્યો. રાજાએ તેને પૂછ્યું : ભદ્ર! નૈમિત્તિકના વચનથી જે પુત્રને મેં પ્રિયંવદાની પાસે મોકલી આપ્યો હતો તે જ શું આ પુત્ર

છે ? તેણે કહ્યું કે હા, આ તો મદનવેગ જ છે એ જાણતાં જ રાજા ચિંતાથી બોલી ઊઠયો : આજ પણ પૂર્વવૈરી પીછો નથી છોડતો. ખરેખર આવા સંસારને ધિક્કાર છે. કારણ કે જુઓને કોઈ વિના કારણે તે ગુસ્સામાં આવી પાપ કરી રહ્યો છે. પછી રાજાએ મંત્રીઓ સાથે ખાનગી મંત્રણા કરી તેને જેલમાં ધકેલી દીધો અને પોતાના અંગત માણસને ત્યાં મૂકી દીધો. જેલમાં પણ જલવેગ રાજાને મારવાના જ સતત વિચાર કર્યા કરતો હતો.

ત્યાં પર્યુષણનાં દિવસો આવ્યા. રાજાની આજ્ઞાથી બધા કેદીઓને મુક્ત કરવામાં આવ્યા. રાજાએ મનમાં વિચાર્યું કે મારો પુત્ર ગુનેગાર અને દુ:શીલ છે તો પણ તેને જેલમાં રાખીને હું રાજ્યસુખ ભોગવવા નથી ઈચ્છતો. અને તેને જેલમાં રાખવાથી મારી પર્યુષણની આરાધના શુદ્ધ નહિ બને. આમ વિચારી તેને મુકત કરતાં રાજાએ કહ્યું : પુત્ર ! વિષાદ છોડ. પ્રસન્ન થા. દીક્ષા લેતી વખતે હું તને મારા પદ પર સ્થાપિત કરીશ. એમ કહી દેશના છેવટના ભાગનાં સો ગામ આપી કેટલાક વિશ્વાસુ લોકોની સાથે તેને ત્યાં મોકલી દીધો અને તે પણ વૈરને મનમાં રાખી ચાલ્યો ગયો. એ દુષ્ટ ત્યાં પણ રાત દિવસ પિતાની હત્યાનો જ વિચાર કરતો હતો. તે પર્વતની બાજુમાં એક પલ્લીમાં રહેતો હતો. ઔષધિઓની શોધખોળ કરતો હતો તે સમયે ત્યાં ધુમમુખ નામનો એક યોગી આવ્યો.

મદનવેગે તેનો શયન, આસન, ભોજન વગેરેથી ખૂબ

જ આદર સત્કાર કર્યો. યોગીએ તેથી પ્રસન્ન થઈ તેને અદૃશ્ય અંજન આપ્યું. બંને આંખમાં અંજન આંજી અદૃશ્ય થઈ તે વિચારવા લાગ્યો કે હું મારા દુશ્મનને ખત્મ કરીશ તો જ મારા મનને શાંતિ થશે. મારા હાથથી પિતાની હત્યા કરું તો જ મને રાજ્યલાભ થાય. દુશ્મને આપેલું રાજ્ય નરકથી ય વધુ દુઃખદાયી છે. આમ વિચારી તે હસ્તિનાપુર આવ્યો અને રાજાની હત્યા કરવા માટે તે શૌચાલયમાં તેની રાહ જોવા લાગ્યો. શરીર ચિંતા માટે રાજા અંગુઠી કાઢીને શૌચાલયમાં આવ્યો ત્યાં જ જલવેગે અદૃશ્યપણે તેની પીઠમાં છરો ભોંકી દીધો. રાજા તુરત જ બહાર આવ્યો. અને અંગરક્ષકોને કહ્યું કે દ્વાર બંધ કરી દો આમાં કોઇ અદૃશ્ય છે 'મારો મારો' કહી અંગરક્ષકોએ બારણાં બંધ કરી દીધાં. તે દુષ્ટ ભયથી ગભડીને વિષ્ઠાકૂપમાં પડી ગયો. પાપી બીજાનું અનિષ્ટ કરવા વિચારે છે પરંતુ બીજાના પુણ્યથી દુઃખનો અનુભવ પોતે જ કરે છે. અંગરક્ષકોએ રાજાની ચારે બાજુથી રક્ષા કરવા માંડી. મણિ જળનું સિંચન કરતાં રાજાની વેદના દૂર થઇ ગઇ. દેશના અંત ભાગમાંથી મદન-વેગના રક્ષકો આવ્યા. અને કહ્યું : રાજન્ ! મદનવેગ તો અદૃશ્ય થઈ ક્યાંક ભાગી ગયો છે. રાજાને થયું કે આ તો મારા પુત્રનું જ કામ છે. આમ જાણવા છતાં ય હું હજી ધર્મથી વિરક્ત કેમ છું ? ભોગમાં આસક્ત બની જિન ધર્મની આરાધના કર્યા વિના જ આજ મરી ગયો હોત તો ન જાણે મારી શી ગતિ થાત ?

એક સવારે એક વિદ્યાધરે આવી શુભ સમાચાર આપ્યા કે કુસુમાકર ઉદ્યાનમાં શ્રી ચિત્રવેગ સૂરિ પધાર્યા છે. આનંદથી તેને ઉપહાર દઈ અંતઃપુર સાથે રાજા ઉદ્યાનમાં ગયો. ત્રણ પ્રદક્ષિણા ફરી રાજાએ ભક્તિભાવથી સૂરિને વંદના કરી. એ પછી મુનિ અમરકેતુને પણ વંદના કરી: રાગદ્વેષાદિ શત્રુનો નાશ કરનારી, સંવેગકારિણી ધર્મ-દેશના સાંભળી સંવેગથી રાજાએ પૂછયું : ભગવન્! મારો પુત્ર મારી સાથે દુશ્મનાવટ રાખે છે, તે હમણાં કયાં છે?

સૂરિએ કહ્યું : રાજન્! સાંભળો. સુબંધુ કાળબાણ દેવ થયો. તેણે તમારો વિદ્યાચ્છેદ કર્યો હતો. સુરસુંદરીનું અપહરણ કરી તે જઈ રહ્યો હતો ત્યાં તેનું ચ્યવન થયું. ચ્યવીને તે પાડો થયો અને આગમાં બળી મૂઓ. ત્યાંથી તે કહોવાયેલી કૂતરીના પેટે જન્મ્યો. પાંચ દિવસ બાદ તેની માતા કૂતરી મરી ગઇ. ભૂખથી તડપી તડપીને તે પણ મરી ગયો. ત્યાંથી એક બ્રાહ્મણને ત્યાં બળદરૂપે ઉત્પન્ન થયો. પરંતુ તે ગરીબ હતો આથી બ્રાહ્મણે તેને એક ઘાંચીને ત્યાં વેચી નાખ્યો. ત્યાં ઘાણીએ ફરી ફરીને ક્ષીણ થઈ મરી ગયો. ત્યાંથી તે હિમાલયમાં સર્પરૂપે જન્મ્યો. તમે રાણી સાથે વાતચીતમાં લીન હતા ત્યારે તેણે તમને ડંખ માર્યો. અંગરક્ષકોએ તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. તે જ જીવ મદનવેગ રૂપે તમારા પુત્ર તરીકે જન્મ્યો. પૂર્વ વૈરથી શૌચાલયમાં અદૃશ્ય રહી તમારી હત્યા કરવાનો તેણે પ્રયત્ન કર્યો. પરંતુ અંગરક્ષકોનાં ભયથી

તે વિષ્ઠાકૂપમાં ગબડી પડયો. ભંગીઓએ કૂપ ખોલ્યો. ત્યારે તે ભયથી ભાગી ગયો. વિષ્ઠા ખાવાથી તેને કુષ્ઠ રોગ થઈ ગયો અને અત્યારે તે દુઃખી દુઃખી થઇ ફરી રહ્યો છે. સૂરિના મુખેથી આ વૃત્તાંત સાંભળી રાજા સંસારથી વિરક્ત બની ગયો. બીજા પુત્રને તેણે રાજ્ય આપી દીધું. જિનપૂજા મહોત્સવ કરાવ્યો. લાખોનું દાન કર્યું અને શુભ દિવસે મકરકેતુએ અનેક વિદ્યાધરો સાથે ચિત્રવેગ સૂરિ પાસે દીક્ષા લીધી. સુરસુંદરીએ પણ વૈર નિમિત્ત દુઃખને જાણી ગણિની કનકમાળા પાસે દીક્ષા લીધી. આ પ્રમાણે પૂર્વોક્ત ત્રણેય બહેન અને એક ભાઈ વ્રતી બની ગયા. ચિત્રગતિ વાચક પાસે સૂત્રોનો અભ્યાસ કરી, ચિત્રવેગ આચાર્ય પાસે અર્થ ગ્રહણ કરી મકરકેતુ મુનિ ક્રમશઃ સૂત્રાર્થ વિશારદ બન્યા. અને પંચવિધ તુલના તથા તપભાવનાથી આત્મભાવના ભાવી શ્મશાનમાં પ્રતિમા ધારણ કરવા લાગ્યા.

ત્યાંથી સૂરિ વિહાર કરતાં કરતાં ચંપાપુરી પધાર્યા. મકરકેતુ મુનિ શ્મશાનમાં પ્રતિમા ધારણ કરવા લાગ્યા. ચિત્રગતિ વાચકનું વાચના સમયે કોઈ દેવ અપહરણ કરી ગયો. મુનિઓએ જઇને સૂરિને વાત કરી. સૂરિએ ઉપયોગથી બધી વાત જાણી સાધુઓ તથા સાધ્વીઓને સંબોધીને કહ્યું: તમે સૌ વૈરભાવનો બીલકુલ ત્યાગ કરો. જે મોહિલ જીવે સુમંગલને પરભવમાં રુષ્ટ થઇ ધનપતિજીવ દેવનું વિદ્યાહરણ કરી માનુષોત્તર પર્વત પર છોડી દીધો હતો. માનવરહિત

જંગલમાં ફરતા સમયે સાપ ડંખતાં મરીને તે સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. તે સિદ્ધાર્થપુરમાં કનકવતીનો પુત્ર સુરથ થયો. ક્ષય રોગથી સુગ્રીવ રાજા મરીને રાજા થયો. પૂર્વકર્મ ઉદય આવતાં સુપ્રતિષ્ઠે રાજ્ય લઈ લીધું. ત્યાંથી તે ચંપાનગરીમાં આવ્યો. જંગલમાં ફરતાં બાળતપ કરી મરીને જ્યોતિષવાસી શનૈશ્ચર દેવ થયો. પૂર્વ વૈરને યાદ તેનું અપહરણ કરી તેને લવણ સમુદ્રમાં ફેંકી દીધો. શુભ પરિણામમાં કર્મોને ખાખ કરી હવે તે ભવભયમુક્ત કેવળી બન્યા છે.

સૂરિનું વચન સાંભળતાં સાધુ-સાધ્વી બધાં અત્યંત સંવિગ્ન થઇ ગયાં. ત્યાં શ્મશાનમાથી અમરકેતુ મુનિ ત્યાં આવ્યા અને કહ્યું : ભગવન્ ! ગુરુની આજ્ઞાથી ધનદેવની સાથે હું. સવારે મુનિ મકરકેતુ પાસે ગયો પરંતુ ત્યાં મેં તેમને જોયા નહિ. ઉલટું ત્યાં મેં સળગતી ચિતા જોઈ.” સંવેગમાં આવી સૂરિએ કહ્યું : દુઃખથી પીડિત મદનવેગ ત્યાં આવ્યો. શ્મશાનમાં તેણે પોતાના પિતાને જોયા. તેણે તુરત જ પોતાના વૈરની તૃપ્તિ કરવાનો નિર્ણય કર્યો. એટલામાં એક ગાડીવાળો લાકડાથી ભરેલી ગાડી ત્યાં છોડીને બળદ લઈને નગરમાં ગયો. સાંજનો સમય હતો. અંધારું થતાં લાકડાંથી મુનિ પિતાને ઢાંકી દઈ આગ ચાંપી દીધી. અવિચળ ભાવથી શુક્લ ધ્યાન ધરતાં કર્મોને ખપાવી મુનિ કેવળી થઈ ગયાં.’

આ પ્રમાણે સૂરિ જ્યારે કહી રહ્યા હતા ત્યાં ચારેય

ઘાતી કર્મોનો ક્ષય થતાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું એ જ સમયે શુભ ભાવનામાં રહેતા મુનિ અમરકેતુ, મુનિ ધનદેવ, સાધ્વી કનકમાળા, કમલાવતી, સુરસુંદરી, પ્રિયંગુ-મંજરીને પણ કેવળજ્ઞાન થયું. દેવોએ તેમનો ઉત્સવ ઉજવ્યો. કાળક્રમે સૌ નિર્વાણ પામ્યા. જ્યારે પોતાના પાપ કૃત્યોથી મદનવેગ અનંત સંસારમાં પરિભ્રમણ કરશે.

હે ભવ્ય જીવો ! આ કથા જાણી, વાંચી તમે સૌ મહાશત્રુ રાગદ્વેષનો ત્યાગ કરો.

સંસારમાં ડૂબતાં પ્રાણીઓ માટે તારક સમાન શ્રી તીર્થંકર ભગવાન મહાવીરના શિષ્ય શ્રી સુધર્મા સ્વામી થયા. તેમના પછી શ્રી જંબુસ્વામી, તે બાદ શ્રી પ્રભવસ્વામી. આ પ્રમાણે સૂરિ પરંપરામાં શ્રી જિનેશ્વર સૂરિ ખૂબ જ પ્રસિદ્ધ થયા. તેમના પટ્ટ ઉપાધ્યાય શ્રી અલ્લક થયા. તેમના શિષ્ય વિદ્વાન વર્ધમાનસૂરિ થયા. તેમનાં બે શિષ્ય થયા. એકનું નામ શ્રી જિનેશ્વરસૂરિ હતું અને બીજાનું નામ શ્રી બુદ્ધિસાગર સૂરિ હતું. તેમના શિષ્ય ધનેશ્વર મુનિએ આ "સુરસુંદરી ચરિત્ર" નામે પ્રાકૃત ભાષામાં કથાની રચના કરી. ચંદ્રાવલ્લિપુરીમાં ગુરુની આજ્ઞામાં રહી તેમણે વિક્રમ સંવત ૧૦૯૫ માં આ ગ્રંથ પૂર્ણ કર્યો.

"નિર્વાણ નિધાન" નામે સોળમો પરિચ્છેદ સમાપ્ત.

# સમાપ્ત